# લેખકનાં અન્ય પુસ્તકો

સંઘવિજયકૃત સિંહાસનબત્રીસી (૧૯૩૩)
માધવકૃત રૂપસુન્દર કથા (૧૯૩૪)
વીરસિંહકૃત ઉષાહરણ (૧૯૩૮)
વાઘેલાઓનું ગુજરાત (૧૯૩૯)
મતિસારકૃત કર્પૂરમંજરી (૧૯૪૧)
પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના (૧૯૪૧)
ઇતિહાસની કેડી—લેખસંગ્રહ (૧૯૪૫)
સંઘદાસગણિકૃત વસુદેવ-હિંડી—પ્રાકૃતમાંથી અનુવાદ (૧૯૪૬)
वस्तुपाल का विद्यामण्डल—हिन्दी अनुवाद (१९४७)
વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો (૧૯૪૮)
સત્તરમા શતકના પ્રાચીન ગુર્જર કાવ્ય (૧૯૪૮)
જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ (૧૯૪૮)
પંચતંત્ર (૧૯૪૯)
જગન્નાથપુરી અને ઓરિસાના પુરાતન અવશેષો (૧૯૫૧)
हेमचन्द्राचार्य का शिष्यमण्डल—हिन्दी अनुवाद (१९५१)
જૈન આગમસાહિત્યમાં ગુજરાત (૧૯૫૨)
ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૧-૧૮ (૧૯૫૨)
ભારતીય આર્યભાષા અને હિન્દી (૧૯૫૨)
ષષ્ટિશતક પ્રકરણ, ત્રણ બાલાવબોધ સહિત (૧૯૫૩)
Literary Circle of Mahāmātya Vastupāla
and Its Contribution to Sanskrit Literature (1953)
મહીરાજકૃત નલ-દવદંતી રાસ (૧૯૫૪)
શબ્દ અને અર્થ—શબ્દાર્થશાસ્ત્ર વિશે પાંચ વ્યાખ્યાનો (૧૯૫૪)
પ્રાચીન ફાગુ-સંગ્રહ (૧૯૫૫)
વર્ણક-સમુચ્ચય, ભાગ ૧—મૂળ પાઠ (૧૯૫૬)
મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા
સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો (૧૯૫૭)
-સમુચ્ચય, ભાગ ૨—સાંસ્કૃતિક અધ્યયન (૧૯૫૯)

# પ્રાસ્તાવિક

ન્યૂ યૉર્કના રૉકફેલર ફાઉન્ડેશનના આમંત્રણથી જૂન ૧૯૫૬ થી મે ૧૯૫૭ સુધીના આશરે અગિયાર માસમાં મેં એક લાંબો પ્રવાસ કર્યો, અને યુનાઇટેડ સ્ટેટ્સમાં જતાં પહેલાં યુરોપમાં અને ત્યાંથી પાછા વળતાં જાપાન અને અગ્નિએશિયાના દેશોમાં કેટલોક સમય ગાળ્યો.

પ્રવાસના સંસ્કારો જ્યારે મન ઉપર તાજા હતા ત્યારે—એટલે કે પ્રવાસ કરતાં કરતાં જ એ વિષે લખવાનો સમય મેળવવો બહુ મુશ્કેલ હતો. પણ સાથોસાથ કેટલાક નિકટના મિત્રોનો એવો આગ્રહ હતો કે મારે એ વિષે લખવું, જેથી મિત્રો અને સંબંધીઓ ઉપરના અંગત પત્રોમાં મુખ્યત્વે અંગત વાતો સિવાય બીજું લખવાની જરૂર રહે નહિ એ આગ્રહને પરિણામે ઇંગ્લેંડના મારા નિવાસના છેવટના દિવસોમાં પહેલો પ્રવાસપત્ર લખીને રવાના કરી શકાયો, અને એના અનુસંધાનમાં પછીના પત્રો ચાલુ રહી શક્યા. 'બુદ્ધિપ્રકાશ'ના એ સમયના સંપાદકો શ્રી. નગીનદાસ પારેખ અને ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી ઉપર લખાયેલા એ પત્રો એ સામયિકના સપ્ટેમ્બર ૧૯૫૬ થી જૂન ૧૯૫૮ સુધીના અંકોમાં, 'એક વિદ્યાયાત્રા' શીર્ષક નીચે ક્રમશઃ પ્રકટ થયા.

કંઈ ફેરફાર કર્યો નથી કે પત્રલેખનની તારીખો પછી એમાંની હકીકતોમાં જે ફેરફારો થયા હોય તેને લગતા ઉમેરા પણ કર્યા નથી.

મારી વિદ્યાયાત્રાની આયોજનામાં તથા તેને લગતી ઝીણી ઝીણી વિગતોમાં પણ પ્રથમથી ઊંડો રસ લેનાર સુહૃદો શ્રી ઉમાશંકર જોષી અને ડૉ. ચંપકલાલ શુક્લનો આ સ્થળે આભાર માનવાની હું તક લઉં છું રૉકફેલર ફાઉન્ડેશનના જુદા જુદા વિભાગના અધિકારીઓએ મારા પ્રવાસને બધી રીતે સગવડભર્યો અને ફલપ્રદ બનાવવાની શ્રેષ્ઠ વ્યવસ્થા કરી તે બદલ તેમનો અને મારી ચાલુ કામગીરીમાંથી એક વર્ષ જેટલી લાંબી મુદત માટે મને તત્કાલ મુક્ત કરવા બદલ વડોદરા યુનિવર્સિટીના તંત્રવાહકોનો પણ હું ઉપકાર માનુ છું.

'અધ્યાપક નિવાસ'<br>વડોદરા.<br>તા. ૨૦–૨–'૫૯

ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા

૦

# અનુક્રમ



યેલ યુનિવર્સિટીની સ્ટર્લિંગ મેમોરિયલ
લાયબ્રેરીના પટાંગણમાં—
પ્રો. ઈનોવે સાથે

(૧)

## લંડન, ઑકસફર્ડ અને કેમ્બ્રિજ

લંડન, તા. ૧૪ મી ઑગસ્ટ, '૫૬

પ્રિય નગીનભાઈ,

મારી પરદેશની મુસાફરીના અનુભવો લખવાની આગ્રહભરી સૂચના તમે કરી એ માટે આભારી છું. પશ્ચિમની મુસાફરી આપણા દેશવાસીઓ માટે હવે એટલી સાધારણ બની છે કે એને લગતા બધા અનુભવો કે એને પરિણામે સ્ફુરતા વિચારો કે અંગત વાતો મારી નોંધપોથીમાં કદાચ લખું, પણ 'બુદ્ધિપ્રકાશ'ના વાચકો આગળ એ બધા રજૂ કરવાનુ પ્રયોજન નથી. ન્યૂયૉર્કના રૉકફેલર ફાઉન્ડેશનના ફેલો તરીકે હું પ્રવાસે નીકળ્યો હોઈ મુખ્યત્વે વિદ્યાપ્રવૃત્તિને લક્ષમા રાખીને મારા અનુભવો આ પત્રમાં હું નોંધીશ. પ્રસગોપાત્ત બીજી બાબતો વિષે પણ લખીશ. જો કે ભવિષ્યમાં બીજા પત્રો આ રીતે જ લખીશ એવી ખાતરી અત્યારે આપતો નથી! ટૂંકામાં, આ પત્રોને રૂઢ અર્થમાં પ્રવાસવર્ણનરૂપે ન ગણશો.

વડોદરા, અમદાવાદ અને મુંબઈમાં ગુરુજનો, મિત્રો અને સ્નેહીઓની મમતાભરી શુભેચ્છાઓ સાથે તા. ૨૩મી જૂનની રાતે મુબઈથી એર ઇન્ડિયાના વિમાનમાં નીકળ્યો. ઊંઘતાં ઊંઘતાં જ કૅરો પહોંચી સવારે નાસ્તો કર્યો. અલેકઝાન્ડ્રિયાના એક આધેડ વયના વાતોડિયા ગ્રીક ગૃહસ્થ કૅરોથી મારી જોડે જ બેઠા. ધંધા અંગે એમને વારંવાર લંડન જવાનું થતું હોઈ એમને માટે આ સુપરિચિત મુસાફરી હતી.

સાંજ સુધી આસપાસનાં દશ્યો અને વિમાનમાંથી દેખાતાં સ્થળોનું એમણે વર્ણન કર્યું. બપોરનું ભોજન રોમમાં લઈને તા. ૨૪મી જૂને સાંજે હું લંડન પહોંચ્યો.

સાન્ટાક્રૂઝ એરોડ્રોમ ઉપર એક સહૃદય પંડિતમિત્ર, જેઓ સારા લેખનકલાકાર પણ છે, તેમણે કેટલીક સ્વરચિત પ્રાકૃત ગાથાઓ લખીને આપી હતી, જેમાંની પહેલી બે આ પ્રમાણે છેઃ

> जाणामि न वइविहवं तह वि न जाणे य विविहउल्लावे।
> सज्जणसिणेहवसओ तह वि इम सपयपेमि ॥
> पओ सिवदो सुहदो होउ महामगल विसेसेण
> पत्तायनाणविग्गिमयकज्ज सिद्धि पवज्जेउ ॥

સિદ્ધિની તો કંઈ ખબર નથી, પણ મારો પંથ શિવદ અને સુખદ થયો છે, દેશમાં હતો ત્યારે વારંવાર રિસાઈ પડતી તબિયત અહીં સતત સારી રહે છે અને કાર્યપ્રવૃત્તિ પણ સંતોષકારક થઈ શકે છે.

'ગુજરાતી' પ્રેસવાળા શ્રી નટવરલાલ દેસાઈના ભાણેજ શ્રી સુધાકર મહેતા લંડનના એર ટર્મિનલ ઉપર મને મળ્યા; જ્યાં મારી વ્યવસ્થા કરવામાં આવી હતી ત્યાં, સ્ટ્રેન્ડ પેલેસ હોટેલમાં તેમની સાથે ગયો. બીજે દિવસે ઇન્ડિયા હાઉસમાં ગુજરાત કૉલેજના મારા જૂના અધ્યાપક શ્રી. વી સી. ત્રિવેદીને મળી, રોકફેલર ફાઉન્ડેશનની ઑફિસે ગયો, અને બપોરે 'સ્કૂલ ઑફ ઑરિયેન્ટલ ઍન્ડ આફ્રિકન સ્ટડીઝ'ના ઉર્દૂના લેક્ચરર ડૉ. ઇસ્લામની મદદથી ગુજરાત કૉલેજના મારા અભ્યાસકાળના બીજા અધ્યાપક અને લંડનમાં ગુજરાતીઓના સાંસ્કારિક આગેવાન ડૉ. ટી. એન દવે અને તેમના કુટુંબને મળ્યો (આ પત્ર તમને મળશે સાર પહેલાં તો તેઓ ભારતમાં આવી પહોંચ્યા હશે). જગતનાં બધાં જ મહાનગરોનું રૂપ કદાચ એકસરખું હશે, આથી મુંબઈની તુલનાએ મને લંડનમાં ઝાઝું અપરિચિત ન લાગ્યું, અને ...ની શરૂઆત જલદી થઈ શકી. લંડનમાં તમે ગમે ત્યાં જાઓ, પણ

ભારતવાસી અવશ્ય મળે. કહે છે કે અંગ્રેજ પ્રજાથી બીજે નંબરે અહીં જનસંખ્યા ભારતવાસીઓની છે! યુનિવર્સિટી વિસ્તારમાં તો જગતના લગભગ બધા દેશોના—તેમાંયે ખાસ કરીને એશિયા અને આફ્રિકાના વતની સેંકડો વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ મળે. નાલંદા, તક્ષશિલા અને વલભીમાં એ જમાનામાં પણ દૂર દેશના વિદ્યાર્થીઓ આવતા હતા એ ઐતિહાસિક હકીકતની કલ્પના અહીં તાજી થઈ.

અગાઉથી મેં સૂચવેલી યોજના પ્રમાણેનું વ્યવસ્થિત કામ તા. ૨૬મી જૂનથી શરૂ થયું. તે દિવસે બપોરે સ્કૂલ ઑફ ઓરિયેન્ટલ સ્ટડીઝમા જતાં ભારતીય પુરાતત્ત્વ (ઇન્ડિયન આર્કિયોલૉજી)ના લેકચરર ડૉ. ઑલ્ચીનની અચાનક મુલાકાત થઈ. તેમનો પત્ર તો અગાઉ આવેલો હતો; એમના વિભાગના પ્રોફેસર ડૉ. કોડ્રિંગ્ટન, જેમને એક વર્ષ પહેલાં વડોદરામાં મળવાનું થયુ હતું તેઓ હમણાં ભારતમાં છે. આજીવક સંપ્રદાય ઉપર એક ઉત્તમ પુસ્તક લખનાર તથા હમણાં પ્રગટ થયેલ 'વન્ડર ધેટ વોઝ ઇન્ડિયા' એ સુવાચ્ય કૃતિના લેખક ઇતિહાસવિભાગના ડૉ. એ. એલ. બશામની સાથે આ તથા સંબંધ ધરાવતા વિષયો ઉપર લાંબી ચર્ચા થઈ. આપણા ડૉ. ઠાકોરભાઈ નાયક અહીં નૃવંશશાસ્ત્ર (એન્થ્રોપોલૉજી) ના વિભાગમાં 'વિઝિટિંગ લેકચરર' તરીકે આવ્યા હતા (હવે તો તેઓ પણ પાછા ભારત આવી ગયા) તેઓ પણ ત્યાં મળ્યા. 'વર્ણકસમુચ્ચય'માં કલા, પુરાતત્ત્વ અને સંસ્કૃતિને લગતી જે અભ્યાસસામગ્રી મળે છે એ વિષે પણ ઠીક ઠીક ચર્ચા થઈ. ત્યાર પછી રામાયણ વિષેની એક સેમિનારમાં હાજરી આપી પ્રમુખસ્થાને બંગાળી વિભાગના મિ. ક્લાર્ક હતા. આ પહેલાં, રામાયણ વિષે જુદી જુદી દૃષ્ટિએ લખાયેલા દશેક નિબંધો આ સેમિનારમાં વંચાયા હતા; આ બેઠક આ સત્ર પૂરતી ઉપસંહારની હતી. થયેલી ચર્ચાઓ પ્રાથમિક સ્વરૂપની પણ રસપ્રદ હતી. વડોદરામાં ચાલી રહેલા રામાયણ વિષેના કામનો મેં એકંદર ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો સેમિનાર પૂરી થયા પછી મિ. ક્લાર્ક, હિંદીના મિ. અર્ટન–

પેજ અને શ્રી ગણેશદત્ત ગૌર (જેઓ સ્વભાવે તેમ જ દેખાવે કવિ છે) અને બંગાળીના શ્રી મુખરજી સાથે રસિક અંગત વાતચીત થઈ. કાશ્મીરી ભાષામાં રામાયણના સાહિત્યને લગતી માહિતી આપી શકે એવું કોઈ અહીં નથી, એવા કોઈ વિદ્વાન માટે ભારતમાં બનતી તપાસ કરવાનુ મેં માથે લીધુ ઑક્સફર્ડના ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટના ડિરેક્ટર અને સંસ્કૃતના પ્રોફેસર ટી. બરો (જેમણે મધ્યપ્રદેશની દ્રાવિડી ભાષા 'પરજી' વિષેનુ પુસ્તક થોડાં વર્ષ પહેલાં બહાર પાડ્યું છે તથા હમણાં સંસ્કૃતનો ભાષાવૈજ્ઞાનિક અભ્યાસ કરતો ગ્રંથ પ્રકટ કર્યો છે) પરીક્ષાના કામે અહીં આવેલા તે મળ્યા. બનારસના શ્રી અવધેશ નારાયણ વિષે પૂ પં. સુખલાલજી અને શ્રી દલસુખભાઈ માલવણિયાએ અમદાવાદમાં વાત કરેલી, તેઓ 'એશિયન હિસ્ટરી'ની સેમિનારમાં હાજરી આપવા માટે આવ્યા હતા તેઓ પણ મળ્યા. દલસુખભાઈ મારફત તેઓ મને ઓળખતા હતા. આ સેમિનારમાં ભારતીય ભાષાઓ પૈકી બંગાળી, મરાઠી, તામિલના ઐતિહાસિક સાહિત્ય વિષે નિબંધો રજૂ કરવાની યોજના થઈ હતી, પણ ગુજરાતી વિષે એવું વિચારાયું નહોતું એ પરત્વે શ્રી નારાયણે આશ્ચર્ય વ્યક્ત કર્યું, કેમકે ગુજરાતમાં સારું ઐતિહાસિક સાહિત્ય તેમ જ એ માટેની સામગ્રી (પ્રાચીન તેમ જ અર્વાચીન) છે એ તેમને ખબર હતી. પ્રો. આલ્ફ્રેડ માસ્ટર જેમણે મરાઠી વિષે લખ્યુ, પણ ગુજરાતી માટે એવી વ્યવસ્થા ન કરી શક્યા તેમને પણ એ ક્ષતિ પાછળથી ખટકી હોય એમ જણાયું, કેમ કે તેઓ ગુજરાત અને ગુજરાતીના સારા જાણકાર છે. પણ એ સેમિનાર તો ત્યારે પૂરી થઈ. જાણીતા ઇતિહાસવિદ્ ડૉ. આર. સી. મજુમદાર, ડૉ. એસ. સી. સેન અને હિંદી સરકારના પ્રતનલિપિશાસ્ત્રી શ્રી સરકાર ઇતિહાસની સેમિનાર અંગે આવેલા તે પણ અહીં મળ્યા ભારતમાં જુદે જુદે પ્રસંગે એમને મળવાનુ બન્યુ હતું.

પૂનાથી શ્રી સિદ્ધરાવ ઘાટે થોડાક સમય માટે આવેલા તે મળ્યા ને થોડીક સાહિત્યિક વાતો થઈ. મુંબઈ અને સિન્ધના માજી

ગવર્નર સર લેન્સલોટ ગ્રેહામને ૮૫ વર્ષની વયે, અહીના સસ્કૃતના લેકચરર મિ. ગ્રે પાસે દેવનાગરી મૂળાક્ષરોથી આરંભ કરી, સંસ્કૃત વ્યાકરણ શીખી આગળ અભ્યાસ કરતા જોઈ એમની જિજ્ઞાસા માટે માનબુદ્ધિ થઈ.

આ દિવસોમાં આપણા વડાપ્રધાન પં. જવાહરલાલ કૉમનવેલ્થના વડાપ્રધાનોની પરિષદ અંગે લંડનમાં હતા. સાંજે હોટેલમાં આવ્યો ત્યારે ઇન્ડિયા હાઉસમાંથી સંદેશો આવેલો કે તા. ૩૦ મી જૂને સવારે એમના વ્યાખ્યાનમાં હાજર રહેવું.

તા. ૨૭ મી જૂને થોડો સમય બ્રિટિશ મ્યૂઝિયમમાં વિતાવી કીંગ ચાર્લ્સ સ્ટ્રીટ (વ્હાઈટ હૉલ)મા ઇન્ડિયા ઑફિસ લાયબ્રેરીમાં ગયો. બ્રિટિશ પ્રધાનમંડળની કચેરીની સામે પરદેશ કચેરીના મકાનમાં ત્રીજે માળે આ લાયબ્રેરી છે. ત્યાંના સામાન્ય લિફ્ટમૅનો અને સંદેશવાહકો (લંડનમાં જ બીજાં સ્થળોની તુલનાએ પણ) ઘણા વિવેકી અને સંસ્કારી વર્તનવાળા જણાયા. બ્રિટનના એક વારના વિશાળ પરદેશી સામ્રાજ્યનુ આ વહીવટી કેન્દ્ર ખરું ને! ત્યાં થોડો સમય ગાળી પ્રો. બ્રાઉનને ફરી વાર મળવાનું નક્કી કર્યું.

તા. ૨૮ મી જૂને લંડન યુનિવર્સિટી વિસ્તારની પાસે બેડફર્ડ સ્કવેરમાં 'ઇન્સ્ટિટ્યૂટ ઑફ ક્લાસિકલ સ્ટડીઝ'મા ગયો. અને એના ડિરેક્ટર પ્રો. એ. જી. ટર્નરને મળતાં પહેલાં કેટલોક સમય એ સંસ્થાની નાની પણ ઉત્તમ લાયબ્રેરીમાં ગાળ્યો. પશ્ચિમના પ્રશિષ્ટ સાહિત્યના અભ્યાસ અને સંશોધન માટે આ સારી સસ્થા છે. ડિરેક્ટર સમેત બધા અધ્યાપકો લંડન યુનિવર્સિટીની જુદી જુદી કૉલેજોમાંથી આવે છે. લંડન યુનિવર્સિટીની બધી સંશોધનસસ્થાઓમાં આ સૌથી નવીન –ત્રણ વર્ષ પૂર્વે સ્થપાયેલી છે. ડિરેક્ટર ઘણા સરલ અને એક વિદ્વાનને શોભે એવી નમ્રતાવાળા છે. પશ્ચિમના દેશોમાં વિજ્ઞાન અને શિલ્પ (ટેક્નોલૉજી)નો આટલો પ્રભાવ પ્રસ્થાપિત થયા પછી પણ પ્રશિષ્ટ

વિષયોના અભ્યાસ અને સંશોધન માટે નવી સંસ્થાઓ સ્થપાય છે અને વિદ્યાર્થીઓ સારી સંખ્યામાં એનો લાભ લે છે એ બતાવે છે કે અભ્યાસની સુયોગ્ય આયોજના કરવામાં આવે તો શિષ્ટ પ્રાચીન સાહિત્યની પ્રેરણા અને જૈન પારિભાષિક અર્થમાં કહીએ તો 'ઉપયોગ' ચિરંતન છે. આપણા દેશના પ્રશિષ્ટ સાહિત્યમાં મને રસ હોઈ આ મુલાકાત મારે માટે સમાન્તર અભ્યાસરૂપ હતી. સંસ્થાના સંશોધન-સામયિકના પ્રગટ થયેલા અંકો ડિરેક્ટરે મને ભેટ આપ્યા.

બપોર પછી લંડન યુનિવર્સિટીના સેનેટ હાઉસમાં 'ઇન્સ્ટિટ્યૂટ ઑફ હિસ્ટોરિકલ રિસર્ચ'માં ગયો. પ્રશિષ્ટ સાહિત્યના અભ્યાસ માટેની ઉપર્યુક્ત સંસ્થા જેમ નવીન છે તેમ આ સંસ્થા ('ઇન્સ્ટિટ્યૂટ', 'સ્કૂલ' નહિ. 'સ્કૂલ' શિક્ષણ અને સંશોધન બન્નેય કામ કરે છે, જ્યારે 'ઇન્સ્ટિટ્યૂટ' મુખ્યત્વે સંશોધન કરે છે.) લંડન યુનિવર્સિટીની સંશોધનસંસ્થાઓમાં સૌથી જૂની, ઈ. સ. ૧૯૨૧ માં સ્થપાયેલી છે. એના ડિરેક્ટર પ્રો. જે. જી. એડવર્ડ્ઝે એકાદ કલાકની વાતચીતમાં સંસ્થાના ઉદ્દેશો અને કામનો પરિચય આપ્યો. લંડન યુનિવર્સિટી ઑક્સફર્ડ કે કેમ્બ્રિજ જેવી આશ્રમિક કે એકસ્થાનીય નથી. વિશૃંખલ પડેલી આ યુનિવર્સિટીમાં ઇતિહાસના અભ્યાસીઓ એક સાથે મળીને કામ કરી શકે એ સારુ પ્રો. પોલાર્ડે એની સ્થાપના કરાવેલી. જુદી જુદી કૉલેજો અને સંસ્થાઓના અધ્યાપકો અહીં વ્યાખ્યાનો આપવા આવે છે અને પશ્ચિમની વિદ્યાસંસ્થાઓમાં સાધારણ રીતે બને છે તેમ તમામ વ્યાખ્યાનોનો છાપેલો કાર્યક્રમ સત્રના આરંભ પહેલાં જ તૈયાર હોય છે. બ્રિટિશ મ્યૂઝિયમ અને રેકર્ડ ઑફિસમાંની સાધનસામગ્રીને કારણે બહારના વિદ્યાર્થીઓ પોતાનું કામ કરવા લંડન આવે ત્યારે આ સંસ્થાનો લાભ લે છે. બીજે સ્થળેથી કેટલાક માત્ર વેકેશનમાં અહીં કામ કરવા માટે આવે છે. અત્યારે બધા મળી નોંધાયેલા વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૭૦૦ છે. હવે આ સંખ્યા વધે નહિ એ સંસ્થાના અને મના હિતમાં છે એ ડિરેક્ટરે પોતે જ કહ્યું!

આ સંસ્થામાં જુદા જુદા પ્રાદેશિક ઇતિહાસોની સેમિનાર થાય છે; અને એથી પુસ્તકાલયમાં ભૌગોલિક એકમોની દૃષ્ટિએ વિભાગો રાખવામાં આવ્યા છે, શાથી કે જે તે પ્રદેશને લગતું પુસ્તક એક જ ખંડમાંથી મળી શકે અને ત્યાં બેસીને ચર્ચા કરનારાઓને સગવડ થાય. આથી જગા વધારે રોકાય છે, પણ અભ્યાસ અને ઉપયોગની દૃષ્ટિએ સુગમ પડે છે. અલબત, વિશિષ્ટ વિષયનાં પુસ્તકાલયોમાં જ આવું બની શકે, સર્વસામાન્યમાં નહિ, એ વિષે અમારા યુનિવર્સિટી–લાયબ્રેરિયન ડૉ. ચંપકલાલ શુક્લ સાથે ચર્ચાઓ થઈ હતી તે યાદ આવ્યું. ઇગ્લિશ, આઈરિશ, ફ્રેન્ચ, ડચ, જર્મન, સ્કેન્ડિનેવિયન આદિ ઇતિહાસના વિભાગો આ પુસ્તકાલયમાં ઘણા સમૃદ્ધ છે, જ્યારે પૌર્વાત્ય પ્રદેશોના ઇતિહાસવિભાગો એટલા સમૃદ્ધ નથી એ ડિરેક્ટરે પોતે જ કબૂલ કર્યું. આમ હોવું સ્વાભાવિક પણ છે. એમની એક મદદનીશે લાંબો સમય સુધી સાથે ફરીને પુસ્તકાલય બતાવ્યું એમાં ઉપર્યુક્ત વિભાગો સિવાય લંડનના ઇતિહાસનો એક અલગ ખંડ છે. ઠેઠ રોમન યુગથી માંડી આજ સુધીનો લંડનનો સુદીર્ઘ અને રસિક ઇતિહાસ એમાં છે. એ વિભાગમાં આશરે ત્રણ હજાર પુસ્તકો હશે. મને લાગે છે કે આપણા દેશમાં કોઈએ એકાદ ઐતિહાસિક શહેર વિષે વિસ્તૃત અભ્યાસપૂર્ણ ગ્રન્થ લખવો હોય તો એકાદ માસ ગાળીને આ વિભાગ જોવો જોઈએ. નગરજીવનનું એક પણ અંગ અહીં અનવલોકિત રહ્યું નથી પ્રાચીન લિપિવિદ્યાનો પણ એક નાનો વિભાગ છે. આ વ્યવસ્થિત પુસ્તકાલયનો ફરી વાર ઉપયોગ કરવા માટે ડિરેક્ટરે મને આમંત્રણ આપ્યું.

તા. ૨૯ મી જૂને સવારે 'સ્કૂલ ઑફ ઇકનોમિક્સ ઍન્ડ પૉલિટિકલ સાયન્સ'માં 'બ્રિટિશ નૃવંશશાસ્ત્રના વર્તમાન પ્રવાહો' (રિસન્ટ ટ્રેન્ડ્ઝ ઇન બ્રિટિશ ઍન્થ્રોપોલોજી) વિષેની સેમિનારમાં હાજરી આપી, અને એ નિમિત્તે તે જગપ્રસિદ્ધ સંસ્થા પણ જોઈ. શ્રી ઉમાશંકરભાઈએ એક પત્રમાં લખ્યું હતું તેમ, અહીંની હવા માયાની જેમ પલકે પલકે

રંગ પલટે છે. (સર૦ 'પલકે પલકે પલટે રંગ, એ આખા માયાના ઢંગ.') રમૂજમાં કહેવાય છે કે લંડન અને કેમ્બ્રિજમાં દરેક માણસ છત્રી સાથે જન્મે છે! આગલી સાંજની સખત ગરમીના મુકાબલે હવામાં એકદમ ઠંડીનો ચમકારો હતો અને વરસાદ ધીરે ધીરે વરસતો હતો. સ્કૂલમાં જતાં પહેલાં બાજુમાં આવેલા એક કાફેમાં ચા પીધી. આપણા દેશની કોઈ નાની હોટેલમાં મળે તેમ પ્યાલો ભરીને ચા તૈયાર લાવી દીધી. અનેક દેશોના વિદ્યાર્થીઓ અહીં આવે તે કારણે વાતાવરણ ઘણું મુક્ત અને અનૌપચારિક—સ્ટ્રૅન્ડની ભપકાદાર હૉટેલોથી ઊલટા પ્રકારનું લાગ્યું બીજે પણ નાનાં સ્થળોમાં લગભગ એવું છે, એ પાછળથી અનુભવ્યું.

સ્કૂલ ઑફ ઇકનૉમિક્સના નૃવંશશાસ્ત્રના વિભાગના અધ્યક્ષ અને સેમિનારના પ્રમુખ પ્રો. ફર્થ એક પક્વ વયના સજ્જન છે અને મૂળ ન્યૂ ઝીલૅન્ડના છે. તેઓ મને નામ અને કામથી ઓળખતા લાગ્યા, કેમ કે અમારી યુનિવર્સિટીના એ વિભાગના અધ્યક્ષ મારા મિત્ર પ્રો. શ્રીનિવાસે તેમને અગાઉ મારે વિષે વાત કરી હશે. આ વિષયમાં હું એક પૃથગ્જન, માત્ર આગંતુક તરીકે આવેલો, પણ તેમણે ચર્ચામાં બેત્રણ વાર, ખાસ કરીને ભાષાવિજ્ઞાન અંગે, મારો ઉલ્લેખ કર્યો (ભાષાવિજ્ઞાન અને નૃવંશશાસ્ત્રને નિકટનો સંબંધ ગણાય છે) અને સમાપનામાં આભારવિધિ કરતાં 'રોકફેલર ફેલો'ને 'બોં વોયેજ' ઇચ્છી; અને મેં પણ સેમિનારમાં ભાગ લેવાની અનુમતિ આપવા બદલ તેમનો આભાર માન્યો. અમેરિકામાં ફિલાડેલ્ફિયામાં તા. ૨ થી ૯ સપ્ટેમ્બર સુધી નૃવંશશાસ્ત્રીઓ અને માનવશાસ્ત્રીઓ (એથ્નોલૉજિસ્ટ્સ)ની પાંચમી આંતરરાષ્ટ્રીય પરિષદ મળવાની છે, એના ભાષાવિજ્ઞાન વિભાગમાં હું હાજર રહી શકું તો સારું એવું સૂચન સદ્ભાવથી કર્યું. જો કે મારા નક્કી થયેલા કાર્યક્રમને કારણે વહેલામાં વહેલો સપ્ટેમ્બરની ૪ થી–૫ મી આસપાસ જ હું ન્યૂયોર્ક પહોંચી શકું એમ છું, એટલે એ શક્ય લાગતું નથી.

બપોરે સ્કૂલ ઑફ ઓરિયેન્ટલ સ્ટડીઝમાં ડૉ. બ્રોફચીન રાહ જોતા બેઠા હતા. હું અને ઠાકોરભાઈ તેમની મોટરમાં જઈ (એ મોટર પણ આર્કિયોલૉજી ખાતાના માણસને શોભે એવી આર્કિયોલૉજિકલ છે!) શાહ રેસ્ટોરાંમાં પૂરી અને શાક જમ્યા (વચ્ચે એ નોંધી લઉં કે લંડનમાં તેમ જ ઑક્સફર્ડ અને કેમ્બ્રિજમાં ભારતીય પદ્ધતિએ જમવાનું આપનાર અનેક ભોજનગૃહો છે) એ પછી એમના ખાતામાં જઈ ત્યાંનું કામ જોયું તથા ઇંગ્લંડની વિદ્યાસંસ્થાઓ વિષે અનેક પ્રકારની આંતરિક વાતો સાભળી, જે અહીં ઝાઝી પ્રસ્તુત નથી.

રૉકફેલર ફાઉન્ડેશનવાળા ડૉ. ગિલપેટ્રિક આ દિવસોમાં રજાઓ ગાળવા લંડન આવ્યા હતા; તેમણે મને ખબર મોકલી હતી, તેમને મળ્યો. હું પહેલી વાર ભારતની બહાર નીકળ્યો હોઈ મારે વિષે એ કંઈક સચિન્ત હતા, પણ હું પ્રસન્ન છું એ મને જોઈને જ તેમણે કહ્યું. આટલો જલદી અહીં ભળી શક્યો એ બદલ તેમણે આનંદ અને આશ્ચર્ય વ્યક્ત કર્યાં, અને ભારતમાં આવનાર અનેક અમેરિકનો અને અમેરિકામાં આવનાર અનેક ભારતવાસીઓનાં આથી ઊલટા પ્રકારનાં કેટલાંક ઉદાહરણો આપ્યાં. વળી કહે, "તમારા મિત્ર શ્રી ઉમાશંકર જોષી ન્યૂયૉર્કમા આવ્યા તેના પહેલા જ દિવસે મને મળ્યા હતા. પણ શું એમનો માનસિક ઉલ્લાસ!" મે કહ્યુ, "એ તો પ્રથમ પંક્તિના કવિ છે અને જીવનના પ્રત્યેક આવિષ્કારમાં એમને ઊંડો રસ છે." એટલે કહે, "પણ કવિઓ જ બહુ પટુકરણ હોઈ કેટલીક વાર વધુ મુશ્કેલી અનુભવે છે." અને અમે બન્ને લગભગ એક સાથે જ બોલ્યા કે "આ કવિ જુદા છે." પછી 'વ્યક્તિ મટીને બનું—વિશ્વમાનવી' એ પેલી પ્રસિદ્ધ ગુજરાતી પંક્તિ ઉપર મેં થોડુંક ભાષ્ય કર્યું. ત્યારબાદ અમેરિકામાં આવીને મારે કરવાનાં કામ વિષે અમે બન્નેએ કેટલુંક 'લાઉડ થિંકિંગ' ('મોટેથી વિચારો,' બીજું કંઈ સારું ભાષાન્તર અત્યારે સૂઝતું નથી!) કર્યું અને મારા પ્રવાસની વ્યવસ્થાની જરૂરી વાતચીત કરીને ઉલ્લાસપૂર્વક અમે છૂટા પડ્યા.

તા. ૩૦ મી જૂને સવારે રોજ કરતાં જરા વહેલો તૈયાર થઈને ઇન્ડિયા હાઉસમાં પહોંચ્યો, કેમ કે સાડાનવ વાગ્યે હિન્દી વિદ્યાર્થીઓ સમક્ષ પં. જવાહરલાલનું વ્યાખ્યાન હતું. સભા કમિટી-રૂમમાં મળશે એવી જાહેરાત થઈ હતી, પણ આખું ઇન્ડિયા હાઉસ વિદ્યાર્થીઓથી અને બીજા ભારતવાસીઓથી ચિકાર ભરાયું હતું. બીજા દેશોના પણ કેટલાક હતા પરન્તુ વ્યવસ્થાનો સદંતર અભાવ હતો, અને અત્યંત વ્યવસ્થિત દેશમાં આ અવ્યવસ્થા વિશેષ ખટકે એવી હતી. એકલા લંડનમાં ૨૦૦૦ હિન્દી વિદ્યાર્થીઓ છે. તેઓ લગભગ બધા હાજર હશે (આખા ઇંગ્લંડમાં મળી આશરે ૩૫૦૦ હિન્દી વિદ્યાર્થીઓ છે એમ છાપામાં વાંચ્યું હતું) આ કરતાં કોઈ હૉલ રાખવામાં આવ્યો હોત તો બધા શાન્તિથી બેસી અને સાંભળી શકત. અહીં તો બધાય, જુદી જુદી રૂમોમાં ઊભા રહેલા! પંડિતજી સહેજ થાકેલા દેખાતા હતા, પણ આનંદમાં હતા. લગભગ દોઢ કલાક સુધી તેમણે હિન્દીમાં વ્યાખ્યાન આપ્યું. ભારતમાં વિરાટ જનતા સમક્ષ આપે છે એવું જ એ વ્યાખ્યાન હતું.

વડોદરા મેડિકલ કૉલેજવાળા ડૉ. પાઠકે અને મેં તે દિવસે ઘણો સમય સાથે ગાળ્યો. લંડનના કેટલાક મોટા જનરલ સ્ટોર્સ અમે સાથે જોયા. ત્રિભુવનની દરેક વસ્તુ જ્યાં મળે એવા 'કુત્રિકાપણ'નાં (કુ=ભુવન, ત્રિક=ત્રણ, આપણ=દુકાન) વર્ણન જૂના સાહિત્યમાં વાંચ્યાં હતાં અને એ વિશે લેખો પણ લખ્યા હતા (બનારસમાં ૧૯૪૩ માં મળેલી સાતમી પ્રાચ્યવિદ્યા પરિષદના અહેવાલમાં એ વિષેનો મારો અંગ્રેજી લેખ છપાયો છે તથા ગુજરાતી લેખ 'ઇતિહાસની કેડી'માં છે). પરંતુ એ કેવો હોઈ શકે એની કલ્પના આ સ્ટોર્સ ઉપરથી આવી. જૂના ગ્રન્થોમાં જે લખ્યું હોય તે બધું અક્ષરશઃ સાચું એવી ભદ્રંભદ્રીય મનોવૃત્તિ મને પસંદ નથી, પણ ત્યાં વર્ણવ્યું છે તેમ રાજગૃહ અને ઉજ્જયિની જેવાં પ્રાચીન ભારતનાં રાજકીય, સાંસ્કારિક અને વેપારી દૃષ્ટિએ આંતરરાષ્ટ્રીય મહત્ત્વ પામેલાં શહેરોમાં તમામ વસ્તુઓ

વેચનારી મોટી દુકાનો હોય એ તદ્દન સંભવિત છે. વળી એમાથી માલ ખરીદનારની સામાજિક સ્થિતિ પ્રમાણે એની પાસેથી ઓછીવત્તી કીમત લેવામાં આવતી એવું ત્યાં કહ્યું છે! આ તો જરા વિષયાન્તર થયું, પણ અહીં સ્વાભાવિક રીતે યાદ આવી ગયું. એવા સ્ટોર્સની વ્યવસ્થા કેટલી વહીવટી કુશળતા માગી લે એની કલ્પના તો એ જોયા પછી જ થઈ શકે.

તા. ૧ લી જુલાઈએ સ્ટ્રેન્ડ પૅલેસ હોટેલમાંથી ખાલી કરીને, નડિયાદના એક સજ્જન શ્રી કાળીદાસ પટેલ છેલ્લાં વીસ વર્ષથી પોતાના કુટુંબ સાથે હેવરસ્ટૉક હિલમાં રહે છે તેમને ત્યાં રહેવા આવ્યો અને બાકીનો ઇંગ્લંડનિવાસ ત્યાં આનંદમય કૌટુમ્બિક વાતાવરણમાં ગાળ્યો. આફ્રિકામાંથી નિવૃત્ત થઈને શ્રી. કાળીદાસભાઈ અહીં લંડનમાં ત્રણ મકાનો ખરીદીને સ્થિર થયા છે. બે મકાન ભાડે આપ્યાં છે, અને એકમાં પોતે રહે છે. ઠાકોરભાઈ પણ અહીં રહેતા હતા. ધર્મજના એક ભાઈ શ્રી વિનોદ પટેલ બૅરિસ્ટરનો અભ્યાસ કરવા માટે લડન આવેલા હોઈ 'કૉલોનિયલ સ્ટુડન્ટ્સ હોસ્ટેલ'માં રહે છે તેઓ અહીં મળ્યા અને એ હોસ્ટેલ જોવા મને લઈ ગયા. બ્રિટિશ અમલ નીચેના આફ્રિકાના જુદા જુદા દેશો, મોરિશિયસ, મલાયા, સિંગાપોર, જમૈકા, વગેરે તમામ બ્રિટિશ સંસ્થાનોમાંથી આવેલા વિદ્યાર્થીઓ અહીં એક-સપીથી રહે છે એ જોઈ ઘણો આનંદ થયો. સાંસ્થાનિક અમલનો આ એક આનુષંગિક ફાયદો ગણવો હોય તો ગણાય! પછી અમે હાઈડ પાર્કમાં ફરવા ગયા. દિવસ ચોખ્ખો હતો; ઉનાળાની ઋતુ હોઈ પ્રકૃતિ પૂરબહારમાં ખીલેલી હતી. દરરોજ અત્યંત ધમાલિયું અને પ્રવૃત્તિ-મય જીવન ગાળનાર લોકો રવિવારની નિરાંતનો મનભર ઉપભોગ કરતા હતા હાઈડ પાર્કને છેડે અનેક લોકો અનેક પ્રકારનાં ભાષણો કરતા હોય છે અને જેને જે ફાવે તે સાંભળે છે. કહે છે કે વર્ષો પહેલાં લંડનમાં શ્રી. વી. કે. કૃષ્ણમેનને ભારતના સ્વાતંત્ર્ય માટે વાતાવરણ જમાવવા અહીં ભાષણો કરીને આરંભ કર્યો હતો.

તે રાત્રે ટેલિવિઝન ઉપર રશિયન લશ્કરના સિપાઈઓ અને અમલદારોનાં નૃત્યનો એક સુન્દર કાર્યક્રમ જોયો.

તા. ર જી જુલાઈએ 'એસોસિયેશન ઓફ યુનિવર્સિટીઝ ઓફ બ્રિટિશ કોમનવેલ્થ'ની ઓફિસે એના સેક્રેટરી ડૉ. ફોસ્ટરને મળ્યો. કોમનવેલ્થની યુનિવર્સિટીઓ વચ્ચે સંપર્ક અને સહકાર સાધનારું તથા તેમને અને વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવી માહિતી આપનારું આ મંડળ છે. અમુક અમુક સમયે આ ઉદ્દેશથી વાઈસ-ચાન્સેલરોની પરિષદ્ તે ભરે છે. કેટલીક પરિષદોમાં સાથે કામ કરવાનું થયેલું એ અંગે ડૉ. ફોસ્ટરે મુ. શ્રી. હંસાબ્હેનને સદ્ભાવથી યાદ કર્યાં. આ સંસ્થાના કાર્યક્ષેત્ર વિષે, બ્રિટનની યુનિવર્સિટીઓ વિષે તથા મુંબઈ રાજ્યની અને વડોદરાની યુનિવર્સિટી વિષે, એમ કેટલીક વાતો થઈ.

તે દિવસે બપોર પછી ડૉ. ઓલ્ચીનની સાથે 'ઇન્સ્ટિટ્યૂટ ઓફ આર્કિયોલૉજી'માં ગયો. આ સંસ્થા આમ તો લંડન યુનિવર્સિટીની છે, પણ યુનિવર્સિટીના વિસ્તારથી દૂર રિજન્ટ પાર્કમાં આવેલી છે. એનું નવું મકાન તૈયાર થાય છે, એટલે થોડા સમય પછી રસલ સ્ક્વેરમાં બીજી સંસ્થાઓની જોડે આવશે. આ સંસ્થાના જુદી જુદી શાખાઓના મુખ્ય પ્રોફેસરોમાંથી ઝ્યાઈનર ઘણા સમયથી હૉસ્પિટલમાં છે (કેટલાંક વર્ષ ઉપર ભારત સરકારે એમને બોલાવેલા ત્યારે ખાસ કરીને પ્રાગ્-ઇતિહાસ અંગે એમણે કામ કરેલું; એ વિષયના એમના રેડિયો-વાર્તાલાપોનો સંગ્રહ 'પ્રી-હિસ્ટોરિક ઇન્ડિયા' નામથી બહાર પડેલો છે); પ્રો. ગૉર્ડન ચાઈલ્ડ નિવૃત્ત થયા છે, પ્રો. સર મોર્ટિમર વ્હીલર અહીંથી બ્રિટિશ એકેડેમીમાં ગયા છે, અને પ્રો. ઝોડ્રિગ્ટન ભારત ગયા છે! પણ ઇન્સ્ટિટ્યૂટના મંત્રી મિ. પીડરે બધું સાથે ફરીને બતાવ્યું. બીજા વિશ્વયુદ્ધ પછીનાં વર્ષોમાં આ સંસ્થાએ ભારે પ્રગતિ કરી છે અને લંડનમાં જે સંસ્થાઓ જોઈ તેમાં 'ઇન્સ્ટિટ્યૂટ ઓફ આર્કિયોલૉજી'નું કામ વિસ્તાર તેમ જ ઊંડાણમાં એકદમ ધ્યાન ખેંચે એવું મને લાગે છે. મંત્રીએ કહ્યું કે 'અમારી પાસે મ્યૂઝિયમ નથી અને

ઘણી સામગ્રીની સૂચિ હજી થઈ નથી.' પણ જે છે તે વિપુલ સામગ્રી છે અને જગતના ઘણા દેશોની પુરાવસ્તુ (મુખ્યત્વે પ્રાગ્-ઐતિહાસિક)નું મ્યૂઝિયમ આમાંથી સહેલાઈથી ઊભું થઈ શકે એમ છે (માત્ર એમાં ભારતના નમૂના અલ્પ છે અને ચીનના બિલકુલ નથી). આ સંસ્થાની પ્રયોગશાળા અને તૂટેલા નમૂનાઓનું પુનર્ઘટન (રિકન્સ્ટ્રક્શન) કરવા માટેનો વિભાગ તથા ફોટોગ્રાફીનો વિભાગ કાર્યક્ષમ છે અને જડેલા નમૂનાઓનું અંતઃ તપાસવા માટે એક્સ-રે મશીન પણ ત્યાં રાખવામાં આવ્યું છે. અનેક વિજ્ઞાનોનો સમન્વય અત્યારે આર્કિયોલોજીમાં થાય છે વેકેશન હોવાથી કોઈ વિદ્યાર્થીઓ નહોતા, પણ અહીં ૬૦ વિદ્યાર્થીઓ કામ કરે છે એમ કહેવામાં આવ્યું.

સાંજે હું અને ઠાકોરભાઈ શ્રી ગણેશદત્ત ગૌરને ત્યાં જમવા ગયા. શ્રી ધારે ત્યાં આવ્યા હતા. બીજા બે વિદ્યાર્થીઓ હતા. અનેક પ્રકારની રસિક વાતો થઈ અને લંડનમાં ભારત હોવાનું અનુભવ્યું.

તા. ૩૭ જુલાઈએ બપોરે સ્કૂલ ઓફ ઓરિયેન્ટલ સ્ટડીઝમાં ધ્વનિવિજ્ઞાન (ફોનેટિક્સ)ના પ્રોફેસર ડૉ. જે. એચ. ફર્થને મળ્યો. ગુજરાત કૉલેજમાં હું ભણતો ત્યારે, સત્તરેક વર્ષ પહેલાં, પ્રો. અનંતરાય રાવળની સૂચનાથી અમદાવાદમાં તેમને મળ્યો ત્યારે ભરયુવાન હતા. હવે થોડાક માસમાં નિવૃત્ત થવાના છે. ખૂબ ઉત્સાહી અને ભારતના અતિશય પ્રેમી છે. અગાઉ બે વાર ભારત આવ્યા અને રહ્યા છે. બ્રિટિશ સરકારને અનિષ્ટ એવા માણસોની મુલાકાત લેવા બદલ સી. આઈ. ડી. એમનો પીછો કરતી હતી. લાહોરમાં પ્રોફેસર હતા ત્યારે અસહકારની ચળવળ વખતે વિદ્યાર્થીઓના પથરા ખાધા છે, પણ એ વાતની જરા સરખી કડવાશ મનમાં નથી. એમની સાથે અનેક રસપ્રદ વાતો થઈ. શ્રી કેશવરામ શાસ્ત્રીજીએ તેમને અમદાવાદમાં ભાષાકીય સંશોધનમાં સારી સહાય કરેલી તે યાદ કર્યું, અને શ્રી માર્કંડ ભટ્ટ અને શ્રી. સી. એચ. વસાવડાની મદદને પણ સંભારી. હિન્દમાં આંધળાઓ માટે દેવનાગરીને અનુસરતી બ્રેઈલ લિપિ, જે ભારતની

અનેક ભાષાઓ માટે ચાલી શકે, પોતે તૈયાર કરેલી તે યુનેસ્કોનાં સ્થાપિત હિતોએ અને તેને અનુસરીને ભારતની સરકારે સ્વીકારી નહિ એનું વર્ણન તેમણે કર્યું. ભારતની ભાષાઓ માટે રોમન લિપિ પ્રચલિત કરવાના મતના પણ તેઓ સખ્ત વિરોધી છે. આ સંબંધમાં પં. જવાહરલાલ નેહરુ, મુંબઈના એક વારના ગવર્નર લોર્ડ બ્રેબોર્ન, સ્વ. એન. સી. કેળકર, સ્વ સુકઠણકર વગેરે સાથે કરેલી ચર્ચાઓનો કેટલોક રસિક અહેવાલ તેમણે આપ્યો. તેમના અનેક મતોને મારા તરફથી સાચુ અનુમોદન મળતું જોઈ ખૂબ ઉત્સાહાન્વિત બનતા હતા. કદાચ આવી બાબતો રસથી સાંભળે અને સમજે એવા માણસો ઇંગ્લંડમાં ઓછા હશે.

પ્રો. ફર્થે અમેરિકાની મિશિગન યુનિવર્સિટીમાં એક સત્ર સુધી ભાષાવિજ્ઞાન શીખવ્યું છે, પણ અમેરિકન ભાષાવિજ્ઞાન સામે એમને કેટલુંક કહેવાનું છે. કેવળ 'ફોનેમિકસ' ઉપર આગ્રહને બધું ભૌણું રહે, વર્ણનાત્મક ભાષાવિજ્ઞાન (ડિસ્ક્રિપ્ટીવ લિંગ્વિસ્ટિક્સ) કેવળ એક યાંત્રિક અભ્યાસ (મિકેનિકલ ડિસિપ્લિન) બની જાય, અને એ પૃથક્કરણમાં ભાષામાંથી માનવ, ભાષાની ફિલસૂફી અદશ્ય થઈ જાય એ સમુચિત નથી પાણિનિ, પ્રાતિશાખ્યો અને શિક્ષાના કર્તા, 'વાક્યપદીય'ના કર્તા ભર્તૃહરિ વગેરે ધ્વનિવૈજ્ઞાનિકો હતા–ગાણિતિક પૃથક્કરણ કરનારા હતા, પણ તેમણે ફિલસૂફીને કદાપિ વિસારી નહોતી. (અંધો માટેની બ્રેઈલ લિપિની વાત થતાં પ્રજ્ઞાચક્ષુ પં. સુખલાલજીની અદ્ભુત સિદ્ધિઓ વિષે મેં વાત કરી ત્યારે પંડિતજી પાસે કોઈ વાર 'વાક્યપદીય' વાંચીને એની ભાષાવિષયક ફિલસૂફીનાં રહસ્યો સમજવાની ઇચ્છા પ્રો. ફર્થે વ્યક્ત કરી) "તમે પોતાનો વારસો બરાબર સમજો, પછી બીજા પાસે શીખો" એ તેમનું કથન મને યથાર્થ લાગે છે.

ભારતની અત્યારની ભાષાકીય મૂંઝવણની પ્રો. ફર્થને સારી માહિતી લાગી તેઓ કહે–'અર્વાચીન ભારતીય ભાષાઓનું અને તે દ્વારા વિષયોનું શિક્ષણ વધારે કાર્યક્ષમ થવું જોઈએ, ભારતમાં જન-

સંખ્યા મોટી છે, એટલે 'જિનિયસ'ની-પ્રતિભાસંપન્નોની સંખ્યા પણ મોટી જ રહેશે. પ્રતિભાને પોષણ આપવાનો એક રાજમાર્ગ સ્વભાષા દ્વારા શિક્ષણનો છે. એ ભાષાને બાજુએ મૂકવાથી તેના ભાષકોના મનમાં લાઘવગ્રન્થિ તેમ જ અસંતોષ પેદા થશે' આ વિચારો મારા તરફથી કોઈ પ્રશ્ન વિના, દલીલોના સ્વાભાવિક ક્રમમાં આવ્યે જતા હતા. વળી આગળ કહે-'યુરોપના દેશોમાં થતો અર્વાચીન ભારતીય ભાષાઓનો અભ્યાસ Elephants, Maharajas and temples (હાથીઓ, મહારાજાઓ અને મન્દિરો)માં પર્યાપ્ત થતો કેટલાક માને છે એ ખોટું છે. એ ભાષાઓ તમામ અદ્યતન કાર્યો માટે વપરાય છે અને વપરાશે એમને ચેતનભરી, જીવતી ભાષાઓ તરીકે જુઓ.' અમદાવાદના શેર બજારની ભાષા, લાલ વાવટાવાળાની ભાષા અને સાહિત્યકારોની સાહિત્યક ભાષા વિષે જાતે તપાસ કરીને વિસ્તૃત નોંધો પ્રો. ફર્થે તૈયાર કરી છે.

ભારતમાં અંગ્રેજીની જીવતોડ હિમાયત કરતું પ્રો. એ. આર. વાડિયાનું પુસ્તક 'ફ્યુચર ઑફ ઇંગ્લિશ ઇન ઇન્ડિયા' મેં બહુ ધ્યાનથી વાંચ્યુ છે, પણ એમાંની દલીલોની પ્રતીતિ મને થઈ નથી. ભારતમાં અંગ્રેજીના ભાવિ વિષેના મારા વિચારો આ અંગ્રેજીભાષી દેશમાં આવીને એની સંસ્થાઓ જોતા અને અંગ્રેજ વિદ્વાનો સાથે ચર્ચા કરતાં વધુ દૃઢ બનતા જાય છે અંગ્રેજીને સિંહાસન ઉપરથી ઉઠાડી કેળવણી અને જાહેર જીવનમાં એનું વાજબી સ્થાન આપવું જોઈએ. હમણાં શ્રી કાળીદાસભાઈને ત્યાં નડિયાદનું 'લોકમત' સાપ્તાહિક આવ્યુ ભારતમાં જનતાનુ રાજ્ય અંગ્રેજીમાં જ ચાલે છે એ વિષેનું, શ્રી નાથાલાલ દવેનુ એક રમૂજી કાવ્ય એમા છપાયુ છે. આપણા વહીવટકર્તાઓ અને કેળવણીકારો અંગ્રેજી સ્થાનભ્રષ્ટ થવાના ભયથી ત્રસ્ત બની ગયા છે, પ્રાદેશિક ભાષાઓની શક્તિઓ કે શક્યતાઓમાં પૂરો વિશ્વાસ મૂકી શકતા નથી, ત્યારે પરદેશી વિદ્વાનો ભારતીય ભાષાઓના ભાવીમાં એના અદના ભાષક કરતાં પણ વધારે વિશ્વાસ મૂકે છે અને એ પરત્વે સંપૂર્ણ આશાવાદી છે એ જાણીને

આનંદ થયો.

સમય ઘણો થઈ ગયો, તેથી તા. ૧૨મી જુલાઈએ પ્રો. ફ્યૂર્થને ફરી વાર મળ્યો. પોતે અમદાવાદમાં ધ્વનિવિચાર વિષે કરેલી વિગતવાર નોંધો તૈયાર રાખી હતી. એમાંનો કેટલોક ભાગ વાંચીને મારી સાથે ચર્ચા કરી એમાં ધ્વનિલેખન અનુસાર તેમણે નોંધેલા ઉચ્ચારણને જ્યારે મારો ટેકો મળતો ત્યારે ખૂબ આનંદમાં આવી જતા. આ ધ્વનિલેખન ખરેખર અતિશય ચોક્કસ હતું. ગ્રિયર્સને ગુજરાતીના ઉચ્ચારો નોંધ્યા છે તેમાંના ઘણા ખોટા છે એ વિષે તેમણે ટીકા કરી. (ગ્રિયર્સને બીજાને આધારે નોંધ્યુ છે.) આમાંનું કેટલુંક વ્યવસ્થિત કરી છપાવવા મેં સૂચના કરી ત્યારે પ્રો. ફ્યૂર્થે કહ્યું કે "તમને એ વડોદરા મોકલીશ; તમારા તરફથી યોગ્ય ટીકા કે સૂચનો આવ્યા પછી છપાવીશ."

સ્કૂલ ઑફ ઑરિયેન્ટલ સ્ટડીઝમાં અગ્નિએશિયાની લગભગ બધી મુખ્ય ભાષાઓના અંગ્રેજ અધ્યાપકો છે; મરાઠી, બંગાળી, તામિલના પણ છે. ગુજરાતી માટે અત્યારે નથી તેને તેઓ તૈયાર કરવા ઇચ્છે છે. "ભારતની પ્રત્યેક મુખ્ય ભાષાના અંગ્રેજ અધ્યાપકો અહીં જોઈએ. તમે અંગ્રેજીના અધ્યાપકો ક્યાં ઇંગ્લંડથી લાવો છો? હું એમને કહું છું કે અર્વાચીન ભાષા પહેલાં શીખો, પછી સંસ્કૃત શીખો; એ સિવાય તમારા અધ્યાપનવિષયના ભક્ત તમે નહિ બની શકો. હિન્દીમાં પ્રાદેશિક અસ્મિતા (રિજિયનલ કૉન્સ્યસનેસ) નથી, જ્યારે ગુજરાતી બંગાળી મરાઠી આદિ ભાષાઓ જેટલી પ્રાદેશિક છે તેટલી જ રાષ્ટ્રીય છે. એ ભાષાઓનો અમારે ત્યાં અભ્યાસ થાય એ બન્ને દેશો વચ્ચેના સંબંધની દૃષ્ટિએ ખૂબ ઇષ્ટ છે."

સ્કૂલ ઑફ ઑરિયેન્ટલ સ્ટડીઝમાં ધ્વનિવિજ્ઞાનનો વિભાગ ઘણો મોટો છે. આશરે ૧૭ અધ્યાપકો એમાં છે. પોતાના આ વિભાગના કામ વિષે વાત કરતાં પ્રો. ફ્યૂર્થે એને 'મોનેસ્ટિક ડિસિપ્લીન' (મઠાશ્રિત વિનય. 'વિનય' શબ્દ અહીં પ્રાચીન સંસ્કૃત અર્થમાં લઈશું)

તરીકે વર્ણવેલું ત્યારે મને મારા વિદ્યાગુરુ પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી અને જૈન ઉપાશ્રયોની વિદ્યાપરંપરાનું સ્મરણ થયું. લંડનની અર્વાચીન યુનિવર્સિટીમાં ખ્યાલ આવતો નથી, પણ ઑક્સફર્ડ અને કેમ્બ્રિજના તથા બીજા અનેક જૂનાં વિદ્યાપીઠો એ 'મૉનેસ્ટિક ડિસિપ્લીન'નો જ સ્વાભાવિક વિકાસ છે. આપણા દેશનાં પ્રાચીન વિદ્યાપીઠોનું સ્વરૂપ પણ એવું હતું.

મારા અમેરિકાના પ્રવાસ વિષે વાત નીકળતાં ત્યાંની યુનિવર્સિટીઓમાંના પોતાના કેટલાક મિત્રો વિષે પ્રો. ફર્થે વાત કરી, તેમનાં નામ આપ્યાં અને પોતે એમને પત્રો લખશે એ કહ્યું. વળી કહે, "રાષ્ટ્રિય પુનર્ઘટના માટે તમારે વધારે જરૂર 'ફોનેમિઝમ' કરતાં 'લેક્સિકોગ્રાફી'—શબ્દકોશશાસ્ત્રની છે. તમારા પૂર્વકાલીન વારસાને વફાદાર રહી એ દિશામાં કામ કરવું જોઈએ." આ સાભળીને અમારી પ્રાચીન ગુર્જર ગ્રન્થમાળાના કાર્યને પરોક્ષ અનુમોદન મળ્યું અને લાગ્યું. છેવટે વિદાય વખતે મને કહ્યું. "પચીસ પ્રચીસ વર્ષના છોકરાઓ ભારતમાંથી પરદેશ જાય છે એ મને મુદ્દલ ગમતું નથી. તેઓ પરદેશની શેહમાં અંજાઈ જાય છે અને પોતાના દેશનું પ્રતિનિધિત્વ રજૂ કરી શકતા નથી. તમે પક્વ વયે જાઓ છો. બીજી રીતે યોગ્ય છો, અને મને ખાતરી છે કે તમારા દેશની આબરૂ વધારશો. હું મારી જાતને 'ઑનરરી ઇન્ડિયન' ગણું છું. માટે જ આમ કહેવાની ધૃષ્ટતા કરું છું." આમ બે લાંબી મુલાકાતો પછી આ વૃદ્ધ અંગ્રેજ ઋષિની મેં વિદાય લીધી.

તા. ૫મી જુલાઈએ સાઉથ કેન્સિંગ્ટનમાં વાર્બુર્ગ ઇન્સ્ટિટ્યૂટ—(Warburg Institute)માં ગયો. એનાં ડિરેક્ટર ડૉ. ગર્ટ્રૂડ બિંગ નામે એક જર્મન વિદુષી છે. હિટલરના વખતમાં તે હેમ્બુર્ગથી લંડન આવેલાં. એમની સાથે અગાઉ મારે કેટલોક પત્રવ્યવહાર થયેલો. આ સંસ્થાનું આખું નામ Warburg Institute for the Study of Classical Traditions એ પ્રમાણે છે. પશ્ચિમનું પ્રાચીન પ્રશિષ્ટ

સાહિત્ય, એની પરંપરાનું મધ્યયુગમાં સાતત્ય તથા પુનઃપ્રબોધકાળ (રિનેસાં)—એને અનુલક્ષીને જ્ઞાનને એક સમન્વિત વસ્તુ તરીકે જોવાનો આ સંસ્થાના કાર્યનો ઉદ્દેશ છે. અત્યારે એ લંડન યુનિવર્સિટી સાથે જોડાયેલી છે, પણ એનો ઉદ્ભવ એબી એમ. વાર્બુર્ગ નામે એક પ્રસિદ્ધ કલા-ઇતિહાસવિદ્ (આર્ટ-હિસ્ટોરિયન)ના અંગત પુસ્તકસંગ્રહમાંથી થયો અને એ ઉપરથી એનું નામ પડ્યું છે. તત્ત્વજ્ઞો, નૃવંશશાસ્ત્રીઓ, લોકસાહિત્યના શોધકો, સાહિત્યશાસ્ત્રીઓ, ભાષાશાસ્ત્રીઓ, પુરાતત્ત્વવિદો આદિના અભ્યાસવિષયોનો પ્રશિષ્ટ સાહિત્યના સર્વાંગીણ અધ્યયનમાં સ્વાભાવિક રીતે સમન્વય થાય છે. આપણી સાહિત્યપરંપરાઓ પરત્વે પણ વ્યાપક દૃષ્ટિએ વિચાર અને કામ થવાં જોઈએ; એથી વિભાગીકરણ (કમ્પાર્ટમેન્ટલિઝમ)નો બોજો ઓછો થાય, જ્ઞાનની વિવિધ શાખાઓની મૂળભૂત એકતા સમજાય તથા વિવિધ વિદ્યાવિભાગો પરસ્પર સાથે વિશેષ સહકારથી જિજ્ઞાસાપૂર્વક કામ કરવાને પ્રવૃત્ત થાય.

આ દૃષ્ટિએ પસંદ કરેલાં આશરે એક લાખ પુસ્તકો આ સંસ્થાના પુસ્તકાલયમાં છે અને તેની વિભાગવ્યવસ્થા મુખ્ય કામની અનુકૂળતાની દૃષ્ટિએ કરેલી છે. મુખ્ય ધ્યાન યુરોપની પ્રશિષ્ટ સાહિત્યપરંપરા ઉપર હોઈ પૌર્વાત્ય દેશો વિષેનું સાહિત્ય, ડિરેક્ટર અને તેમના મદદનીશોએ સ્વીકાર્યું તેમ, અહીં જૂજ છે (એક મદદનીશે લાંબો સમય સાથે ફરીને પુસ્તકાલય બતાવ્યું હતું). વળી પ્રસ્તુત સાહિત્યપરંપરાને લગતું કાર્ય જર્મન, ફ્રેન્ચ અને ઇટાલિયન ભાષામાં પુષ્કળ થયું હોઈ લગભગ ત્રીજા ભાગનાં પુસ્તકો એ ભાષાઓનાં છે. સંસ્થાનાં પ્રકાશનોમાં પણ કેટલાંક જર્મન ભાષામાં છે.

ડિરેક્ટર સાથે મુખ્યત્વે બે વિષયો ઉપર વાત થઈ. એક તો લોકવાર્તાઓ અને કથાસાહિત્યનાં 'પ્રયોજન' (મોટિફ. આ માટે મુ. રસિકભાઈએ એક વાર વાતવાતમાં 'ચણિયારું' શબ્દ સૂચવેલો; તે અર્થ તો અર્થવાહક છે, પણ જરા બરછટ લાગે છે. તમે બીજો કોઈ શબ્દ સૂચવી શકશો?) અને બીજું જ્યોતિષ (ઍસ્ટ્રોલૉજી). આ બન્ને

વિષે અહીં હમણાં કેટલુંક કામ ચાલે છે. ડૉ. બ્રિગે 'પ્રયોજનો' સંબંધમાં 'કલિલહ્ વ દિમ્નહ્'ની વાત કરતાં મેં એના મૂળ ઉદ્ભવ-સ્થાન 'પંચતંત્ર'ની કથાઓનાં પ્રયોજનો વિષે તથા ગુણાઢ્યકૃત લુપ્ત 'બૃહત્કથા' તથા એની પારંપરાઓ 'વસુદેવ–હિંડી,' 'કથાસરિત્–સાગર' આદિ વિષે કેટલીક ચર્ચા કરી. ભારતીય કથાસાહિત્ય એક મહાસાગર જેવું છે અને એના એકાદ અંશનાં પણ 'પ્રયોજનો'નો અને એના વિદેશ–પર્યટનોનો તુલનાત્મક અભ્યાસ થશે ત્યારે સંસ્કાર-પરંપરાના ઇતિહાસ વિષે ઘણું જાણવાનું મળશે ગ્રીક જ્યોતિષ અને યુરોપમાં એના પ્રચાર વિષે આ સંસ્થા વિચાર કરે છે. પણ ગ્રીક જ્યોતિષ સાથે ભારતીય અને આરબ જ્યોતિષનો સંબંધ, ભારતીય જ્યોતિષની પરિભાષા ઉપર ગ્રીક પરિભાષાની સ્પષ્ટ અસર, વરાહમિહિરે કરેલો 'યવનાચાર્યો'નો માનપૂર્વક ઉલ્લેખ આદિનો વિચાર કરીએ ત્યારે સંસ્કારપરંપરાઓનો ઇતિહાસ માત્ર દેશવ્યાપી કે ખંડવ્યાપી નહિ, પણ જગદ્વ્યાપી કેવી રીતે છે એનો ખ્યાલ આવે છે. આ બધી વાતો સાથે ભારતને પણ બહુ નિકટનો સંબંધ છે એ જાણીને ડિરેક્ટરને કંઈક આશ્ચર્ય થયેલું લાગ્યું.

સ્વાતંત્ર્ય અને સમાનતા વિષે અમેરિકન શ્રદ્ધા તથા એને આચારમાં મૂકવાની પરંપરા અને બીજી તરફ રંગીન પ્રજાનો અણઉકલ્યો પ્રશ્ન—એની તર્કબદ્ધ આવેશરહિત મીમાંસા કાર્નેગી કોર્પોરેશનના ઉપક્રમે તૈયાર કરેલા મહાગ્રન્થ ' અમેરિકન ડાઈલેમા 'માં સ્વીડિશ સમાજશાસ્ત્રી ગનાર મિરડલે કરી છે.) પણ આ ભાષાકીય કે દૈશિક લઘુમતીઓ અમુક અર્થમાં પોતાનું અલગ સામાજિક વર્તુળ જાળવી રાખે છે. ન્યૂ યોર્કથી બહાર પડતુ Luisve ('સ્વાતંત્ર્ય') નામનું લિથુઆનિયન દૈનિક મિ. ટુમોસા મંગાવે છે અને ઘરમાં પણ ઘણી વાર એ ભાષા બોલે છે. (ડેનિશ ભાષાવૈજ્ઞાનિક પેડર્સનના શબ્દો અહીં ઉતારું તો "અર્વાચીન લિથુઆનિયન પોતે જ એક પ્રાચીન ભાષા જેવી દેખાય છે અને તેથી—એની પાસે કોઈ પ્રાચીન સાહિત્ય નહિ હોવા છતાં—તુલનાત્મક ભાષાશાસ્ત્રના ક્ષેત્રમાં એણે ઝડપથી પોતાનું સ્થાન લીધું છે......બાલ્ટિક ભાષાઓએ, તેમાં યે લિથુઆનિયન ભાષાએ, આજ સુધી ખૂબ પ્રાચીન રૂપ જાળવી રાખ્યું છે. ઇન્ડો-યુરોપિયન કુળની બીજી કોઈ પણ જીવંત ભાષા આજે એવી નથી, જે આ બાબતમાં લિથુઆનિયન ભાષાની તોલે આવે. લિથુઆનિયાના ખેડૂતોનાં મુખમાંથી સાંભળવા મળતાં શબ્દરૂપોને આર્ષત્વની બાબતમાં સામાન્યતઃ માત્ર સંસ્કૃત જેવી પ્રાચીન ભાષાઓની સાથે જ મૂકી શકાય." આથી મિ. ટુમોસા અને તેમનાં પત્ની પાસે ઘણી વાર હું લિથુઆનિયન શબ્દો કે વાક્યો બોલાવતો અને સંસ્કૃત સાથે એની તુલના કરતો; અમને સર્વને એથી ઘણો આનંદ થતો અને સાથે કંઈક જાણવા મળતું.) ફ્રેન્ચ, ઇટાલિયન, જર્મન, રશિયન, સ્પેનિશ, પોલિશ અને બીજી અનેક યુરોપીય ભાષાઓ ઉપરાંત ચીની અને જાપાની ભાષાનાં પણ સંખ્યાબંધ વર્તમાનપત્રો અમેરિકામાં પ્રગટ થાય છે. એક માત્ર ન્યૂ યોર્ક શહેરમાં જ જુદી જુદી ૧૯ ભાષાનાં છાપાં બહાર પડે છે એમ થોડા વખત પર વાંચ્યું. (ન્યૂ હેવનમાં ઇટાલિયનોની પ્રમાણમાં મોટી વસ્તી હોઈ ઇટાલિયન ફિલ્મોને અહીં સારો આવકાર મળે છે.)



પહેલા વિશ્વયુદ્ધમાં ખપી ગયેલા, યેલના વિદ્યાર્થીઓના સ્મારક
પાસે—ડૉ ગાઈ સાથે

ઉટાકામંડની સરકારી પ્રતલિપિશાસ્ત્રી (એપિગ્રાફિસ્ટ)ની કચેરીના ડૉ. જી એસ. ગાઈ અને વડોદરા યુનિવર્સિટીના ડૉ. કાલેલકર એ મિત્રો અહીં મળ્યા. જાપાનની વાકાયામા યુનિવર્સિટીના અગ્રેજીના પ્રોફેસર સોજિ ઈનોવે, જાપાનની પાર્લામેન્ટ 'ડાયેટ'માં એક-તૃતીયાંશ બેઠકો ધરાવતા સમાજવાદી વિરોધપક્ષ 'સોશિયલ ડેમોક્રેટિક પાર્ટી'ના એક ઓહેદાર શિમ્પેઈ ફુજિમાકી (જેમણે બે વાર જગતની મુસાફરી કરી છે અને ભારતમાં આ પહેલાં ત્રણ વાર આવી ગયા છે), દક્ષિણ કોરિયાની નેશનલ યુનિવર્સિટીના અગ્રેજીના પ્રોફેસર હ્રી (જેઓ યેલમાં કોરિયનના અધ્યાપક સેમ્યુઅલ માર્ટીન સાથે કોરિયન-અંગ્રેજી શબ્દકોશ તૈયાર કરે છે), ફિલિપાઈન સરકારના જંગલ ખાતાના એક અમલદાર મિ. હોસે વિયાડો, જોગ્યકાર્તા (જાવા)ના એક ચિત્રકાર મર્ડિયો કુસુમાત્મજ—એ સર્વ અમેરિકાની જુદી જુદી સંસ્થાઓના ઉપક્રમે અહીં આવેલા છે, એમને પણ વારંવાર મળવાનું થયું. ડૉ. ગાઈ અને પ્રો. ઈનોવે મારી બહુ પાસે રહે છે, એટલે એમના વ્યવહારુ અનુભવોનો લાભ મારી અવ્યવહારુતાને સતત મળતો રહ્યો. મારા અભ્યાસકાળમાં કદી પણ હુ ઘરની બહાર રહ્યો નથી; એને લીધે અમુક કામો કરવાનો કે અમુક રીતે રહેવાનો અનુભવ મને મળ્યો નહિ એની ત્રુટિ આ પરદેશનિવાસમાં બરાબર સમજાય છે; પણ જે કુટુંબોમાં હું રહ્યો એની મમતાએ, વ્યવહારકુશળ મિત્રોએ, તથા પરદેશીઓ સાથે મિત્રતા કેળવી પોતાના સમયના ભોગે પણ એમના નિવાસને સરલ અને સુખભર્યો બનાવવાને તેમજ એમના દેશ વિશે જાણવાને ઉત્સુક એવા અનેક અમેરિકન નાગરિકોની સહૃદયતાએ કોઈ વ્યવહારુ મુશ્કેલી ભોગવવા દીધી નહિ એ જણાવતાં આનંદ થાય છે.

મારા રસના વિષયોમાં કામ કરનાર યેલના વિદ્વાનોનો પણ થોડા સમયમાં પરિચય થયો. સંસ્કૃત અને તુલનાત્મક ભાષાશાસ્ત્રના પ્રોફેસર પોલ થીમા (જેમને વિશે મેં ગયા પત્રમાં લખ્યું હતું) ઉપરાંત તેમના સહાયક પ્રોફેસર પોલ ટેડેસ્કો (તેઓ જર્મન ભાષા-બોલનાર ઑસ્ટ્રિયન

છે પ્રાકૃતના સારા અભ્યાસી છે અને ગુજરાતી ભાષા પણ વાચી શકે છે પ્રાકૃત અને નવ્ય ભારતીય ભાષાઓના શબ્દોની વ્યુત્પત્તિ ચર્ચતા એમના સખ્યાબધ લેખો અમેરિકન ઓરિયેન્ટલ સોસાયટીના સશોધન-સામયિકમા છેલ્લા થોડાક વર્ષોથી છપાય છે ), ભાષાવિજ્ઞાન વિભાગના અધ્યક્ષ પ્રો બર્નાર્ડ બ્લૉક (વર્ણનાત્મક ભાષાવિજ્ઞાનના અગ્રગણ્ય અમેરિકન વિદ્વાનોમા તેમનુ સ્થાન છે, અમેરિકન લિગ્વિસ્ટિક સોસાયટીના એક વારના પ્રમુખ તથા હાલ એના સામયિક ' લેગ્વેજ 'ના સપાદક છે ), અગ્નિ એશિયાની અને ખાસ કરીને કબોડિયાની સસ્કૃતિ અને ઇતિહાસના વિખ્યાત ફ્રેન્ચ વિદ્વાન પ્રો પૉલ મૂસ (તેઓ અર્ધું વર્ષ યેલમા અને અર્ધું વર્ષ પૅરિસ ખાતે સોર્બોન યુનિવર્સિટીમા ગાળે છે ), જાપાની ભાષા અને બૌદ્ધ ફિલસૂફીના પ્રોફેસર ડચ વિદ્વાન જોહાનિસ ગહ્ડર (એમને વિશે હૅમ્બુર્ગમા પ્રો સઝાકીએ મને વાત કરી હતી ), મલાય અને ઇન્ડોનેશિયનના અભ્યાસી પ્રો દસિડોર ડાયન (ડચ વિદ્વાન જે ગોન્ડાએ લખેલ પુસ્તક ' સસ્કૃત ઇન ઇન્ડોનેશિયા ' વિશેનુ તેમનુ વિવેચન, એનો જવાબ અને પાછો એ જવાબનો જવાબ એવુ બધુ હમણાં છપાય છે ), ફિલસૂફીના અધ્યાપક તેમજ ભારતીય તત્ત્વજ્ઞાન અને સસ્કૃતના ચીવટભર્યા અભ્યાસી મિ. ફ્લોન વેલ્સ, ચીની ભાષાસાહિત્યના પ્રોફેસર જ્યૉર્જ કેનેડી (ચીન અને ભારતનુ પ્રાચીન ગણિત અને તેણે અન્યોન્ય ઉપર નિપજાવેલી અસરના પ્રશ્ન ઉપર તેઓ હમણા કેટલુક કામ કરી રહ્યા છે, અને ખાસ કરીને બ્રહ્મગુપ્તકૃત ' બ્રાહ્મસ્ફુટસિદ્ધાન્ત ' અને વરાહમિહિરકૃત ' બૃહત્સહિતા '-માંના કેટલાંક વિધાનો સાથે એ પ્રકારના ચાઇનિઝ ગ્રન્થોની તુલના કરે છે ), અને એમના સહાયક પ્રોફેસર જિરાર્ડ કોક (જેમણે ' ઇન્સ્ટિટયૂટ ઓફ ફાર ઇસ્ટર્ન લેગ્વેજિઝ 'મા ચાલતા દૂર પૂર્વની ભાષાઓના શિક્ષણની પદ્ધતિનો પરિચય કરાવ્યો ), અને એમના વિભાગમાં ચિનાઈ ભાષાનુ શિક્ષણ આપતા મિ ત્યેન-ઇ લી, ભૂગોળના પ્રોફેસર કાર્લ પેલ્ઝર જેમને દક્ષિણ એશિયા તથા અગ્નિ એશિયાના ઇતિહાસ અને સસ્કૃતિમાં

ઊંડો રસ છે, ' અમેરિકન સ્ટડીઝ 'ના વિભાગના અધ્યક્ષ પ્રો. ડેવિડ પૉટર અને એ વિભાગના બીજા ખ્યાતનામ પ્રોફેસર રાલ્ફ ગેબ્રિયલ ( તેમને વિશે મેં ગયા પત્રમાં લખ્યું હતું. તેઓ ન્યૂ હેવન કોલોની હિસ્ટોરિકલ સોસાયટીના પ્રમુખ છે. સિડની અને કેમ્બ્રિજમાં તેમણે અમેરિકન ઇતિહાસ અને સંસ્કૃતિનું શિક્ષણ આપ્યું છે તથા એ વિષયનાં તેમનાં વ્યાખ્યાનો અંડરગ્રેજ્યુએટ વિદ્યાર્થીઓમાં પણ ખૂબ લોકપ્રિય છે ), અમેરિકન ઓરિયેન્ટલ સોસાયટીના લાયબ્રેરિયન શ્રી. બુકેનન ( એ સંસ્થાની કચેરી તથા પુસ્તકાલય યેલ યુનિવર્સિટીના પુસ્તકાલયમા જ છે ), વગેરે સાથે અહીં જુદા જુદા પ્રસંગે મળવાનુ, ચર્ચા કરવાનું, તેમની સલાહ લેવાનુ અથવા જુદાં જુદાં કામોમાં તેમને સહાય આપવાનું બન્યું. દર મહિને મળતી યેલની લિંગ્વિસ્ટિક ક્લબ અને ન્યૂ હેવનની ઓરિયેન્ટલ ક્લબની સભાઓમાં તથા ચર્ચાઓમાં અહીં ભાગ લીધો. કશી પણ વહીવટી જંજાળ વિના અનેક રસના વિષયોમાં વાચન કરવાનો ઠીક સમય ન્યૂ હેવનમાં હુ મેળવી શક્યો. નવું વાચન એ એક મોટો આનંદ છે.

અમેરિકન વિદ્યાર્થીસમુદાયને નજદીકથી જોવાનો અને તેના સંપર્કમાં આવવાનો લાભ યેલમાં મળ્યો. સર્વસામાન્ય સ્નાતક કે કે અનુસ્નાતક વિદ્યાર્થીનો આત્મવિશ્વાસ એની વયના પ્રમાણમાં સારો છે અને શિસ્તપાલન તથા શિસ્ત વિશેનો એનો ખ્યાલ પ્રશસ્ય છે. સ્કૂલમાં મળતી વધારે સારી તાલીમ ઉપરાંત, યુનિવર્સિટીઓમાં અધ્યાપકો પોતાના વિષયમાં ખૂબ પરિશ્રમ કરે છે અને વિદ્યાર્થીઓ પાસે પણ પુષ્કળ કામ લે છે એ આત્મવિશ્વાસનું એક મોટું નિમિત્ત છે એમ હું સમજું છુ. શિસ્તપાલન વિશે મેં વાત કરી એનો અર્થ એવો નથી કે અહીં બધું સાવ ડાહ્યું ડમ્યું છે. ખાખી પાટલૂન અને સફેદ બુટ પહેરેલા યેલના વિદ્યાર્થીઓ શહેરમાં કંઈક ડમકલુ કરે કે એમના ઉપર વળી બીજા કોઈ હુમલા કરે એ અસામાન્ય ઘટના નથી—નાગરિકો સાથે વિદ્યાર્થીઓએ સલૂકાઈથી વર્તવાની જરૂરિયાત

વિશે યુનિવર્સિટીના અધિકારીઓએ કેટલીક વાર નિવેદનો બહાર પાડ્યાં છે ન્યૂ હેવન આસપાસની કેટલીક નિશાળોમાં ગમન ખાતર ફટાકડા ફોડવાના કે નાના બામ્બ મૂકવાના બનાવો બનવાથી વિદ્યાર્થીઓને સોટીથી શિક્ષા કરવાની પ્રથા પાછી દાખલ કરવામાં આવી છે પરંતુ વિદ્યાર્થીઓની શિસ્તનો જે મોટો સવાલ આપણા દેશમાં ઊભો થયો છે એનું અહીં અન્તર નથી સવિનય ભંગની પ્રવૃત્તિ શરૂ થઈ ત્યારથી માંડી આપણા દેશમાં પ્રત્યેક રાજકીય પક્ષે યેનકેન પ્રકારેણ વિદ્યાર્થીઓનો એક હથિયાર તરીકે ઉપયોગ કર્યો છે એ વસ્તુએ, તથા અભ્યાસકાળ પછીના અનિશ્ચિત આર્થિક ભવિષ્યે અને કેટલીક વાર શિક્ષણસંસ્થાઓની ખટપટોમાં ફૂટેલા કે અધૂરિયા અધ્યાપકો પ્રત્યેની વિદ્યાર્થીઓની અસમાન વૃત્તિએ—આવાં અનેક તત્ત્વોએ ભારતની શિક્ષણસંસ્થાઓમાં અશિસ્ત જાણે કે એક સાધારણ વસ્તુ બનાવી દીધી છે, એનો અંશ માત્ર પણ પશ્ચિમના દેશોમાં નથી એ મારું કહેવાનું છે નાના વર્ગોમાં લગભગ બધા જ વિદ્યાર્થીઓ સિગારેટ પીતા હોય છે (આ વસ્તુ બીજા વિશ્વયુદ્ધ પછી જ વધારે પ્રચલિત બની એમ કહે છે) પણ એનો અર્થ જરાયે અવિવેક, બેધ્યાન કે ગરબડ નથી મોટા અંડરગ્રેજ્યુએટ વર્ગોમાં કોઈ વાર ચારસો કે એ કરતાંયે વધારે વિદ્યાર્થીઓની સંખ્યા હોય છે અને ત્યાં અનિવાર્યપણે અધ્યાપકે માઈકનો ઉપયોગ કરવો પડે છે (આવા કેટલાક વર્ગોમાં મેં હાજરી આપી હતી) મોટા વર્ગોમાં સરકારી નિયમનોને કારણે બીડી પીવાનો પ્રતિબંધ હોય છે પણ આપણા દેશની કેટલીક કૉલેજો જેવડા આ મોટા વર્ગોમાં સંપૂર્ણ શાન્તિ અને વ્યાખ્યાતા પ્રત્યેના ધ્યાનનું સંયમી વાતાવરણ મેં જોયું છે કોઈ ઉધરસ ખાય, છીંક ખાય કે પગ ઊંચા કરીને બેસે એ વસ્તુ પછી જરાયે અગત્ય આપવા લાયક રહેતી નથી

ઇંગ્લંડની ઐતિહાસિક યુનિવર્સિટીઓનો વારસો ધરાવતી યેલ અને હાર્વર્ડની યુનિવર્સિટીઓમાં છોકરીઓને દાખલ કરવામાં આવતી

નથી યેલમા માત્ર અનુસ્નાતક વર્ગોમા તેઓ દાખલ થઈ શકે છે; આથી વિદ્યાર્થિનીઓની અત્યલ્પ સખ્યા જ અહી દેખાય છે આ નિયમન દૂર કરવાનુ હમણા કેટલાકોએ સૂચન કર્યું ત્યારે યેલ યુનિવર્સિટીના પ્રમુખે જણાવ્યુ કે અઢીસો વર્ષ જૂની રૂઢિ દૂર કરવાનુ પોતાને યોગ્ય લાગતુ નથી ! હાર્વર્ડ યુનિવર્સિટી પણ માત્ર છોકરાઓ માટે છે, છોકરીઓ એમને માટેની સ્થાનિક રેડક્લીફ યુનિવર્સિટીમા દાખલ થાય છે, પણ ભણે છે બધા સાથે જ ! જૂની રૂઢિ ચાલુ રાખ્યાનો કાલ્પનિક સતોષ તો એથી મળે છે !

✓વિદ્યાર્થીઓ વિશે વાત કરતા અહીના આંતરરાષ્ટ્રિય વિદ્યાર્થી ગૃહ (ઈન્ટરનેશનલ સ્ટુડન્ટ સેન્ટર)નો પરિચય આપવાનુ મન થાય છે જ્યાં પરદેશી વિદ્યાર્થીઓની ઠીક સખ્યા હોય છે એવા અમેરિકાના લગભગ બધાં શહેરોમા આવાં ગૃહો હોય છે ન્યૂયોર્ક, શિકાગો, બોસ્ટન, કે બર્કલે જેવા સ્થળોની તુલનાએ આ વિદ્યાર્થીગૃહ ઘણુ નાનુ છે, પણ એને પ્રતિનિધિરૂપ તો જરૂર ગણી શકાય એમાં જુદા જુદા ચૌદ દેશોના ચોવીસ વિદ્યાર્થીઓ હાલ રહે છે અને બીજા વધુને માટે એક જુદા મકાનમા પ્રબન્ધ થઈ રહ્યો છે કોઈને પણ ત્યા એક વર્ષ કરતાં વધુ સમય સુધી રહેવા દેવામા આવતો નથી વાર્ષિક ભાડુ ૨૪૦ ડોલર લેવાય છે, જે અહીનુ જીવનધોરણ જોતાં અલ્પ જ ગણી શકાય. સૌએ પોતાની રસોઈ હાથે કરી લેવાની જે ચીજો રાધવા માટે લે તેની પોતાને હાથે નોધ કરવાની, જેથી દર અઠવાડિયે હિસાબ થઈ શકે દર શુક્રવારે જુદા જુદા વિદ્યાર્થીઓ પોતાના દેશની રસોઈ તૈયાર કરીને બધાને જમાડે એવો રિવાજ છે આન્ધ્રના બાવીસેક વર્ષના, ઇજનેરીના એક વિદ્યાર્થી શ્રી વેમપતિ મૂર્તિ ગયા સપ્ટેમ્બરમા અહી આવ્યા બાદ રસોઈ કરવાનુ શીખ્યા, અને બીજા થોડાકની મદદ લઈ ચોવીસે જણને માટે ભારતીય રસોઈ તૈયાર કરે છે

આન્તરરાષ્ટ્રિય વિદ્યાર્થીગૃહમાં દર રવિવારે સાંજે ચા પાણી સાથે

એકાદ વ્યાખ્યાન કે કંઈક રંજનનો કાર્યક્રમ હોય છે, એ માત્ર ત્યાં રહેનારા માટે નહિ, પણ તમામ પરદેશી વિદ્યાર્થીઓ અને મુલાકાતીઓ માટે. આ ઉપરાંત જુદા જુદા દેશોના વિદ્યાર્થીઓ પોતાના હમવતની-ઓના પરિચયમા આવી શકે એ માટે તે તે દેશોનાં કે નાના દેશોની બાબતમાં, ભૌગોલિક સામીપ્ય ધરાવતા થોડાક દેશોનાં–વતનીઓનાં પણ પ્રસંગોપાત્ત સંમેલનો યોજાય છે, અને એમાં રસ ધરાવનાર અમેરિકન નાગરિકો પણ હાજર રહે છે. યેલમાં બધા મળીને આશરે ૨૦ ભારતીય વિદ્યાર્થીઓ છે, અને તેઓ મોટે ભાગે કાયદો કે ઇજનેરીનો અભ્યાસ કરે છે. ભારતીય વિદ્યાર્થીઓનુ એક મિલન આંતર-રાષ્ટ્રિય વિદ્યાર્થીગૃહમાં ગઈ તા. ૨૩મી ઓકટોબરે સાંજે યોજાયું હતું, ત્યાં એમાંથી માત્ર સાત જણ હાજર હતા!

જુદા જુદા દેશોના વિદ્યાર્થીઓ સાથે સંપર્કમાં આવતાં અંગ્રેજી ભાષાનો પ્રશ્ન તુરત ધ્યાન ખેંચે છે ખાસ કરીને એશિયાના દેશોના વિદ્યાર્થીઓનુ અંગ્રેજીનું જ્ઞાન વિભિન્ન કોટિનું હોય છે. જાપાન, ઇન્ડોનેશિયા, કોરિયા અને ફોર્મોસાના તેમજ દક્ષિણ અમેરિકાના દેશોના વિદ્યાર્થીઓનું અંગ્રેજીનું જ્ઞાન બહુ સાધારણ હોય છે. કેટલાક તો એવા છે, જે બરાબર વાત કરી શકતા નથી અને અહીં આવ્યા પછી અંગ્રેજી શીખવાનું શરૂ કરે છે (પોતાના દેશની યુનિવર્સિટીઓમાં અધ્યાપકો તરીકે કામ કરતા હોય એવા પણ આમાં છે), અને એમને માટે 'ફોરિન નેશનલ્સ બ્યૂરો' તરફથી પ્રાથમિક અંગ્રેજીના વર્ગો ચલાવવામાં આવે છે. અમેરિકાની બીજી અનેક યુનિવર્સિટીઓમાં પણ અંગ્રેજીના આ પ્રકારના પ્રાથમિક શિક્ષણની વ્યવસ્થા છે આ બાબતમાં બધા પરદેશી આગંતુકો ઉપર ભારતવાસીઓ સરસાઈ ધરાવે છે, કેમકે જીવનના શ્રેષ્ઠ વર્ષો આપણે અંગ્રેજી ઉપર પ્રભુત્વ મેળવવાના પુરુષાર્થમાં ગાળેલાં હોય છે. રાજકીય તેમજ શૈક્ષણિક ક્ષેત્રમાં ભારત-ના ભાષાકીય પ્રશ્નની અમેરિકામાં પુષ્કળ જાહેરાત થયેલી છે, અને તેથી કોઈ પણ અમેરિકન સાથેની વાતચીતમાં રાજકારણ કે શિક્ષણની

-દૃષ્ટિએ આ પ્રશ્ન પુછાયા વિના રહેતો નથી, અને જેને આ બાબતમાં કશો રાગ કે આવેશ નથી એવા પરદેશી જિજ્ઞાસુને સંતોષ થાય એવી રીતે પૂરતી તટસ્થતાથી, આ વિશે માહિતી અને ઉત્તરો આપવા પડે છે. જુદાં જુદાં વિદ્યાકેન્દ્રોમાં, ભારતનો ઠીક ઠીક પરિચય ધરાવતા અત્રત્ય કેળવણીકારો સાથે આ પ્રશ્નની ચર્ચા કરવી પડી છે અને એ સર્વેએ નિરપવાદ રીતે કહ્યું કે–અંગ્રેજી પુસ્તકો વાચીને સમજી શકે એટલું તે ભાષાનું જ્ઞાન–'રીડિંગ નોલેજ' તમારા દેશના વિદ્યાર્થીઓને હોય એ પૂરતું છે યુનિવર્સિટીઓનું ધોરણ નીચું જતું હોવાની ફરિયાદ વારવાર સભળાય છે, પણ સ્વાતંત્ર્ય પછીના સમયમા અંગ્રેજીનો અનૈસર્ગિક બનતો બોજો હળવો થતાં, તે ઓછી થશે.' બીજી તરફ, ભારતમા સને ૧૯૫૬માં એક સુશિક્ષિત દંપતીએ પોતાના નવજાત બાળક વિશે ગૌરવપૂર્વક કહ્યું હતુ, 'એને અમે મિશનરી સ્કૂલમાં ભણાવીશું, કેમકે એને પરદેશ મોકલવાનો છે!'

તા. ૫મી ઑક્ટોબરે 'ન્યૂ હેવન કૉલોની હિસ્ટોરિકલ સોસાયટી'-માં એ સંસ્થાના પ્રમુખ પ્રો. ગલ્ફ ગેબ્રિયલ સાથે ગયો. ૮૬ વર્ષ પહેલાં, અમેરિકાનો આંતરવિગ્રહ ચાલુ હતો ત્યારે એની સ્થાપના થઈ હતી. એને સ્થાનિક ઈતિહાસનું મડળ ગણી શકાય. 'ન્યૂ હેવનનાં ત્રણસો વર્ષ' ('થ્રી સેન્ચરીઝ ઑફ ન્યૂ હેવન') નામનું પુસ્તક તેણે ૧૯૫૩માં પ્રગટ કર્યું છે અને ન્યૂ હેવનના સ્થાનિક ઇતિહાસને લગતા લેખોના સગ્રહો બહાર પાડ્યા છે. એના પુસ્તકાલયમાં પત્રો, ડાયરીઓ, દસ્તાવેજો, હિસાબના ચોપડાઓ તેમજ આ પ્રકારના કામમાં ઉપયોગી થાય એવી સામગ્રી છે અને ફોટોગ્રાફ, ચિત્ર, ફર્નિચર, વાસણો, હથિયાર વગેરેનું સારું મ્યૂઝિયમ પણ છે. અમેરિકાનાં સંસ્થાનોનો લિખિત ઇતિહાસ ઘણો ટૂંકો છે, એની તુલનાએ આપણા દેશમાં તો અખૂટ કામને અવકાશ છે.

યેલ યુનિવર્સિટીનું 'પીબોડી મ્યૂઝિયમ' અને 'આર્ટ ગેલેરી'

ત્યાર પછી જોયાં. બન્ને નાનાં છે, પણ ન્યૂ હેવન અને આસપાસનાં નાનાં શહેરોના નાગરિકોની સારી સાંસ્કારિક સેવા બજાવે છે. 'પીબોડી મ્યૂઝિયમ'ના માનવશાસ્ત્ર વિભાગમાં થયેલ નવા ઉમેરાઓ વિશે હમણાં જાણ્યું આફ્રિકાની કેટલીક આદિવાસી જાતિઓ સાથે સંબંધ ધરાવતી ચીજો યેલના એક જૂના વિદ્યાર્થીએ ત્યાં ભેટ આપી છે એમાં બૂશમેન જાતિનાં ઝેરી બાણ છે. આ બાણ સો વર્ષ પહેલાં બનેલાં છે, પણ એનું ઝેર એટલું ઘાતક છે કે એનો સ્પર્શ કરતાં પણ બહુ કાળજી રાખવી પડે છે એમ મ્યૂઝિયમના વ્યવસ્થાપકો જણાવે છે, કેમકે એ ઝેરનું કોઈ વારણ જાણવામાં આવ્યું નથી (હિન્દી ચીનમાં મોઈ જાતિના પ્રદેશનો પ્રવાસ વર્ણવતું ગ્રેસ થોમ્પ્સન સેટનનું પુસ્તક 'પોઈઝન એરોઝ' હમણાં વાંચ્યું, એમાં પણ ઝેરી બાણનાં વર્ણન છે). ત્રણેક વર્ષ ઉપર ગણેશોત્સવ પ્રસંગે વડોદરામાં સ્વ. પ્રો. માણિકરાવે પોતાના અંગત સંગ્રહનાં શસ્ત્રાસ્ત્રોનું પ્રદર્શન ભરેલું તે મને યાદ આવ્યું. એ વખતે બી. એ ના વિદ્યાર્થીઓને પદ્મનાભકૃત 'કાન્હડદે પ્રબન્ધ' હું શીખવતો હતો. લશ્કરી વિષયના એ કાવ્યમાં અનેક પ્રકારનાં શસ્ત્રોના ઉલ્લેખ આવે છે, પણ પ્રત્યક્ષ જોયા વિના એ વિશે સ્પષ્ટ ખ્યાલ આવવો મુશ્કેલ છે, એટલે વિદ્યાર્થીઓને એ પ્રદર્શન જોવા હું લઈ ગયો હતો અને પ્રો. માણિકરાવે લગભગ બે કલાક ગાળી એ શસ્ત્રોનાં નામ અને ઉપયોગ વગેરે સમજાવ્યાં હતાં. એમાં ટીપુ સુલતાનની અને કેટલાક રજપૂત રાજાઓની ઝેરી તલવારો મૂકવામાં આવી હતી. એ તલવારોને ઝેર પાવામાં વર્ષો વીતી જતાં અને આજે પણ એમાં ઝેર મોજૂદ છે. બ્રિટિશ રાજ્યના સમયમાં ભારત સરકારના એક મોટા અંગ્રેજ અમલદારે આ વાત ઉપર વિશ્વાસ નહિ રાખતાં તલવાર ઉપર આંગળી મૂકી અને સહેજ ઘા થતાં લોહી નીકળવાથી તેઓ બેભાન થઈ ગયા! ભૂતપૂર્વ દેશી રાજ્યમાં એ તો ભારે ગંભીર પરિણામ લાવનારો બનાવ ગણાય પણ પ્રો. માણિકરાવે ઝેરનું વારણ કરનારી દવા મૂકી એ અમલદારને સ્વસ્થ કર્યા, એ તેમણે વર્ણવેલો

પ્રસંગ અહીં યાદ આવ્યો. તેઓ આજે વિદ્યમાન હોત તો વિષતંત્ર (ટૉક્સીકૉલૉજી) વિશેના પાશ્ચાત્યોના જ્ઞાનમા કંઈક ઉમેરો થઈ શકત. મ્યૂઝિયમના વ્યવસ્થાપકોને પણ મે આ વાત કરી.

આંતરરાષ્ટ્રિય વિદ્યાર્થીગૃહ તરફથી પરદેશીઓ માટે અવારનવાર નાના પ્રવાસોની તથા અમેરિકન કુટુંબો સાથે તેઓ પરિચયમાં આવે એ પ્રકારની વ્યવસ્થા કરવામા આવે છે, અને એની એકેએક વિગતની આયોજના ખૂબ ઝીણવટથી થાય છે. તા. ૧૩–૧૪ ઑક્ટોબર, શનિ–રવિએ કનેટિકટ રાજ્યનાં કુટુંબો સાથે આવા પરિચયની યોજના ‘કાઉન્સિલ ઑફ ચર્ચ વિમેન’ અને આંતરરાષ્ટ્રિય વિદ્યાર્થીગૃહના સહકારથી થઈ હતી. જુદા જુદાં ગામોના પ્રતિનિધિઓ પોતાના મહેમાનોને લેવા માટે શનિવારે સવારે ન્યૂ હેવન આવી પહોંચ્યા હતા. માર્ગમાં એક સ્થળે ભોજન લઈને, અહીથી ચાળીસ માઈલ દૂર, કનેટિકટ રાજ્યના પાટનગર હાર્ટફર્ડમાં બપોરે દોઢ વાગ્યે પહોંચ્યા. (આ શહેર કનેટિકટ નદીના કિનારે આવેલુ છે, અને તે ઉપરથી રાજ્યનું નામ પડેલું છે કનેટિકટ એ અમેરિકન ઇન્ડિયન નામ છે; અનેક નદીઓ, પર્વતો અને સ્થળોનાં નામ સ્વાભાવિક રીતે જ ઇન્ડિયન છે, પણ કેટલાંકનો ઉચ્ચાર યુરોપની ભાષા બોલનારાઓ માટે બહુ કઠણ હોવાથી એ નામ બદલી નાખવામાં આવે છે હમણાં મેં કહ્યું તેમ, અમેરિકાનો લિખિત ઇતિહાસ ટૂંકો છે, પણ એનાં સ્થળનામો તો વિભિન્ન સંસ્કૃતિઓનાં પ્રતિનિધિ છે. અત્રત્ય ઇન્ડિયન નામો ઉપરાંત યુરોપના તમામ દેશો અને તેની ભાષાઓમાથી આવેલાં સ્થળનામો અમેરિકામાં છે. સૌથી પરિચિત ઉદાહરણ લઈએ તો, આ ન્યૂ ઇંગ્લંડમા જૂના ઇંગ્લંડનાં ન્યૂ લંડન, કેમ્બ્રિજ, ઑક્સફર્ડ, સ્ટ્રેટફર્ડ, વુસ્ટર, પ્લિમથ, પૉર્ટ્સમથ, બ્રિસ્ટલ, મેન્ચેસ્ટર વગેરે સ્થળો છે તે સાથે આયર્લૅન્ડનું બેલફાસ્ટ અને જર્મનીનું બર્લિન પણ છે. *ફિલાડેલ્ફિયાના એક ઉપનગર બ્રાયન મોર, Bryn Mawrમાં મારાં* એક મિત્ર ડૉ. મિસ ડૉરોથી સ્પેન્સર રહે છે એ વેલ્સ સ્થળનામ છે.

જેતે અતે wr આતે એ સ્થળનામ ઘણું ખરું વેલ્સનું હોય છે. વેલ્સ મૂળનાં નામો પણ બદલવાનું વલણ કેટલાક સમયથી શરૂ થયું છે.)

હાર્ટફર્ડના નગરગૃહમાં એક સ્વાગત-સમારંભ યોજાયો હતો. પ્રથમ કેટલાંક ગીતો ગવાયાં, સ્વાગતનું વ્યાખ્યાન થયું અને કનેટિકટનો પરિચય અપાયા બાદ અલ્પાહાર અને નૃત્યાદિનો કાર્યક્રમ હતો. આ સમારંભમાં દુનિયાના જુદા જુદા ૬૩ દેશોના બધા આશરે ૩૫૦ વિદ્યાર્થીઓ અને મુલાકાતીઓ હાજર હતા, જેઓ આ રાજ્યની જુદી જુદી યુનિવર્સિટીઓ, સંશોધન-સંસ્થાઓ કે હૉસ્પિટલોમાં કામ કરતા હતા. માત્ર રશિયા અને લાલ ચીન સિવાય જગતના લગભગ બધા દેશોનું પ્રતિનિધિત્વ હતું એમ કહી શકાય.

આ બધાએ અહીંથી જુદાં જુદાં શહેરો અને ગામોમાં, અને કેટલાકને પાછું ન્યૂ હેવનમાં જુદાં જુદાં કુટુંબોમાં જવાનું હતું. અમારે મોટરમાં આશરે એક કલાકના રસ્તે ગિલફર્ડ જવાનું હોવાથી અમે સાંજે સાડાચારે નીકળ્યા. ગેલમાં અગ્નિ એશિયા વિભાગમાં ઇંગ્લંડથી આવેલા એક મુલાકાતી અધ્યાપક મિ. પામિયર (જેઓ લંડન સ્કૂલ ઑફ ઇકનૉમિક્સમાં મને મળ્યા હતા) અને તેમનાં પત્ની તથા સિલોન, જાપાન, કોરિયા અને બેલ્જિયમનો એક એક વિદ્યાર્થી એમ બધા મળી સાત જણા હતા. ગિલફર્ડમાં જ્યાં અમે શોભ્યા ત્યાં દરેકના યજમાન પોતપોતાની કાર સાથે લેવા આવ્યા હતા.

મારે મિ. જેમ્સ વિલાર્ડ વિલિયમ્સ નામે એક નિવૃત્ત શિક્ષકને ત્યાં જવાનું હતું. ૭૧ વર્ષના આ સશક્ત વૃદ્ધે ૧૯૧૬ થી ૧૯૨૨ સુધી ચીનમાં અને ત્યાર પછી અમેરિકામાં જુદી જુદી સ્કૂલોના આચાર્ય તરીકે કામ કર્યું હતું. એમનાં બુદ્ધિશાળી પત્ની બીમાર રહેતાં હોઈ એમની સેવા, બધું ઘરકામ તેમજ રસોઈ જાતે કરે છે, પુષ્કળ વાંચે છે અને ફુરસદનો સમય લાકડા ઉપર સુન્દર કોતરકામ કરવામાં ગાળે છે. પોતે અને પુષ્કળ પ્રશ્નો પૂછવા માગે છે એ તેમણે મને અગાઉથી

પત્રદ્વારા જણાવ્યું હતું. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં કામ કરતી અનેક વ્યક્તિઓના પરિચયમાં હુ અમેરિકામાં આવ્યો, પણ એમાંના કોઈએ પણ ભારતનુ રાજકારણ, સમાજ, ધર્મ, ઇતિહાસ, રીતરિવાજ, ભાષા, પહેરવેશ, ખોરાક, શિક્ષણ એ સર્વ વિષે મિ. વિલિયમ્સે પૂછ્યા હતા એટલા બધા વિવિધ જિજ્ઞાસાપૂર્ણ સ્પષ્ટ સવાલો પૂછ્યા નહોતા. અમેરિકા વિશે ઉત્તરો આપવામાં પણ તેઓ એટલા જ નિખાલસ હતા. એક સરકારી અમેરિકન કુટુબનું મહેમાનો અને મિત્રો સાથેનું વર્તન ખૂબ ભાવપૂર્ણ અને અનૌપચારિક હોય છે. ઘણા દિવસોનો પરિચય હોય એવો ભાવ થોડા કલાકમાં અનુભવ્યો.

મિ. વિલિયમ્સના પ્રપિતામહે અમેરિકાના આંતરવિગ્રહમા ભાગ લીધેલો અને દક્ષિણના ગુલામોને છૂપી રીતે કેનેડા લઈ જવાના 'અંડરગ્રાઉન્ડ રેઈલ-રોડ'ના (આ આલંકારિક નામ છે. ઢાંકેલાં ગાડાંઓમાં છૂપી રીતે ગુલામોને મુક્ત પ્રદેશમાં લઈ જતા એ પ્રવૃત્તિને આ નામ અપાયુ છે) કામમા ઘણો સમય કામ કરેલુ, એની વાતો તેમણે કરી ગિલફર્ડમાં જ રહેતાં એમનાં પુત્રી અને જમાઈને ત્યાં રાતે જમ્યા પછી અમે ગયા અને એમના મિત્રમંડળ સાથે વાતો કરી.

ગિલફર્ડમાં ત્રણ હજાર માણસની વસ્તી છે, પણ એને 'ગામડુ' કહેવું કે 'શહેર' એ પ્રશ્ન થઈ પડે ભૂગર્ભ ગટર અહીં નથી, ખાળ-કૂવા છે—એ સિવાય બધી બાબતોમાં શહેરની અને આ નાના ગામની સગવડોમાં કશો ફરક નથી. ગામમાં એક બંબાખાતુ છે, જે ગામના સ્વયંસેવકો ચલાવે છે. આગના કોઈ પણ બનાવમાં આ સ્વયસેવકોની સેવાઓ એટલી ઝડપથી અને કાર્યક્ષમ રીતે મળે છે કે આખું ગામ તેમને માટે મગરૂર છે. દરેક ઘેર ટેલિફોન એ અમેરિકામાં સાધારણ વસ્તુ છે, પરંતુ આ નાના ગામમાં પણ કાર એટલી બધી છે કે વાહનવ્યવહારના નિયમન માટેના વીજળીના સિગ્નલ બધે રાખવામાં આવ્યા છે. એક સાપ્તાહિક પત્ર પણ અહીં પ્રકટ થાય છે, જેના સંપાદક પછીથી ચર્ચામાં મળ્યા.

બીજે દિવસે સવારે નાસ્તો કરીને અમે ફરવા નીકળ્યા અને આખા ગામમાં ચક્કર લગાવ્યું. મિ. વિલિયમ્સના પડોશી, સ્થાનિક હાઇસ્કૂલના આચાર્ય વેકેશનમાં અને ફુરસદના સમયમાં સુથારી કામ કરીને પોતાની મર્યાદિત કમાણીની પૂર્તિ કરી લે છે એ તેમણે કહ્યું, અને એ ભાઈને પોતાના કમ્પાઉન્ડનાં કેટલુંક ફર્નિચર બનાવતા જોયા.

ગિલફર્ડ એ ન્યૂ ઇંગ્લંડનાં સૌથી જૂનાં સ્થળોમાંનું એક–૩૫૦ વર્ષ પહેલાં વસેલું છે. ઘણે સ્થળે તો કયું મકાન ક્યારે બંધાયું અને અમેરિકાના ઇતિહાસ સાથે સંબંધ ધરાવતા કયા બનાવો ત્યાં બનેલા એ દર્શાવતાં પાટિયાં જોયાં. એ જોવામાં અને મિ. વિલિયમ્સ સાથેની વાતોમાંથી એ વિશે વધુ જાણવામાં ઘણો રસ પડયો.

બપોરે ફરી પાછા કારમાં નીકળ્યા અને ગામની આસપાસ આઠ–દસ માઈલ ફર્યા. પાનખરનો આરંભ હતો, એટલે પીળાં પડી ગયેલાં પાંદડાં વૃક્ષોની ઉપર જ હતાં અને સમગ્ર પ્રકૃતિ પરિપક્વ થયેલી લાગતી હતી. આકરા શિયાળાની, રણ જેવી અપર્ણા પ્રકૃતિની એ પૂર્વભૂમિકા. એની પક્વતાનું એક શાન્ત ગૌરવ છે.

ત્યાંથી પાછા વળતાં, ઈ. સ. ૧૬૩૯માં બંધાયેલા એક મકાનમાં આ નાના શહેરનું નાનકડું મ્યૂઝિયમ (હેનરી વ્હીટફિલ્ડ સ્ટેટ હિસ્ટોરિકલ મ્યૂઝિયમ) છે ત્યાં અમે ગયા. શહેરના ટાવરનું જૂનું ઘડિયાળ અહીં છે, જેમાં માત્ર કલાકનો કાંટો છે. એ સમયનો રેંટિયો, હાથશાળ, જૂના સિક્કાઓ અને નોટો, એમાં ૧ શિલિંગ ૬ પેન્સની નોટ (અમેરિકન ડોલર તો એ પછી ઘણે સમયે ચાલુ થયો), વગેરે જોયું. જૂનું ફર્નિચર અને દીવાનખાનું પણ અસલ સ્વરૂપમાં રાખેલું જોયું. અહીં પણ મ્યૂઝિયમ જોનાર સ્ત્રી–પુરુષો અને બાળકો ઠીક સંખ્યામાં હાજર હતાં; અને ખૂણે પડેલા આ નાનકડા સ્થળનાં પણ અનેક સુન્દર 'વ્યૂ–કાર્ડ' મળતાં હતાં.

તે સાંજે મિ. વિલિયમ્સ અને એમનાં પત્નીની વિદાય લઈ એક

સ્થાનિક નાગરિકની કારમાં ન્યૂ હેવન આવ્યો. વિલિયમ્સ કુટુંબ સાથેનો પ્રેમભર્યો પત્રવ્યવહાર પછી ચાલુ રહ્યો છે અને હું માનું છું કે લાંબા સમય સુધી રહેશે.

તા. ૧૫ મી ઑક્ટોબરથી ૧૯ મી ઑક્ટોબર સુધીના પાંચ દિવસ કેમ્બ્રિજ ખાતે હાર્વર્ડ યુનિવર્સિટીમાં ગાળ્યા. ન્યૂ હેવનથી ઉત્તરે આશરે સો માઈલ દૂર, ચાર્લ્સ નદીના એક કિનારે બોસ્ટન અને બીજે કિનારે કેમ્બ્રિજ આવેલું છે. હાર્વર્ડ યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર ડેનિયલ એચ એચ. ઇન્ગોલ્સ અમેરિકાના સૌથી તેજસ્વી તરુણ સંસ્કૃતજ્ઞ છે. કેમ્બ્રિજમાં 'કમાન્ડર હોટેલ મા પહોંચ્યો. (તા. ૩ જુલાઈ ૧૭૭૩ ને દિવસે સ્વાતંત્ર્યયુદ્ધમાં અમેરિકન સૈન્યનું સેનાપતિપદ જ્યોર્જ વોશિંગ્ટને જે એલ્મ વૃક્ષની નીચે સભાળ્યું હતુ એની બાજુમાં જ બંધાયેલી હોટેલને એ કારણે 'કમાન્ડર હોટેલ' નામ અપાયું છે હોટેલના આંગણામાં વોશિંગ્ટનની પૂરા કદની સુંદર પ્રતિમા છે, જેની નીચે ઉપર્યુક્ત ઐતિહાસિક હકીક્ત દર્શાવી છે ) અને થોડી વારમાં તેઓ મળ્યા. શરૂઆતની વાતચીતમાં જ તેમણે મને પૂછ્યું, "તમે જૈન છો? મે તમારે માટે નિરામિષ ખોરાકની વ્યવસ્થા કરાવી છે." મે કહ્યું, "ખોરાકની વ્યવસ્થા કરાવી એ સારું થયું. મારું કુટુંબ જૈન નથી, પણ ભારતમાંના અનેક પરિચિતોની જેમ તમે પણ મને જૈન ગણો તો જરાયે હરકત નથી જૂની ગુજરાતી સાહિત્ય અને જૈન ધર્મને બહુ નિકટનો સંબંધ છે." થોડાંક વર્ષ પહેલાં પ્રો. ઇન્ગોલ્સ ભારત આવેલા ત્યારે પેવલા( મધ્ય પ્રાન્ત )માં મુનિશ્રી જંબુવિજયજીને મળેલા અને એમની વિદ્વત્તા અને સંશોધક વૃત્તિના ભારે પ્રશંસક છે. એ બન્નેની મુલાકાતનો અહેવાલ ભાવનગરના 'જૈન' સાપ્તાહિકમાં છપાયો હતો એ જાણીને તેમને કુતૂહલ થયું. મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્રના જૈનો તેમજ મધ્ય પ્રદેશના કેટલાક બ્રાહ્મણો ( ખેડાવાળ બ્રાહ્મણો ) ગુજરાતી ભાષા બોલે છે એ વસ્તુ તેમને મન કંઈક આશ્ચર્યનો વિષય હતી. છેલ્લી બેએક સદીઓમાં ગુજરાતમાંથી થયેલાં સ્થળાન્તરોનો

ખ્યાલ આપી એનું કારણ સમજાવવા મેં પ્રયત્ન કર્યો.

બીજે દિવસે, તા. ૧૬ મી ઑક્ટોબરે હાર્વર્ડ યુનિવર્સિટીની 'વાઈડનર' લાયબ્રેરીમાં એમની કચેરીમાં પ્રો. ઇન્ગોલ્સને મળ્યો અને એકાદ કલાક વાતો કરી તેઓ દર્શનશાસ્ત્રોના સારા અભ્યાસી છે, પણ તેમનો મુખ્ય રસ ન્યાયશાસ્ત્રમાં છે. આથી વસ્તુપાલ વિશેના મારા અંગ્રેજી પુસ્તકમાં જેને વિષે એક પ્રકરણ મેં લખ્યું છે તે નરચન્દ્રકૃત 'ન્યાયકન્દલી ટિપ્પણ' વિષે તેમણે ઘણી પૃચ્છા કરી. એ આખીયે રચનાનું સારું સંપાદન પાછળથી ડૉ. જિતેન્દ્ર જેટલીએ પોતાના પીએચ. ડી.ના મહાનિબંધ અંગે કર્યું છે એ મેં જણાવ્યું. સંસ્કૃત અને ઇન્ડોલોજીના વિષયમાં ખ્યાતનામ 'હાર્વર્ડ ઓરિયેન્ટલ સિરીઝ'નું પ્રકાશન હાર્વર્ડ યુનિવર્સિટીનો સંસ્કૃત વિભાગ કરે છે, અને અત્યારે એ વિભાગના અધ્યક્ષપદની રૂએ ઇન્ગોલ્સ એના મુખ્ય સંપાદક છે. ડી. ડી. કોસાંબી અને વી. વી. ગોખલેએ સંપાદિત કરેલ 'સુભાષિતરત્નકોશ'ના અંગ્રેજી અનુવાદનું કામ તે માટે હમણાં તેઓ કરે છે. એ સુભાષિતકોશનો આશરે એકતૃતીયાંશ ભાગ ઘણાં વર્ષ પહેલાં લંડનની ઇન્ડિયા ઑફિસના લાયબ્રેરિયન ડૉ. એફ. ડબલ્યુ. થોમસે 'કવીન્દ્રવચનસમુચ્ચય' એ નામથી સંપાદિત કર્યો હતો. એ નામ મંગલાચરણના એક શ્લોક ઉપરથી અપાયું હતું, અને ગ્રન્થ અધૂરો જ મળેલો હોઈ એનું ખરેખરું નામ કે એના કર્તાનું નામ પણ એ સમયે જણાયું નહોતું હવે માલૂમ પડે છે કે એનો કર્તા વિદ્યાકર નામે બૌદ્ધ વિદ્વાન હતો અને અગિયારમા સૈકા આસપાસ તે બંગાળમાં થઈ ગયો. પેન્સિલ્વેનિયા યુનિવર્સિટીના પ્રો. નોર્મન બ્રાઉને સંપાદિત કરેલ 'સૌન્દર્યલહરી' જૂનાં ચિત્રો (જેમાંનાં ઘણાં ગુજરાતનાં છે) સાથે એ સિરીઝમાં પ્રકટ થનાર છે, તથા વેદાન્ત અને અન્ય દર્શનોના કેટલાક ગ્રન્થો તથા એમના અનુવાદોના પ્રકાશન માટે તૈયારી ચાલી રહી છે. ગુજરાતના ગ્રંથભંડારોમાં અને પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલાના કામમાં–ખાસ કરીને એનાં હમણાંનાં બે પ્રકાશનો

'પ્રાચીન ફાગુસંગ્રહ' અને 'વર્ણક-સમુચ્ચય'માં ઇન્ગોલ્સે ઊંડો રસ વ્યક્ત કર્યો. વિશિષ્ટ સંસ્કૃતજ્ઞ અને ભાષાવિદ્ હોવા ઉપરાંત તેઓ વ્યાપક અર્થમાં એક માનવતાપ્રેમી છે અને સંશોધનનાં કામોને એ રીતે જુએ છે એ જાણીને આનંદ થયો. હસ્તપ્રતોનો સંગ્રહ કે સૂચિ, સંપાદન પ્રકાશન, તુલના, અર્થદર્શન, ભાષા કે સંસ્કૃતિની દૃષ્ટિએ અભ્યાસ, રસદર્શન કે વિવેચન અને ચાલુ જીવન સાથેનો એનો સંસ્પર્શ—આમાંના કોઈ પણ એક કે વધુ ક્ષેત્રમાં માણસને જીવનભરનું કાર્ય મળી રહે—જ્ઞાનનું કોઈ ક્ષેત્ર બીજા કરતાં ઊતરતું કે ચઢિયાતું નથી—પરિણામે માનવજ્ઞાનમાં જે વૃદ્ધિ થાય તે વ્યક્તિગત, સમૂહગત કે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં પણ પોતાની સૂક્ષ્મ અસરો નિપજાવ્યા વિના નહિ રહે

હાર્વર્ડ યુનિવર્સિટીની લાયબ્રેરી પ્રો ઇન્ગોલ્સની સાથે જોઈ અમેરિકાની એ સૌથી વિશાળ યુનિવર્સિટી-લાયબ્રેરી છે, યેલ એ પછી તુરત આવે (ઉચ્ચ શિક્ષણ આપનારી અમેરિકાની સૌથી જૂની સંસ્થા પણ હાર્વર્ડ છે 'પિલગ્રિમ ફાધર્સ' પ્લીમથ બંદરે ઊતર્યા પછી માત્ર સોળ વર્ષે, ઈ સ ૧૬૩૬ માં હાર્વર્ડની કૉલેજ સ્થપાઈ હતી ) લાયબ્રેરીના પૌર્વાત્ય વિભાગોમાં બૌદ્ધ ધર્મ અને સાહિત્યનો વિભાગ અતિ ઉત્કૃષ્ટ છે, કેમકે અહીંના ઘણા અધ્યાપકોને એમાં રસ હતો ચીન અને જાપાનને લગતો વિભાગ માત્ર વિદ્યા ઉપરાંત રાજકીય અને બીજાં કારણોએ લાંબા સમયથી સતત વિસ્તરતો રહ્યો છે અને 'ચાઈનિઝ-જાપાનિઝ લાયબ્રેરી'માં આશરે પોણાત્રણ

ફીનલૅન્ડના એક પ્રોફેસર નેવનલીન અમારી સાથે જોડાવાના હતા, પણ છેલ્લી ઘડીએ તેઓ ક્યાંક રોકાઈ ગયા.

ડિક ૧૯ વર્ષનો છે, પણ જોઈને આંખ ઠરે એવી તંદુરસ્તીને લીધે–જે આ દેશમાં સર્વસામાન્ય છે–૨૫ વર્ષ જેટલો લાગે છે. પૂરો વિવેકી અને નિખાલસ છે અને હાર્વર્ડના આખાયે 'યાર્ડ' વિષે સારી માહિતી ધરાવતો લાગ્યો છેલ્લા બે વર્ષથી દર વેકેશનમાં નૌકા-સૈન્યમાં કામ કરવા જાય છે,-છેલ્લા ઉનાળામાં ગયો તેમાં બે મહિનામાં ૧૭ રતલ વજન ગુમાવ્યું ! ડિકની સાથે યુનિવર્સિટીની જુદી જુદી કૉલેજો અને સ્કૂલ, ચર્ચ, છાત્રાલયો, યુનિવર્સિટી મ્યૂઝિયમ અને ફૉગ આર્ટ મ્યૂઝિયમ વગેરે જોયાં, અને તેણે જરાયે કંટાળ્યા વિના આનંદપૂર્વક એ બધું બતાવ્યું. (હું જરા થાક્યો હતો, પણ તે તો આ બધેય ફરીથી ચક્કર લગાવવા જેટલો ઉત્સાહી હતો!) આ પર્યટન દરમિયાન 'હોટન લાયબ્રેરી', જ્યાં યુનિવર્સિટીનો હસ્તપ્રત-સંગ્રહ રાખવામાં આવે છે ત્યાં કેટલીક સંસ્કૃત અને ગુજરાતી હસ્ત-પ્રતો જોઈ. ગુજરાતી ગદ્ય 'કાલકાચાર્યકથા'ની સં. ૧૪૭૯ માં લખાયેલી હસ્તપ્રતમાં મને ઘણો રસ પડ્યો. અનુપ્રાસમય 'બોલી'ની અસરવાળા ગુજરાતી ગદ્યમાં સોળમા સૈકામાં રચાયેલી એક 'કાલકાચાર્ય કથા' સને ૧૯૩૨ માં સ્વ. પાઠક સાહેબની સૂચનાથી મેં 'પ્રસ્થાન' માટે સંપાદિત કરી હતી. અને સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતીમાં રચાયેલી કથાઓનો 'કાલકકથાસંગ્રહ' થોડાંક વર્ષ પહેલાં શ્રી સારાભાઈ નવાબે પ્રકટ કર્યો છે, પણ 'હોટન લાયબ્રેરી'માંની ઉપર્યુક્ત 'કાલકાચાર્યકથા' કરતાં પ્રાચીનતર એ વિષયની ગુજરાતી કૃતિ હજી મળી નથી એમ મારું માનવું છે.

મહેમાન તરીકે લઈ ગયા. અહીંના 'હાર્વર્ડ-યેનચિંગ ઇન્સ્ટિટ્યૂટ' તરફથી ચીનમાંની ક્રિશ્ચિયન કોલેજોને આર્થિક સહાય આપવાની યોજના હતી, અને તે ઘણાં વર્ષ સુધી ચાલુ રહી પણ ચીનમાં સામ્યવાદી શાસન સ્થપાયા પછી એ સહાય નહિ આપવાનું વલણ અમેરિકામાં જન્મ્યું; બીજી બાજુ, જો સહાય મળે તો પણ નહિ લેવાનો પ્રત્યાઘાત ચીનમાં પેદા થયો! એ નાણાંમાંથી હવે જાપાન, ફાર્મોસા અને દક્ષિણ કોરિયામાંથી જુદા જુદા વિષયના વિદ્વાનોને વધુ અનુભવ અને અભ્યાસ માટે હાર્વર્ડમાં આમંત્રવાનું નક્કી થયું છે, અને તે પ્રમાણે આ બાર જણનું મંડળ એક વર્ષ માટે આવેલું હતું એમાં સંસ્કૃત, ભાષાવિજ્ઞાન, નૃવંશવિદ્યા, અંગ્રેજી ભાષાસાહિત્ય, અર્થશાસ્ત્ર એમ અનેક વિષયોના માણસો હતા. આ મિલનમાં એમની સાથે તથા હાર્વર્ડના દૂર પૂર્વના વિદ્યાવિભાગના સભ્યો (જેમાંના કેટલાક ભારતમાં પણ જુદે જુદે સમયે આવેલા છે) સાથે રસપ્રદ ચર્ચાઓ અને વાતો થઈ. હાર્વર્ડનો પ્રસ્તુત વિદ્યાવિભાગ મોટો છે, રાજકીય રસ તેમજ ભૂતકાળમાં અમુક શરતોએ થયેલી આદથાહી દેણગીઓ એમાં કારણભૂત છે. એની તુલનાએ સંસ્કૃત વિભાગ બહુ નાનો ગણાય; એમાં બધો સમય આપનાર અધ્યાપક એકલા ઇન્ગોલ્સ છે. એમના સહાયક તરીકે પાલિ અને બૌદ્ધ તત્ત્વજ્ઞાન શિખવનાર મિ. ચાન (જે હાવાર્ડના વતની ચીના હોઈ અમેરિકન નાગરિક છે) દૂર પૂર્વના વિભાગમાંથી તે કામ પૂરતા આવે છે.

તા. ૧૭મી ઑક્ટોબરે સંસ્કૃતના પ્રારંભિક વિદ્યાર્થીઓ માટે અમેરિકામાં જે પદ્ધતિનો તથા પુસ્તકોનો ઉપયોગ થાય છે એ વિશે (સંસ્કૃતના શિક્ષણની જ્યાં વ્યવસ્થા છે એવી તમામ અમેરિકન યુનિવર્સિટીઓમાં એ પ્રકારના વિદ્યાર્થીઓની સૌથી મોટી સંખ્યા હાર્વર્ડમાં છે; આ વર્ષે પ્રારંભિક વર્ગમાં ૧૫ વિદ્યાર્થીઓ છે.) પ્રો. ઇન્ગોલ્સ સાથે કેટલીક ચર્ચા કરી, અને બપોરે એમના પ્રમુખપદ નીચે "સંસ્કૃત અને અર્વાચીન ભારતીય ભાષાઓ સાથે તેનો સંબંધ" એ વિષય

ઉપર એક વ્યાખ્યાન આપ્યું. સંસ્કૃતના બધા વિદ્યાર્થીઓ ઉપરાંત ભારત, ઇન્ડોનેશિયા અને જાપાનના કેટલાક વિદ્યાર્થીઓ તથા આગલી સાંજે મળેલા દૂર પૂર્વના દેશોના કેટલાક મુલાકાતી અધ્યાપકો હાજર હતા. પૂર્વ પાકિસ્તાનથી રૉકફેલર ફેલો તરીકે આવેલા એક શ્રી ચૌધરી પણ અહીં મળ્યા. મારો આશય ભારતની ભાષાકીય ઉત્ક્રાન્તિનો રૂપ-રેખાત્મક પરિચય આપવાનો તથા એ ભાષાઓના વિકાસ અને પોષણમાં સંસ્કૃત કઈ રીતે એક જીવત તત્ત્વ છે એ બતાવવાનો હતો. વ્યાખ્યાનને અંતે કેટલીક રસપ્રદ પ્રશ્નોત્તરી થઈ હતી. જાપાન અને ફાર્મોસાના વિદ્યાર્થીઓનો રસ ધ્યાન ખેંચે એવો હતો. વિનયન વિભાગમાં તેઓ મોટેભાગે બૌદ્ધ ધર્મ, ફિલસૂફી અને સાહિત્ય ઉપર કામ કરતા હોય છે અને તેથી ઇન્ડોલૉજીનો કેટલોક અભ્યાસ એમને આવશ્યક થઈ પડે છે. જાપાનના બે વિદ્યાર્થીઓ અહીં પીએચ. ડી. માટે સંશોધન કરે છે એમને એ કામને અંગે સંસ્કૃતનો અભ્યાસ આરંભના જોયા. સંસ્કૃત કઠણ ભાષા છે એવી તેમની ફરિયાદ તો સાચી હતી. પણ 'જાપાની ભાષા કદાચ અમારે માટે એ કરતાં વધારે કઠણ નીવડે !' —એ સિવાય શો જવાબ આપી શકાય?

ત્યાંથી નીકળી બૉસ્ટનનું સુપ્રસિદ્ધ 'ફાઈન આર્ટ્સ મ્યૂઝિયમ' જોવા ગયો. મર્મજ્ઞ ભારતીય કલાવિવેચક ડૉ. આનંદ કુમારસ્વામી લાંબા સમય સુધી અહીં ક્યુરેટર હતા. જગતના ઘણા દેશોની કલાના નાનામોટા વિભાગો અહીં છે, પણ અમેરિકા ઉપરાંત ચીન અને જાપાનની કલા (ચિત્ર અને શિલ્પ)ના વિભાગો સૌથી વધુ સમૃદ્ધ છે. મધ્યપૂર્વ અને મુસ્લિમ દેશોના વિભાગો પણ છે. ભારતનાં ચિત્ર અને શિલ્પનો સંગ્રહ મધ્યમ પ્રકારનો ગણી શકાય. ભારત અને ઇન્ડો-નેશિયાના વસ્ત્રોનાં ઘણા નમૂના અહીં છે. તે માટે ભાગે ૧૭, ૧૮ અને ૧૯ મા સૈકાના છે. લંડનમાં 'વિક્ટોરિયા ઍન્ડ આલ્બર્ટ મ્યૂઝિયમ'ની પુનર્વ્યવસ્થા ચાલતી હતી, એટલે એમનો વસ્ત્રવિભાગ અલ્પ પ્રમાણમાં જ હું જોઈ શક્યો હતો; આથી આ નમૂનાઓમાં

રસ પડચો. પાઘડી અને કમખાનાં કાપડ, સાડીઓ અને જુદા જુદા પ્રકારનાં કસબી વસ્ત્રો એમાં હતાં. પણ ભારતીય વસ્ત્રોના મુખ્ય નમૂનાઓનું વર્ણન કરતું સચિત્ર કેટલોગ લંડનમાં મળ્યું, તેવું કંઈ અહીં નહોતું, એટલે માત્ર દર્શનથી જ સંતોષ માન્યો.

સૂરત કૉલેજના પ્રિન્સિપાલ શ્રી. કાલિદાસ દેસાઈનાં પુત્રી શ્રી. પદ્માબહેન અર્થશાસ્ત્રના વિષયમાં હાર્વર્ડમાં સંશોધન કરે છે તેઓ સાંજે મળ્યાં અને તેમની સાથે એમના છાત્રાલયમાં જમવા ગયો. તા. ૧૪મી સપ્ટેમ્બરે વૉશિંગ્ટનમાં મુરારિલાલને ત્યાંથી નીકળ્યો ત્યારબાદ દેશી ભોજન જમવાનો આ પહેલો પ્રસંગ મારે માટે હતો. અને ગુજરાતી ભાષામાં વાત પણ આ દેશમાં ક્યાં વારવાર થઈ શકે છે? જેને ત્યાં જમવા ગયા હોઈએ એને જમ્યા પછી વાસણો સાફ કરવામાં મદદ કરવી તે આ દેશના શિષ્ટાચારનું એક અંગ ગણાય છે, પણ ઋજુ સ્વભાવનાં આ બહેને એનું પાલન મને કરવા ન દીધું, કેમકે એમનું નિવાસસ્થાન એ ગુજરાતનો જ એક ટાપુ હતો! એમના કામ વિષે તથા બીજી અનેક પ્રાસંગિક વાતો કરીને એમની વિદાય લીધી.

મારા વ્યાખ્યાનને અનુલક્ષીને અપભ્રંશ અને અર્વાચીન ભારતીય ભાષાઓના વિકાસ પરત્વે પ્રો. ઇન્ગોલ્સ કેટલીક ચર્ચા કરવા ઇચ્છતા હતા, એટલે તા. ૧૮મી ઑક્ટોબરે બપોરે ફરી વાર અમે મળ્યા. મુંબઈથી લંડન આવ્યો ત્યારથી માંડી વિવિધ વય અને કોટિના અનેક પરદેશી વિદ્વાનો સાથેની ચર્ચાવિચારણામાં સામાન્ય રીતે મેં જોયું છે કે પોતાના અભ્યાસવિષયની જુદી જુદી શાખાઓ વિષેનું તેમનું જ્ઞાન પ્રાથમિક હોય કે વ્યુત્પન્ન દશાનું હોય, પણ તેમનું વલણ સામાન્યતઃ ભાવાત્મક-'પોઝિટિવ'-હોય છે. હું પાટણ હાઇસ્કૂલમાં ભણતો તે વખતે મારું નબળું બીજગણિત સુધારવા માટે પોતાના મિત્ર આઠવલેના 'એલ્જિબ્રા'માંથી દાખલા ગણવા માટે સ્વ. પ્રો. બ.

ક. ઠાકોરે એક પત્રમાં સલાહ આપતાં આપનાં એક આડવાત તરીકે વિદ્યાના વિષયમાં 'પોઝિટિવ' વલણ ધરાવવાની ભારપૂર્વક સૂચના આપી હતી તે આ પ્રવાસમાં વારંવાર યાદ આવે છે. કંઈક વિદ્યાવિત્ત મેળવ્યું—ન મેળવ્યું કે સામો માણસ કેટલો અજ્ઞાન છે એ પુરવાર કરવાને ઉત્સાહી બનતું શાસ્ત્રાર્થપ્રિય માનસ રૂઢ અર્થમાં સંશોધનની તાલીમ પામે એ કરતાયે વધારે જરૂરી એને ભાવાત્મક કેળવણી મળે એ છે.

ગુજરાતી–રાજસ્થાની, હિન્દી, બંગાળી આદિનાં અપભ્રંશ મૂળ વિશે અને નવ્ય ભારતીય આર્ય ભાષાઓના જૂના સાહિત્ય વિશે અહીં અમારે ઘણી વાતો થઈ. એ સાહિત્યમાં ભક્તિસંપ્રદાય, સંતપ્રણાલિ અને તે ઉપર મુસ્લિમ વિચારોની અસરની મેં વાત કરતાં એ વિશે પ્રો. ઇન્ગોલ્સે કહ્યું કે–'એનો અભ્યાસ બહુ જરૂરી છે, પણ તે ભારતમાં જ થઈ શકે, કેમકે એનું સાંગોપાંગ નિરૂપણ કરવા માટે આવશ્યક ભાષાકીય જ્ઞાન ધરાવનાર કોઈ માણસ પશ્ચિમમાં મળવા સંભવ નથી.'

કલકત્તા યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર પ્રો. એન. કે. સિદ્ધાન્ત જેઓ રૉકફેલર ફાઉન્ડેશનના ઉપક્રમે શિક્ષણસંસ્થાઓ જોવા આવેલા હતા તેઓ થોડી વાર પછી ત્યાં આવ્યા, અને થોડો સમય વાતોમાં ગાળ્યા પછી, પાસેની 'ફેકલ્ટી ક્લબ'માં પ્રો. ઇન્ગોલ્સે યોજેલા એક નાના ભોજનસમારંભમાં અમે ગયા. હાર્વર્ડના ભાષાવિજ્ઞાનના પ્રો. ફરગ્યુસન તથા નૃવંશવિદ્યા અને ઇતિહાસ વિભાગના બીજા કેટલાક સજ્જનો ત્યાં મળ્યા. બોસ્ટનના 'ફાઇન આર્ટ્સ મ્યૂઝિયમ'ના ક્યુરેટર પણ ત્યાં હતા. એ મ્યૂઝિયમમાં એક દિવસ પહેલાં જ હું ગયો હતો, એટલે એ વિશે તેમની સાથે સારી ચર્ચા થઈ શકી.

તા. ૧૯મી ઑક્ટોબરે 'કમાન્ડર હોટેલ'માંથી બોસ્ટનના બસ સ્ટેશન ઉપર જવા માટે ટેક્સીમાં નીકળ્યો. ટેક્સીવાળો બહુ ઉત્સાહી

અને વાતોડિયો હતો અને ઘોઘરા અવાજે ઘાંટા પાડીને વાતો કરતો હતો, હું ભારતવાસી છું એમ મને જોઈને જ એણે કલ્પ્યું હશે, એટલે ટેક્સીમાં બેઠો, એટલામાં તો તેણે પ્રશ્ન કર્યો, "Were you a follower of Gandhi when he was living?" (ગાંધી જીવતા હતા ત્યારે તમે એમના અનુયાયી હતા?) મેં ઉત્તર આપ્યો, "I am his follower even when he is no more." (એમના અવસાન પછી પણ હું એમનો અનુયાયી છું.) પછી તો કેટલીક મિનિટ સુધી એણે મુગ્ધ ભક્તિભાવનું સંભાષણ કર્યું, "જિસસ ક્રાઇસ્ટ પછી આવો એક જ માણસ થયો છે." ભારતની પરદેશનીતિની એણે બહુ પ્રશંસા કરી (ભારતની પરદેશનીતિ, આથી ઊલટું, સર્વસામાન્ય અમેરિકનને એક કોયડારૂપ લાગે છે. 'આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે તમે આ કે તે વર્તુળમાં હો, પણ તટસ્થ શી રીતે હોઈ શકો? અને જો તમે તટસ્થ હો તો અમારા મિત્ર કેવી રીતે હો?' એવા કંઈક શબ્દોમાં એ વલણનો સાર કદાચ આપી શકાય. ગયા ડિસેમ્બરમાં પં. જવાહરલાલની અમેરિકાની મુલાકાત પછી સર્વસામાન્ય પ્રજામાં ભારત વિશેની ગેરસમજો કંઈક ઓછી થઈ જણાય છે પણ આ ટેક્સીડ્રાઈવર વિષે લખું છું એ વાત તો એ પહેલાંની છે.) અને કહે, "સ્વાતંત્ર્ય પછી તમારા દેશે સારી પ્રગતિ કરી છે. પણ એની ઝડપ વધવી જોઈએ. ભૂખના દુઃખથી ભારતની પ્રજા સામ્યવાદી ન થઈ જાય તો ઠીક. ભૂખ્યો માણસ શું નથી કરતો? ચીન ક્યાં ઓછું ધાર્મિક હતું? ઇજિપ્ત ઉપર ઇંગ્લંડ લશ્કરી પગલાં ન લે તો સારું (જે થોડા દિવસ પછી લેવાયાં), નહિ તો ઇજિપ્ત પણ અવશ્ય સામ્યવાદી થશે. આ દેશમાં ઇઝરાયેલ માટે રાહતફાળા એકત્ર થાય છે એથી મને ગુસ્સો આવે છે. ઇઝરાયેલ માટે નાણાં એકઠાં કરો છો તો આરબોની રાહત માટે કેમ કરતા નથી?" પછી અમેરિકાના રાજકીય જીવન ઉપર ટીકા કરતાં કહે: "અમારા દેશમાં રાજકીય સત્તા વસ્તીના ચાર ટકા માણસોના હાથમાં છે અને અમારું રાજકીય જીવન સડી

ગયેલું છે." (આપણા દેશના રાજકીય જીવન માટે તો મારે કહેવું જ શું ?) "પ્રોફેસરોએ રાજકારણમાં દાખલ થવું જોઈએ" એમ કહીને પ્રોફેસરોની આખી નાતની તેણે પ્રશંસા કરી ! એક શ્રમજીવી અમેરિકન નાગરિકે આખા રસ્તે કરેલા આ સંભાષણનો હું માત્ર મૂક શ્રોતા હતો.

તા. ૨૬મી ઓક્ટોબરે ન્યૂ હેવનમાં પ્રો. ફ્રેન્કલિન એજર્ટન મળ્યા. ભારતીય વિદ્યાના મહાન અમેરિકન જ્ઞાતાઓ, વિદ્દ્ વિદ્વાનો વિલિયમ ડ્વાઈટ વ્હીટની અને મોરિસ બ્લૂમફિલ્ડની પરંપરા તેમનામાં ચાલુ રહેલી છે. બ્લૂમફિલ્ડની સાથે કરેલાં કેટલાંક વિશિષ્ટ સંશોધનો ઉપરાંત 'ભગવદ્ગીતા'નું વિવેચન, વિદ્યમાન પ્રાચીન પાઠપરંપરાઓને આધારે મૂળ 'પંચતંત્ર'ના પાઠનું પુનર્ઘટન, પૂનાના ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ તરફથી 'મહાભારત'ની સમીક્ષિત વાચનામાં 'સભાપર્વ'નું સંપાદન અને છેલ્લે, પચીસ વર્ષની સતત કાર્યપ્રવૃત્તિને પરિણામે પ્રગટ થયેલો 'બૌદ્ધ સંસ્કૃત'નો કોશ, વ્યાકરણ અને પાઠમાલા—એ એમનાં મુખ્ય પુસ્તકો છે. વેપારમાં પડેલા મારા નાના ભાઈ ચિ. ઉપેન્દ્ર છેલ્લાં દશેક વર્ષથી 'મહાભારત'નો અભ્યાસ કરે છે અને તે અંગે પ્રો. એજર્ટન સાથે સતત પત્રવ્યવહારમાં છે, અને અમદાવાદમાં અમારે ઘેર અર્ધો દિવસ ગાળીને પ્રો. એજર્ટને 'મહાભારત'ને લગતું એ કામ બહુ રસપૂર્વક જોયું હતું. મેં યેલ યુનિવર્સિટી પસંદ કરી એમાં તેમની સાથેનો પરિચય પણ કારણભૂત હતો. યેલમાંથી નિવૃત્ત થયા પછી—જો કે 'પ્રોફેસર એમેરિટસ' તરીકે ચાલુ છે—તેઓ અહીંથી બે હજાર માઈલ પશ્ચિમે વાયોમિંગ રાજ્યમાં ફોર્ટ લારેમી ખાતે રહે છે, ત્યાં એમને મળવા માટે થોડો સમય ગાળવાનો મારો વિચાર હતો, પણ નવેમ્બરમાં બુદ્ધપરિનિર્વાણ મહોત્સવ પ્રસંગે ભારત સરકારના આમંત્રણથી ભારત જતાં તેઓ ન્યૂ હેવનમાં રોકાયા, એટલે અહીં જ તેમને ઠીક સમય સુધી મળવાનું બન્યું.

ન્યૂ હેવનમાં પ્રો. એજર્ટનના સંખ્યાબંધ વિદ્યાર્થીઓ અને

મિત્રો છે, એટલે એમને માટે એક નાનુ અનૌપચારિક મિલન રાખવામા આવ્યુ હતુ એમા એમને કઈક કહેવાની વિનતિ કરવામા આવતા તેઓ લગભગ ૪૫ મિનિટ સુધી બહુ ધરગથુ રીતે બોલ્યા એક પારગત વિદ્વાન અને અનુભવી અધ્યાપકની પરિણત પ્રજ્ઞાના ફળરૂપ એ વાર્તાલાપ હોઈ એનો સાર અહી આપુ છુ.

“યેલમા સસ્કૃત, ઇન્ડોલૉજી અને ભાષાવિજ્ઞાનનો વિકાસ થયો છે એ જોઈને મને ઘણો આનદ થાય છે મારા સમયમાં સસ્કૃત અને ઇન્ડોલૉજીનું કામ કરનાર એક જ અધ્યાપક હતો એક માણસ ગમે તેવો કુશળ હોય, તો પણ ઇન્ડોલૉજી જેવા બહોળા ક્ષેત્રનાં તો શુ, પણ સસ્કૃત સાહિત્ય અને તત્સબદ્ધ વિષયોનાં બધાં પાસાંનું પણ અન્વેષણ કરી શકે નહિ મારી અધ્યાપક તરીકેની કારકિર્દીમાં કેટલીક વાર એમ બનેલુ કે જે વિષય ભણાવવાનો હોય એનુ મારુ જ્ઞાન કે અજ્ઞાન મારા વિદ્યાર્થીના જેટલુ જ હતુ! અમે બન્ને સાથે મળીને એ વિષય કરતા એક જ ઉદાહરણ આપુ કે ‘બુદ્ધિસ્ટ હાઈબ્રિડ સસ્કૃત’નો શબ્દકોશ, વ્યાકરણ અને પાઠમાળા કેવી રીતે તૈયાર થયા સને ૧૯૩૦મા મારી પાસે એક તેજસ્વી વિદ્યાર્થિની આવી અને કહે કે ‘મારે બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરવો છે’ એને પાલિ ભણાવ્યા પછી

આવ્યો અને તેની સાથે એ જ ભાગ ફરી વાંચ્યો. 'મહાવસ્તુ', 'લલિતવિસ્તર' વગેરે વાંચ્યાં. અને એમ કરતાં કામની પ્રગતિ થઈ. આ સિવાય વેદ, ગીતા, પંચતંત્ર, પાલિ, પ્રાકૃત આદિમાં મેં જે કામ કર્યું છે તે આ રીતે વિદ્યાર્થીઓ સાથે ભણતાં ભણતાં કર્યું છે, અને એમ કરતાં જુદા જુદા વિષયોનાં મારાં પુસ્તકો તૈયાર થયાં છે. છતાં જ્ઞાનનું આ ક્ષેત્ર પણ કેટલું વિશાળ છે અને મારા કામમાં કેટલી ત્રુટિઓ છે એનો મને બરાબર ખ્યાલ છે. એક જીવન એને ન્યાય આપવા માટે પૂરતું નથી

"અહીં તમે જેઓ બેઠા છો તેઓ કોઈ પણ વિદ્યાવિષય અત્યારે શીખવો છો અથવા ભવિષ્યમાં શીખવશો. મારે તમને એટલું કહેવાનું છે કે તમારા વિષયમાં બધું જાણતા હોવાનો દાવો કે દેખાવ કદી કરશો નહિ. તમારી ભૂલ થતી લાગે તો વિદ્યાર્થીઓ આગળ તે સ્વીકારજો અને સુધારજો જગતના સૌથી મોટા વિદ્વાનો પોતાની ભૂલ સ્વીકારતાં કદી અચકાયા નથી. વિદ્યાર્થીની પ્રીતિ જીતવાનો પણ એ ઉપાય છે.

"ભાગ રસના વિષયોમાં યેલમાં જે પ્રગતિ થઈ છે એ મારે માટે હર્ષની વાત છે એ ફરી વાર કહેવાનું મન થાય છે. સંસ્કૃત અને ઇન્ડોલોજીના વિષયમાં આ યુનિવર્સિટી આજે અમેરિકામાં કદાચ અજોડ છે. મેં ડૉ. સાડેસરાને યેલ આવવા ભલામણ કરી હતી, અને મને ખાત્રી છે કે અહીંના અનુભવથી તેમને એ યોગ્ય લાગી હશે."

તા. ૬ નવેમ્બર એ અમેરિકાના પ્રમુખની ચૂંટણીનો દિવસ હતો. રિપબ્લિકન અને ડેમોક્રેટ બન્ને પક્ષો તરફથી કેટલાંક અઠવાડિયાથી પ્રચારકાર્ય ચાલતું હતું અને સ્ટીવન્સનની ચૂંટણી પણ શકય બને એવું વાતાવરણ હતું. પરન્તુ સુએઝના પ્રશ્ન ઉપર બ્રિટન અને ફ્રાન્સે લીધેલા લશ્કરી પગલાંને પરિણામે પેદા થયેલા સ્ફોટક આંતરરાષ્ટ્રિય વાતાવરણમાં સેનાપતિ–વહીવટકર્તાને જ ફરી ચૂંટવાનું લોકવલણ મજબૂત બન્યું, અને ચૂંટણીની તારીખ પહેલાં જ સ્ટીવન્સનનો પરાજય લગભગ નિશ્ચિત મનાતો હતો. (રિપબ્લિકન પક્ષની નિશાની

હાથી અને ડેમોક્રેટની નિશાની ગધેડો છે એમ આપણા દેશમાં કેટલાક માને છે એ બરાબર નથી. સાર્વત્રિક અક્ષરજ્ઞાનને કારણે અમેરિકામાં ચૂંટણીના ઉમેદવારોને નિશાનીથી ઓળખાવવાની જરૂર નથી, જો કે હાથી અને ગધેડાના પ્રતીક દ્વારા એ બન્ને પક્ષોને વિનોદમાં ઘણી વાર રજૂ કરવામાં આવે છે ખરા. દારૂની એક જાણીતી જાહેરાતમાં, When gentlemen agree: 'આની ગુણવત્તા વિશે સદ્ગૃહસ્થો સંમત થાય છે' એ શીર્ષક સાથે એ બેય પશુઓને મિત્રતાપૂર્વક સુરાપાન કરતાં બતાવ્યાં છે!) શાન્ત પ્રચાર હતો, પરન્તુ ક્યાંય જરા સરખી ધમાલ નહોતી ચૂંટણીપ્રચાર મુખ્યત્વે રેડિયો અને ટેલિવિઝન દ્વારા ઘેર ઘેર પહોંચે છે, એટલે એ માટે જાહેર સભાઓ પ્રમાણમાં ઘણી ઓછી ભરાય છે, એ પણ એનું કારણ ખરું. મતદાન મથકો ઉપર ભિડ્ડી કે મુદ્દલ કોલાહલ નહોતો. કોઈ પણ સ્થળે રજા પણ પાળવામાં આવી નહોતી. કેટલાંક મતદાન મથકો ઉપર હું ગયો હતો. મતદાન કરનારાઓની કતાર ક્યાંય નહોતી, એટલે આગન્તુકોને પણ ચૂંટણીની પદ્ધતિ સમજાવવા અમલદારો તૈયાર હતા. દક્ષિણનાં થોડાંક સ્થળો બાદ કરતાં બીજે બધે મતદાન યન્ત્ર દ્વારા થાય છે એ યન્ત્રના ચિત્રો સમજૂતી સાથે સર્વ વર્તમાનપત્રોમાં છપાયાં હતાં, અને એનો ઉપયોગ કેમ કરવો એની ખબર ન હોય એવા મતદારોને ચૂંટણી મથકે પણ એ વિશેની સમજ અપાતી હતી આ યાંત્રિક પદ્ધતિને કારણે જ ચૂંટણીનું પરિણામ થોડા કલાકમાં બહાર પડી શકે છે.

તા. ૨૧ નવેમ્બર અમેરિકાનો એક રાષ્ટ્રીય તહેવાર હતો. એ તહેવાર 'થેન્ક્સ ગિવિંગ ડે'—આભારદર્શન દિન. તા. ૨૧ નવેમ્બર ૧૬૨૦ના દિવસે નાનકડા 'મે ફ્લાવર' જહાજમાં ઇંગ્લંડથી આવેલા યાત્રાળુઓ હાલના માસાચ્યુસેટ્સ રાજ્યમાં પ્લિમથ બંદરે ઊતર્યા અને પોતાની નાનીશી વસાહતનો સર્વના હિતમાં વહીવટ ચલાવવા માટે થોડાક સિદ્ધાન્તો અને નિયમો તેમણે અક્ષરબદ્ધ કર્યા, જેને ઇ

દ્વારા માનવઇતિહાસના પહેલા લિખિત બંધારણ તરીકે ઓળખાવે છે. એ વસાહતના લોકોએ અડાબીડ વનપ્રદેશમાં સલામતીપૂર્વક એક વર્ષ ગાળ્યા પછી નવા અને અજાણ્યા પ્રદેશમાં પોતાને સ્થિર કરવા માટે પરમાત્માનો ઉપકાર માન્યો અને એની ઉજવણી કરી. આ રૂઢિ ત્યાર પછી લોકોમાં એની મેળે ચાલુ રહી પણ ઈ. સ. ૧૭૮૯ માં જ્યોર્જ વોશિંગ્ટને આભારદિન ઊજવવા માટેનું પહેલું જાહેરનામું પ્રમુખપદેથી બહાર પાડ્યું. યુદ્ધનાં સંકટો અને એની પરિણામી અનિશ્ચિતતાઓમાં ઘેરાયેલી પ્રજા અને તેના વહીવટકર્તાઓનું એ આભારદર્શન હતું. પરન્તુ તે સમયે પણ સંયુક્ત રાજ્યોમાં વાર્ષિક ઉત્સવરૂપે એની વિધિસર ઉજવણી થતી નહોતી. સારાહ જોસેફા હેલ નામે એક લેખિકાએ આ તહેવારની સ્વીકૃતિ થાય એ માટે વર્ષો સુધી પ્રવૃત્તિ ચલાવી, જેને પરિણામે અબ્રાહમ લિંકને આભારદિનના રાષ્ટ્રિય તહેવારની ઉજવણીનું બીજું જાહેરનામું પ્રમુખપદેથી બહાર પાડ્યું, અને ત્યારથી દર વર્ષે નવેમ્બરનો છેલ્લો ગુરુવાર સંયુક્ત રાજ્યોમાં સર્વત્ર એ રીતે ઊજવવાનું શરૂ થયું નાતાલ જેટલા જ ઉલ્લાસ અને ભપકાથી દરેક ઘરમાં એની ઉજવણી થાય છે. આટલા યાંત્રિક અને ભૌતિક વિકાસ પછી પણ—અમેરિકાની પ્રજા અંતર્ગત રીતે ધાર્મિક છે, વ્યવહારમાં નૈતિક મૂલ્યોનું પાલન અહીં રોજેરોજ થતું અનુભવાય છે એમાં, જેની ઐતિહાસિક સ્મૃતિ ઘણી તાજી છે—જેનો ઉદ્ગમ એ લગભગ ગઈ કાલની વાત છે એવા આ પ્રકારના તહેવારોનો પણ ફાળો હશે?

આભાર દિનની સાંજે પ્રો. પોલ થીમાએ હું, ડૉ ગાઈ અને ડૉ. કાલેલકર એ ત્રણ ભારતવાસીઓને એમને ઘેર જમવા બોલાવ્યા હતા. માત્ર બેએક વર્ષ પહેલાં અહીં આવીને વસેલું એક જર્મન કુટુંબ—અને એ રીતે બીજા પરદેશી કુટુંબો પણ અમેરિકન રાષ્ટ્રમાં કેવી રીતે ભળી રહ્યાં છે એ ત્યાં જોયું

પેન્સિલ્વેનિયા યુનિવર્સિટીના 'દક્ષિણ એશિયા પ્રાદેશિક અધ્યયન' (સાઉથ એશિયા રિજ્યનલ સ્ટડીઝ) વિભાગે ભારતના પ્રાદેશિક અધ્યયનની ભૂમિકા (પાઇલટ પ્રૉજેક્ટ) રૂપે ગુજરાત અને મહારાષ્ટ્રના પ્રાદેશિક અભ્યાસની એક યોજના કરી છે, એ વિભાગના અધ્યક્ષ પ્રો નૉર્મન બ્રાઉને પોતાના સ્ટાફ સાથે એ યોજનાની ચર્ચા કરવા માટે મને આમંત્રણ આપ્યુ હતુ, એટલે તા ૨૭ અને ૨૮ નવેમ્બરે ફિલાડેલ્ફિયા ગયો મુબઈની જી એસ. મેડિકલ કોલેજના ડીન ડૉ. વેંગસરકર જેઓ રોકફેલર ફાઉન્ડેશનના ઉપક્રમે અમેરિકા આવેલા હતા તે તથા કોલ્હાપુરની રાજારામ કૉલેજના ડૉ. ઘાટગે ત્યા મળ્યા. ઉપર્યુક્ત વિદ્યાવિભાગને કારણે, અમેરિકાની સર્વ યુનિવર્સિટીઓમાં ભારત વિશે કામ કરનાર અભ્યાસીઓની સૌથી મોટી સખ્યા પેન્સિલ્વેનિયામાં છે. નૉર્મન બ્રાઉન સસ્કૃતના પ્રોફેસર છે, પણ એમનું મુખ્ય કામ ભારતીય ચિત્રકળાને લગતુ છે 'કલ્પસૂત્ર,' 'કાલકાચાર્ય કથા' અને 'ઉત્તરાધ્યયન સૂત્ર'નાં જૈન ચિત્રો વિશેના તેમના ગ્રથો જાણીતા છે અને 'સૌન્દર્યલહરી'ના સચિત્ર સપાદન વિશે આ પહેલાં મે વાત કરી છે. તેઓ તથા એમના એક સહાયક ડૉ. અર્નેસ્ટ બેન્ડર ગયે વર્ષે વડોદરામા મળ્યા હતા. ઋષિવર્ધનકૃત જૂના ગુજરાતી કાવ્ય 'નલ-દવદતી રાસ'નુ બેન્ડરે કરેલુ સપાદન અમેરિકન ફિલોસોફિકલ સોસાયટીએ કેટલાક સમય ઉપર પ્રકટ કર્યું છે અને બીજી એક ગુજરાતી કૃતિ 'ધન્યવિલાસ'નું સપાદન હમણાં તેઓ કરે છે. (એની હસ્તપ્રતનું છેલ્લું પાનું નથી, એટલે રચનાવર્ષ, લેખનવર્ષ કે કર્તાનું નામ મળતુ નથી, પણ આ જૈન કાવ્ય અઢારમા સૈકામાં

રચાયું હોય એમ જણાય છે.) આ બે ઉપરાંત ભારતીય કલાની નામાંકિત જર્મન વિદુષી સ્ટેલા ક્રામરિશ (એમણે કલકત્તા યુનિવર્સિટીમાં ભારતીય કલાનું શિક્ષણ ઘણાં વર્ષ સુધી આપ્યું છે. હેરિટેજ ઓફ ઇન્ડિયા સિરીઝમાં 'ઇન્ડિયન સ્કલ્પ્ચર'–ભારતીય શિલ્પ વિશેનું પુસ્તક, 'એ સર્વે ઓફ પેઇન્ટિંગ ઇન ડેક્કન' જેમાં અજંતાના સમયથી અઢારમા સૈકા સુધીની દખ્ખણની ચિત્રકલાનું વિવેચન છે અને થોડાં વર્ષ ઉપર પ્રગટ થયેલો 'હિન્દુ ટેમ્પલ' વિશેનો ગ્રન્થ એ તેમનાં મુખ્ય કામો છે), સંસ્કૃત અને ઇરાનિયન ભાષાઓના પ્રોફેસર માર્ક ડ્રેસ્ડન, ઇતિહાસના પ્રોફેસર હોલ્ડન ફુર્બર (એમનું મુખ્ય કામ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના સમય વિશે છે), રાજકારણના પ્રોફેસર નોર્મન પામર અને માનવશાસ્ત્રનાં લેકચરર ડા. ડોરોથી સ્પેન્સર (એમણે જુદે જુદે સમયે મળી ભારતમાં સાત વર્ષ ગાળ્યાં છે. સમાજશાસ્ત્રીય અભ્યાસમાં ઉપયોગી થાય એ દૃષ્ટિએ ભારતીય નવલકથાઓ અને આત્મકથાઓના અંગ્રેજીમાં થયેલા અનુવાદો તેમજ ભારતવાસીઓએ અંગ્રેજીમાં લખેલી નવલકથાઓ અને આત્મકથાઓની સન્દર્ભસૂચિ લાઇબ્રેરી ઓફ કોંગ્રેસ માટે તેમણે તૈયાર કરી છે) અને બીજા કેટલાક અધ્યાપકોને તા. ૨૭ મીએ પ્રો. નોર્મન બ્રાઉનની ઓફિસમાં મળવાનું યોજાયું હતું. જે અજમાયશી (ટેન્ટેટીવ) સંશોધન-યોજના તૈયાર થઈ હતી તેમાં ભારતમાં તથા ખાસ કરીને ગુજરાત અને મહારાષ્ટ્રમાં પ્રાદેશિકતાનો ખ્યાલ, ભાષા અને બોલીઓ, લોકજીવન અને સામાજિક સંસ્થાઓ, ભૌગોલિક લાક્ષણિકતાઓ, આર્થિક સાધનસંપત્તિ, એનો ઉપયોગ તથા ભાવી વિકાસની શક્યતાઓ, વહીવટી વ્યવસ્થા, સામાજિક વર્તુળો, પુરાવસ્તુ અને ઐતિહાસિક પરંપરા, કલાપ્રકારો, વાહનવ્યવહાર અને વર્તમાનપત્રો આદિના અભ્યાસ વિશે ત્યાં બે કલાક રસિક પ્રશ્નોત્તરી અને વાર્તાલાપ થયો, અને બપોરે લંચ સમયે તથા સાંજના ભોજન વખતે પણ તે ચાલુ રહ્યો. આ વિશે આપણા દેશની સંસ્થાઓની સલાહ અને સહાય મેળવવાની પણ તૈયારી થઈ રહી છે.

અમેરિકાનો એક વિદ્યાવિભાગ ભારતની ભાષાવાર રાજ્યરચના પછી ગુજરાત અને મહારાષ્ટ્રના સર્વાંગીણ પ્રાદેશિક અધ્યયનની યોજના વિચારે એમાં કેવળ શુદ્ધ વિદ્યા ઉપરાંત બીજા હેતુઓ હોવાનો સંભવ છે, તોપણ એ પાછળનો રસ અને વ્યાસંગ શ્લાઘનીય છે. આપણો દેશ પણ જગતના વિભિન્ન પ્રદેશોની વિદ્યા અને જીવનમાં રસ લેતો થાય, એટલું જ નહિ, આપણા અભ્યાસીઓ એ વિશે કંઈ કામ કરતા થાય અને આંતરરાષ્ટ્રિય રાજકારણમાં ભારત જે સુભગ શાન્તિમય નેતૃત્વ લઈ રહ્યું છે એની સાંસ્કારિક ક્ષેત્રે પણ પૂર્તિ કરે એ દિવસની હું રાહ જોઉં છું.

તે સાંજે જાણીતા ભારતીય સિતારવાદક રવિશંકર અને તેમના મંડળનો કોન્સર્ટ ફિલાડેલ્ફિયામાં હતો તે પ્રો. બ્રાઉન અને તેમના મિત્રો સાથે સાંભળ્યો, અને થોડા દિવસ પછી ફરી વાર ન્યૂ હેવનમાં મારા એક મિત્ર ડૉ. સ્ટેનલી લીવી સાથે એ કોન્સર્ટમાં હાજરી આપી. રવિશંકર એ જાણીતા નૃત્યકાર ઉદયશંકરના ભાઈ છે. એ નિપુણ સંગીતકારે રજૂ કરેલા ભારતીય સંગીતની માદક અસરથી અહીંના શ્રોતાઓ કેવળ મંત્રમુગ્ધ હતા. સંગીતકારે જે ચાર ચીજો પીરસી એમાં એક સવારનો રાગ–' રાગ જોગિયા ' હતો ફિલાડેલ્ફિયામાં એક શ્રોતાએ મને પૂછ્યું : " સવારનો રાગ સાંજે કેમ રજૂ કર્યો હશે ? " સંગીતકારનો આશય વૈવિધ્ય આપવાનો તો હશે જ, પણ મેં મારી રીતે સમાધાન કર્યું કે " અમેરિકાની સાંજ એ ભારતનું સવાર છે ! " જે ' નૉર્મન્ડી હોટેલ 'માં હું રહેતો હતો ત્યાં રવિશંકર અને તેમનું

જોયું મ્યૂઝિયમ ઑફ આર્ટમાં અમેરિકા અને યુરોપની કલાનો વિશાળ અને ભારતની કલાનો ઠીક કહી શકાય એવો સંગ્રહ છે. યુનિવર્સિટી મ્યૂઝિયમ મુખ્યત્વે આર્કિયોલોજી અને માનવશાસ્ત્રનું છે. મેક્સિકો અને યુકાટાનની આઝટેક અને માયા (મય) સંસ્કૃતિના તથા અમેરિકન ઇન્ડિયનોના જીવનને લગતા ઘણા નમૂના એમાં છે, તે પ્રમાણમાં સમય લઈ ને જોયા, કેમકે ભારતમા કે બીજા દેશોમાં એ વસ્તુઓ માત્ર પુસ્તકોમાં જ જોવા મળે છે ઇન્ડિયનો એ કેવળ આદિવાસી પ્રજા હતી અને છે એવો ખ્યાલ માત્ર આપણા દેશમાં જ નહિ, અહીં અમેરિકામા પણ પ્રવર્તે છે. અત્યારે ઇન્ડિયનો ઘણુંખરું એમને માટે નિર્ણીત કરેલા વિસ્તારોમાં રહે છે, પણ એમની વસતીનો એક મોટો ભાગ અમેરિકાના હબસીઓમાં તેમજ ગોરાઓમાં લોહીના મિશ્રણથી સમાઈ ગયો છે. ખરું જોતાં 'ઇન્ડિયન' શબ્દ જ ખોટો છે ભારત (ઇન્ડિયા) શોધવાની સફરમા કોલંબસ ભૂલથી અમેરિકા આવી પહોંચ્યો, અને એથી ત્યાંના બધા વતનીઓને 'ઇન્ડિયન' નામ અપાયું (આ 'ઇન્ડિયનો' ઘણા સૈકા પહેલાં એશિયામાંથી સ્થળાંતર કરીને અમેરિકામા આવેલા છે એમ એ વિષયના કેટલાક તજ્જ્ઞો માને છે.) અનેક વિભિન્ન ભાષાઓ બોલતા અને સંસ્કારિતાની વિભિન્ન કક્ષાએ જીવન ગાળતા ઉત્તર અમેરિકા, મધ્ય અમેરિકા અને દક્ષિણ અમેરિકાના તમામ મૂળ વતનીઓ એ નામથી ઓળખાયા. ઉત્તમ ખેતી અને જમીન-સુધારણા, ધર્મ અને સામાજિક જીવન, શિક્ષણ અને કાલગણના, સ્થાપત્ય કલા અને ઉદ્યોગ, રાજ્યવ્યવસ્થા અને યુદ્ધકલા—એ સર્વ વિષયોમાં સંકુલ અને કાર્યક્ષમ પ્રકારો વિકસાવનાર મેક્સિકોની આઝટેક, ગ્વાટેમાલા અને યુકાટાનની માયા અને પેરુની ઇન્કા સંસ્કૃતિ પ્રચલિત નામકરણ પ્રમાણે 'ઇન્ડિયન' હતી, પણ કહેવાતું આદિવાસી જીવન ગાળનાર ઉત્તર અમેરિકાના 'ઇન્ડિયનો' સાથે એને કેટલું સામ્ય? ગોરાઓ સરળ ભાવે એમને બધાયને અસંસ્કારી ગણે, પણ એમને એમની ભૂતકાલીન સંસ્કૃતિનું કે સંસ્કૃતિના અભાવનું પણ ગૌરવ છે.

જ્યાં હું રહું છું તે મિસિસ ટુમેસાના ઘરમાં ફ્લોરિડા તરફનો એક યુવાન સ્થપતિ જેમ્સ જ્હૉન્સન રહે છે. ઇન્ડિયનો વિશે એને મેં કોઈ કોઈ વાર રસથી વાત કરતાં સાંભળેલો, પણ ત્યારે મને કંઈ ખ્યાલ નહિ આવેલો. પરન્તુ એક સાંજે અમે બધાં ગપ્પાં મારતાં બેઠાં હતા ત્યારે કંઈક વાત નીકળતાં મિસિસ ટુમેસાએ સ્વાભાવિક રીતે કહ્યું : "Indians are being civilized now." (ઇન્ડિયનો હવે સુધરતા જાય છે.) જ્હૉન્સનને કંઈક માર્મિક આઘાત થયો હોય એમ લાગ્યુ જરા અકળાઈ ને તે બોલ્યોઃ "What do you mean by civilized ? Is the Arab less civilized because he is living in tent ?" (સુધરેલા એટલે શું ? આરબો તંબુમાં રહે છે, માટે શું ઓછા સુધરેલા છે?) મેં ચર્ચાને જરા જુદા રસ્તે વાળી અને પૂછ્યુંઃ 'તમે ઇન્ડિયનોથી પરિચિત છો ?" તેણે ઉત્તર આપ્યો, "I have Indian blood in my veins My father was an Indian." (મારી નસોમાં ઇન્ડિયન લોહી વહે છે મારા પિતા ઇન્ડિયન હતા.) ફ્લોરિડાના ઇન્ડિયનોની 'મસ્કોગી' નામે બોલીના માત્ર કેટલાક શબ્દો તે જાણતો હતો, પણ બધી રીતે પૂરો અમેરિકન હતો. ગોરાઓ સાથે ભળી ગયેલા ઇન્ડિયનોનો એક પ્રતિનિધિ આ ઘરમાં મને મળ્યો.

તા. ૨૮ ડિસેમ્બરે ફિલાડેલ્ફિયાના એક ઉપનગર 'બ્રાયન મોર'માં ડૉ. ડેરોથી સ્પેન્સરને ત્યાં બપોરનો સમય ગાળ્યો અને ભારતમાં સમાજશાસ્ત્રને લગતાં કામો વિશે અનેકવિધ વાતો કરી. એક ભારતવાસી મિત્ર ડૉ. રઘુનંદન મહેતા બાલ્ટિમોરની સિટી હૉસ્પિટલમાં રેડિયોલોજીની તાલીમ લે છે તેઓ એમના કેટલાક પ્રશ્નોની ચર્ચા કરવા માટે આવ્યા હતા, તેમની સાથે આખી સાંજ ગાળી. પરદેશોમાં મિત્રો સાથેની કેવળ અંગત વાતોનો પણ એક અનોખો આનંદ હોય છે.

આ ન્યૂ ઇંગ્લંડ અમેરિકાના સૌથી ઠંડા પ્રદેશોમાંનો એક છે. નવેમ્બરની અધવચથી અહીં ઠીક ઠીક ઠંડી શરૂ થાય છે અને માર્ચ

મહિના સુધી ચાલુ રહે છે. મોસમનો પહેલો બરફ અહીં તા. ૯મી ડિસેમ્બરે પડ્યો. તે જ સાંજે અહીં અમે ફરી વાર રવિશંકરનું સંગીત સાંભળવા ગયા હતા. થોડાંક સદાહરિત વૃક્ષોને બાદ કરતાં શિયાળામાં ઝાડ ઉપર બિલકુલ પાંદડાં હોતાં નથી, પણ બરફનું સૌન્દર્ય એનો બદલો બરાબર વાળી દે છે. રસ્તાઓ ઉપર, મકાનોનાં છાપરાં ઉપર, રસ્તાની બાજુએ ઊભેલી મોટરોની કનારો ઉપર ( કારણ કે સરેરાશ ત્રણ માણસે એક કાર ધરાવતા આ દેશમાં ગેરેજની સગવડ પ્રમાણમાં બહુ ઓછી છે), અને પાંદડાં વિનાનાં વૃક્ષોનાં કલેવર પર જાણે સફેદ ચાદર પથરાઈ ગઈ હોય એવું લાગે. એ બરફના ગોળા બનાવીને બાળકો એકબીજા ઉપર ફેંકાફેંકી કરતાં હોય ! વસંત ઋતુ કે ઉનાળાની પુષ્પમંડિત બહુરંગી પ્રકૃતિની તુલનાએ એનો આ શિશિરકાલીન સર્વવ્યાપક શ્વેતરંગી વાઘો કંઈ ઓછો આકર્ષક નથી......તમે જાણો છો તેમ, હું તો ઠંડી અને શરદીથી બહુ ડરનારો, દેશમાંથી નીકળ્યો ત્યાર પહેલાંથી એનો સામનો કરવા માટેનાં શસ્ત્રાસ્ત્રો એકત્ર કરતો હતો ! પશ્ચિમના દેશોમાં બરફમાં અને ઠંડીમાં બધાં કામો શી રીતે થઈ શકતાં હશે અને શિયાળો પસાર કરવામાં કેટલું કષ્ટ પડતું હશે એની કલ્પના કરતો હતો. પણ દેશમાંથી ઉનાળામાં નીકળ્યો અને પશ્ચિમના હવામાનથી ધીરે ધીરે એવો ટેવાઈ ગયો કે પારો શૂન્ય ડિગ્રી આસપાસ હોય એવા આકરા શિયાળામાં અહીંના લોકોના જેટલી આસાનીથી બધાં કામો કરી શકું છું એ વાતનું મને પોતાને પણ ઘણી વાર આશ્ચર્ય થાય છે. હા, એક વસ્તુ બની છે. ગરમ દેશોમાંથી અહીં આવનાર માણસો સામાન્ય રીતે કંઈક વજન વધારે છે, પણ હું એમાં અપવાદ રહ્યો છું !

પત્ની મિસિસ કાર્નેલ વિન્સ્ટન, એક સસ્કારપ્રેમી ઇજનેર મિ રાઉની અને તેમનાં પત્ની, તથા ન્યૂ હેવનના પ્રતિષ્ઠિત માનસરોગવૈજ્ઞાનિક ડૉ સ્ટેનલી લીવી અને તેમનાં પત્ની માર્ગરેટ લીવી અને બાળકો—એમને હું ન ભૂલી શકુ ડૉ લીવીનુ અને મારુ મળવાનું કેવળ યાદચ્છિક હતુ પણ અમને બન્નેને પરસ્પરનાં કામોમાં એટલો રસ પડયો કે અમારુ મળવાનુ નિયમિત બની ગયુ અહી થના બધા અગત્યના રજનકાર્યક્રમોમા તેમણે મને સાથે લઈ જવાનો આગ્રહ રાખ્યો. પોતાની 'પ્રેક્ટિસ' ઉપરાંત તેઓ યેનમાં પણ કેગ્નામ વ્યાખ્યાનો આપે છે થોડા થોડા દિવસે તેમના એકાદ વિદ્વાન મિત્ર અને તેના કુટુમ્બ સાથે મને બોલાવવાનો ક્રમ જ તેમણે નક્કી કરી દીધો યેલમા 'ધર્મોના ઇતિહાસ' (હિસ્ટરી ઑફ રિલિજ્યન્સ)ના વૃદ્ધ પ્રોફેસર એર્વિન ગુડનો અને તેમના વિનોદી યુવાન પત્ની (પ્રો ગુડનો જ્યુઈશ સિમ્બોલ્સ ઇન ગ્રીકો-રોમન સિવિલિઝેશન એ વિષય ઉપર એક મહાગ્રન્થ લખે છે, એના ૭ ભાગ પ્રગટ થઈ ગયા છે બે ભાગ છપાય છે અને પછીના બે ભાગમા ગ્રન્થ પૂરો થશે જેરુસલેમની હિબ્રૂ યુનિવર્સિટીમા તેમણે શિક્ષણકાર્ય કર્યુ છે તેઓ યહૂદી નથી, પણ યહૂદી ધર્મ અને સસ્કૃતિ વિષયના તેમના પ્રભુત્વને કારણે યહૂદી દેવળોમા તેમને ઘણી વાર વ્યાખ્યાનો માટે બોલાવાય છે ભારતમા ઉપરટપકે દેખાતા બહુદેવવાદની ભૂમિકામા ખરેખર તો એકેશ્વરવાદ રહેલો છે એ તેમની માન્યતાને મારા તરફથી સાધાર સમર્થન મળતા ધર્મોના એ અભ્યાસીને સતોષ થયો), લૉ સ્કૂલના પ્રો બીટકર, માનસરોગ વિજ્ઞાન વિભાગના પ્રો ફ્રીડમેન તિબેટન ભાષાના અભ્યાસી મિ વેસ્લી નીડહેમ (યેલ યુનિવર્સિટી લાઈબ્રેરીના તિબેટન વિભાગના એ ક્યુરેટર છે અને ધધો ફર્નિચરનો કરે છે તિબેટનનુ જ્ઞાન મહેનત કરીને આપમેળે પ્રાપ્ત કર્યુ, અને આ દેશમા એ વિષયના સારા અભ્યાસીઓમાં ગણાય છે) વગેરેને આ રીતે ત્યા મળવાનું થયુ અને 'દેશાટન પડિતમિત્રતા ચ' એ પેલા સસ્કૃત સુભાષિતમા કહેલુ

પ્રયોજન કંઈક સાર્થક થયું.

સં. ૨૦૧૩નું આપણું બેસતું વર્ષ તા. ૩ જી નવેમ્બરના દિવસે હતું, પણ તેની તો અહીં શી ખબર પડે ? દેશમાંથી આવતા સ્વજનોના અભિનંદનપત્રોથી વિક્રમના બદલાતા વર્ષના આપણા ઉત્સવની કલ્પના કરી પરન્તુ નાતાલમાં આ સર્વ મિત્રોના ઉત્સાહ અને મહેમાનીનો અનુભવ કરતાં દિવાળી ઊજવતો હોઉં એમ લાગ્યું. ડૉ. લીનીને ત્યાં તો નાતાલની સાંજે, તા. ૨૪ ડિસેમ્બરે એક નાનકડો સમારંભ હતો. તેમના એક મિત્ર 'ટેપ–રેકોર્ડર' લઈને આવ્યા હતા. બધાએ સાથે મળી જિસસના જન્મનાં ભક્તિગીતો–'કેરલ્સ' ગાયાં અને પછી તે જ ગીતો પાછાં સાંભળ્યાં. દરેક જણ એકએ મિનિટ બોલ્યું સર્વના આગ્રહને લીધે હું અંગ્રેજી ઉપરાંત ગુજરાતીમાં પણ બોલ્યો, જેથી બોલાતી ગુજરાતી ભાષાનો નમૂનો તેમની પાસે રહે ! એ પછીની વાતોમાં કોઈને ખ્યાલ નહોતો, પણ પેલા ભાઈએ 'રેકોર્ડર' ચાલુ જ રાખ્યું હતું, તેથી બધી વિવિધરંગી વાતો એમાં નોંધાઈ ગઈ અને પછીથી એ સાંભળવામાં સર્વને ઘણો આનંદ પડ્યો.

ઈસુના આ નવા વર્ષે આનંદ, શુભેચ્છા અને માયાના વાતાવરણમાં આ પત્ર પૂરો કરું છું અને સર્વ મિત્રોને મારી શુભેચ્છા પાઠવું છું.

લિ.

ભોગીલાલ સાંડેસરાના

સપ્રેમ નમસ્કાર

[ ૫ ]

## ફરી વૉશિંગ્ટન, શિકાગો અને બર્કલે

બર્કલે ( કેલિફોર્નિયા ),
તા. ૧૭ એપ્રિલ, ૧૯૫૭

સ્નેહી શ્રી. હરિપ્રસાદભાઈ,

ગણેક દિવસ પહેલાં જ જાણ્યું કે તમે 'બુદ્ધિપ્રકાશ'ના સંપાદક થયા છો. આ નવી કામગીરી બદલ મારાં અભિનંદન સ્વીકારશો. કવિ દલપતરામ, મગનલાલ શાસ્ત્રી, બાળાશંકર, હીરાલાલ પારેખ, રસિકલાલ પરીખ, ઉમાશંકર જોશી, કેશવરામ શાસ્ત્રી, યશવંત શુકલ અને નગીનદાસ પારેખ જેવા, છેલ્લી શતાબ્દીના ગુજરાતના અગ્રગણ્ય વિદ્યાસેવીઓની પરંપરામાં તમે દાખલ થયા છો, અને મને ખાતરી છે કે એ પરંપરાને શોભાવશો મેં પણ થોડો સમય 'બુદ્ધિપ્રકાશ'નું તંત્રીપદ સંભાળ્યું હતું, એટલે આટલું લખવાનો મારો અધિકાર માની લઉં છું.

ન્યૂ હેવનથી છેલ્લો પત્ર લખ્યા પછી લગભગ સાડાત્રણ માસની લામી મુદત બાદ આ લખું છું. છેલ્લો એક માસ વળતા પ્રવાસની તૈયારીમાં અને જુદા જુદા દેશોના 'વીસા' વગેરે મેળવવામાં વીત્યો. જાપાન, ઇન્ડોનેશિયા, થાઈલેન્ડ અને કંબોડિયાના 'વીસા' મારે મેળવવાના હતા. એમાંથી ઇન્ડોનેશિયાનો 'વીસા' મેળવવાનું ત્યાંના ભૂતપૂર્વ રાજ્યકર્તા ડચ લોકોએ ખૂબ મુશ્કેલ બનાવી મૂક્યું હતું, અને

અત્યારના તંત્રની આંતરિક મુશ્કેલીઓએ તેમાં ઓર વધારો કરેલો છે. પણ પૂર્વના બધા દેશોમાં મારી સૌથી વધારે ઉત્સુકતા ઇન્ડોનેશિયા જવાની તથા ત્યાંનાં સંસ્કૃતિ અને જીવનનું અવલોકન કરવાની હતી. ન્યૂ હેવનમાં હું રહ્યો તે દરમિયાન બીજા દેશો ઉપરાંત ઇન્ડોનેશિયા વિશે પણ પુષ્કળ વાંચ્યું હતું, અને યેલમાં અભ્યાસ કરતા જાવાના વિદ્યાર્થીઓએ જાવા અને બાલિના પોતાના મિત્રો સાથે મારે વિશે પૂરતો પત્રવ્યવહાર કર્યો હતો. પરન્તુ ફેબ્રુઆરી અને માર્ચમાં ઇન્ડોનેશિયાના પ્રજાસત્તાક સામે વધુ ને વધુ ફિતૂર જાગ્યું હોવાના સમાચાર વર્તમાનપત્રોમાં આવતા હતા (આપણાં દૈનિકો કરતાં આઠ–દસ ગણા મોટા 'ન્યૂ યૉર્ક ટાઈમ્સ'માં આવા સમાચારો કેટલા લંબાણથી આવતા હશે એ તમે કલ્પી શકશો) અને તા. ૪ થી માર્ચે સવારના 'ન્યૂ યૉર્ક ટાઈમ્સ'માં છપાયેલા નકશા પ્રમાણે, બાલિનો ટાપુ પણ ઇન્ડોનેશિયાની સરકારથી સ્વતંત્ર થયેલા લશ્કરના હાથમાં હતો. તે જ દિવસે ન્યૂ યૉર્કમાં અમેરિકન એક્સપ્રેસ કંપનીના એક અધિકારીએ, મારે ઇન્ડોનેશિયા જવાનું અત્યારે યોગ્ય છે કે કેમ એ વિશે હળવી શંકા વ્યક્ત કરી હતી પણ મેં એ સમયે તો પ્રવાસની બધી વ્યવસ્થા કરાવી—એમ માનીને કે સિંગાપોર પહોંચ્યા પછી, પરિસ્થિતિ જોતાં આવશ્યક હશે તો, જકાર્તા જવાને બદલે મુંબઈ જઈશ. પણ તા. ૧૧ મી માર્ચે મુંબઈથી શ્રી. 'સુકાની' (ચંદ્રશંકર શુક્લ)નો એક પત્ર આવ્યો, અને તેમાં અગ્નિ–એશિયાના દેશોના એમના જેવા અનુભવી મિત્રે આપેલી સલાહ મુજબ, ઇન્ડોનેશિયાના પ્રવાસની બધી વ્યવસ્થા મેં રદ કરાવી અને સિંગાપોરથી જકાર્તા જવાને બદલે સિંગાપોરથી બેંગકોક થઈને મુંબઈ આવવાનું નક્કી કર્યું. જાવા અને બાલિ જવાનું રદ કરતાં દુઃખ થયું, પણ અત્યારના સંજોગોમાં એ સિવાય બીજું શક્ય નહોતું.

તા. ૧૬ મી માર્ચે ન્યૂ હેવનમાં 'સેન્ટ પેટ્રિક્સ ડે'ની પરેડ હતી, અને બીજે દિવસે 'સેન્ટ પેટ્રિક્સ ડે'ની ઉજવણી હતી. આ મૂળ આઈરિશ ઉત્સવ છે અને અમેરિકામાં વસતા આયર્લેન્ડવાસીઓ

સાચા રાષ્ટ્રિય ઉત્સાહથી એની ઉજવણી કરે છે. જન્માષ્ટમીની રાતે થોડો ઘણો વરસાદ થાય એવી માન્યતા આપણા દેશમાં છે તેમ 'સેન્ટ પેટ્રિક્સ ડે' ગરફ પડયા વિના જાય નહિ એવી અહીં લોકમાન્યતા છે! આયર્લૅન્ડવાસીઓ અમેરિકામાં મુખ્યત્વે શ્રમજીવીઓ તરીકે આવેલા હતા અને આર્થિક દૃષ્ટિએ સામાન્યતઃ તેઓ સમાજના નીચલા મધ્યમ વર્ગમા ગણાય, જેમના પૂર્વજો ઇંગ્લંડથી આવેલા હોય તેઓ અને તેમની વાદે બીજાઓ પણ આઇરિશોને જરા ઊતરતા ગણે! 'સેન્ટ પેટ્રિક્સ ડે'નું સરઘસ આવવાનું હતું તે જોનારાઓના ધસારાને કારણે ન્યૂ હેવનના 'ડાઉન ટાઉન'માં (બજારના વિસ્તારમાં; 'ડાઉન ટાઉન' એ વિશિષ્ટ અમેરિકન શબ્દપ્રયોગ છે બજારના વિસ્તારને 'ડાઉન ટાઉન' કેમ કહેવામા આવે છે એનો સંતોષકારક ખુલાસો, અનેક મિત્રો સાથે ચર્ચા કરવા છતાં, હજી મને મળ્યો નથી.) કલાકો પહેલાંથી વાહનવ્યવહાર બધ હતો અને આયર્લૅન્ડના વતની એવા અમેરિકનો છાતી ઉપર લીલા ફૂમતા વળગાડીને આમતેમ ફરતા હતા અપરાહ્ણમાં જમ્યા પછી હુ અને મારા ફિલિપાઇનવાસી મિત્ર હોસે વિચારો આ જોવા માટે ઊભા રહ્યા પણ હુ ઠીક ઠીક થાકેલો હતો, એટલે ઘેર આવ્યો અને ટેલિવિઝન ઉપર એ સરઘસ જોયુ. અવિભાજ્ય રાષ્ટ્રનું અગ બન્યા પછી પણ જુદા જુદા દેશોના વતનીઓ પોતાની મૂળ રાષ્ટ્રિય પરંપરાઓ કેવી રીતે જાળવી રાખે છે એનુ આ લાક્ષણિક ઉદાહરણ હતુ. એ જ રીતે લિથુઆનિયાના વતનીઓ લિથુઆનિયાના સ્વાતન્ત્ર્યદિનની ઉજવણી કરે છે મિ અને મિસિસ ટુમોસા મૂળે લિથુઆનિયાનાં નાગરિકો હોઈ તેમની સાથે એ ઉજવણીમાં મેં હાજરી આપી હતી ઇઝરાયેલને સૌથી મોટો આર્થિક અને નૈતિક ટેકો અમેરિકાના યહૂદીઓ તરફથી મળે છે એ જાણીતું છે. જો કે અમેરિકાના યહૂદીઓમાં કેટલાક એવા પણ છે કે જેઓ 'ઝિયોનિઝમ' એ યહૂદી પ્રજાને નુકસાનકારક હોવાનું જણાવી છડેચોક વિરોધ કરે છે.

કમ્બોડિયાનું કૉન્સુલેટ ન્યૂ યૉર્કમાં નથી, એનું એલચી ખાતું માત્ર વૉશિંગ્ટનમાં છે, ત્યાંથી કમ્બોડિયાનો 'વીસા' લેવા માટે તથા બીજાં કેટલાંક જરૂરી કામો માટે તા. ૧૭ મી માર્ચે ટ્રેઇનમાં ન્યૂ હેવનથી વૉશિંગ્ટન ગયો. માગ સદાધ્યાયી ડૉ. રમણભાઈ ભટ્ટ (બાદરાયણ ન્યાયે કહી શકાય કે ગુજરાત કૉલેજમાં તેઓ ગુજરાતી સાહિત્યમંડળના ઉપપ્રમુખ હતા તેના બીજે જ વર્ષે હું ઉપપ્રમુખ થયો!), વડોદરાના એક તેજસ્વી વિદ્યાર્થી અને કાર્યકર્તા શ્રી. પ્રમોદ વ્યાસ (જેઓ વૉશિંગ્ટનમાં રાજકારણનો અભ્યાસ કરે છે અને ભારતીય એલચી ખાતામાં નોકરી કરે છે) અને રમણભાઈના એક સહકાર્યકર શ્રી. સત્યેન્દ્ર જૈન (એ મેરઠમાં જન્મેલા તથા છોટાઉદેપુર, ભાવનગર, એડન અને મુંબઈમાં ભણેલા!) સ્ટેશન ઉપર મળ્યા અને સત્યેન્દ્રની કારમાં અમે બધા રમણભાઈને ઘેર ગયા. આ દેશમાં મને રોટલી ભાગ્યે જ મળતી હશે એમ માનીને રમણભાઈએ એમનાં પત્નીને દાળભાત, રોટલી અને શાક કરવાની સૂચના અગાઉથી આપેલી હતી! બધા સાથે જમ્યા; વૉશિંગ્ટનની ગીચતાથી ખૂબ દૂર આવેલા, એમના વસવાટના 'આર્નબી ટેરેસ'ની આસપાસ ઠીક ઠીક ફર્યા, રાત્રે બાર વાગ્યા સુધી વાતો કરી, અને અમદાવાદનું કૉલેજ-જીવન જાણે ફરી

જાણીને ભારે ખેદ થયો, પણ અમદાવાદ જેવા કોંગ્રેસના અડગ કિલ્લામા, કોંગ્રેસે જ આપેલી તાલીમનો ઉપયોગ પ્રજા કોંગ્રેસની સામે જ કરી રહી છે—ગુજરાતના હૃદય અમદાવાદમાંથી કોંગ્રેસ પૂરેપૂરી સ્થાનભ્રષ્ટ થઈ ગઈ છે એ વાત આપણી ઊછરતી લોકશાહીના ઇતિહાસમા જેટલી ખેદજનક છે એવી જ સૂચક છે રાજ્યકર્તાઓ એમાંથી બોધ લે તો સારુ

આપણા દેશની, અને તેમાયે ગુજરાતની ચૂટણીઓના વિગતવાર પરિણામ ભારતીય રાજદૂતાવાસમાંથી જાણ્યા ઇન્દુલાલ યાજ્ઞિકે ખડુભાઈ દેસાઈને સવાલાખ મતની પ્રચડ બહુમતીથી એમની સાધનાભૂમિ અમદાવાદમા પરાજિત કર્યા એ હકીકતે ભારતમાં રસ લેનાર સર્વ વ્યક્તિઓમા, પત્રકારત્વની ભાષામા કહુ તો, 'ભારે તરખાટ' મચાવી મૂક્યો છે ગુજરાત અને મહારાષ્ટ્રમા ચૂટણીઓના જે પરિણામ આવ્યા તે વિશે અહી દશ હજાર માઈલ દૂર પત્રકારો, અધ્યાપકો, વિદ્યાર્થીઓ અને સામાન્ય નાગરિકો સાથે છેલ્લા ચાર અઠવાડિયામાં અનેક વાર ચર્ચા કરી છે આપણા દેશને પારતત્ર્યના ઘોર અધકારમાથી સ્વાતત્ર્યના પ્રકાશમા લઈ જનાર કોંગ્રેસ જેવી મહાન કર્મઠ સસ્થાને, કાયદેસર બહુમતી મળી હોય તોપણ ચૂટણીનાં આ પરિણામો પછી 'પ્રજા અમારી સાથે જ છે' એવો દાવો કરવાની શાહમૃગવૃત્તિ શોભતી નથી

ભારતીય એલચી ખાતામાં કટલાક અમલદારોને કચેરીમાં જ અંગ્રેજી ભાષામા એકબીજા વાતો કરતા સાભળીને ઘણો ખેદ થયો

વૉશિંગ્ટન-નિવાસના ૭ દિવસ મિત્રોના સૌજન્યને લીધે વિવિધ ભારતીય વાનીઓ જમવાનુ સદ્ભાગ્ય મળ્યું હતુ ભારતીય વાનીઓ મારી તબિયતને અનુકૂળ નથી, તોપણ એ જમવાનુ આકર્ષણ દૂર તો શી રીતે થાય ? પ્રમોદને ત્યાં શીરો અને વઘારેલો ભાત જમ્યા, અને અમારી યુનિવર્સિટીના અગ્રેજી વિભાગના અધ્યક્ષ શ્રી કટક જેઓ થોડા દિવસ પહેલાં જ અમેરિકા આવેલા છે તેમણે પોતાના સદ્ભાવના પ્રતીકરૂપે

મારે માટે આણેલો વડોદરાનો ચેવડો મેં પ્રમોદના પુત્રને આપ્યો.

તે સાંજે હું અને રમણભાઈ લાઇબ્રેરી ઑફ કોંગ્રેસમાં ગયા અને ત્યાં ડૉ. પોલમૅનને મળ્યા. અમેરિકા અને કૅનેડામાંની ભારતીય હસ્તપ્રતોનું ડૉ. પોલમૅનનું સૂચિપત્ર પ્રકટ થયા પછી લાઇબ્રેરી ઑફ કોંગ્રેસમાં આવેલી ભારતીય હસ્તપ્રતોની વિગતવાર યાદી ત્યાં જોઈ. એમાં કંઈ મહત્ત્વનું મળે તો તપાસી એની માઇક્રોફિલ્મ મેળવવાની વ્યવસ્થા કરાવવાનો એક આશય પણ આ વખતે મારા વૉશિંગ્ટન આવવા પાછળ હતો, પણ એમાં મોટે ભાગે પરચૂરણ સંસ્કૃત સ્તોત્રો હોઈ એવી વ્યવસ્થા કરવાની જરૂર લાગી નહિ સાંજે લાઇબ્રેરીનો સમય પૂરો થતાં અમે બહાર નીકળતા હતા ત્યાં ડૉ. ચંપકલાલ શુક્લનાં એક મિત્ર મિસિસ ગ્રેસ મે મને શોધતાં આવ્યાં. ગયા સપ્ટેમ્બરમાં હું વૉશિંગ્ટન આવ્યો ત્યારે તેઓ રજા ઉપર ગયાં હતાં, અને આ વખતે મને એમનું અકસ્માત્ વિસ્મરણ થયું હતું ! મને જમવા લઈ જવા માટે એ બહુ આગ્રહી હતાં, પણ એમનાં મા બિમાર હતાં, એટલે અમે જ એમને રમણભાઈને ત્યાં તા. ૧૯ મી માર્ચે સાંજે જમવા આમંત્રણ આપ્યું, જેથી એમને ભારતીય વાનીઓ જમાડી શકાય. વડોદરા યુનિવર્સિટીનાં વાઇસ–ચાન્સેલર શ્રીમતી હંસાબહેન મહેતા અને નાગપુર યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર શ્રી. કુંજીલાલ દુબે ચારેક વર્ષ પહેલાં અમેરિકા આવેલાં તે પ્રસંગની તથા ડૉ. ચંપકલાલ શુક્લે લાઇબ્રેરી ઑફ કોંગ્રેસના મિત્રોની વિદાય લઈ અમેરિકા છોડયું તે પ્રસંગની રંગીન ફિલ્મો તેઓ લાવ્યાં હતાં તે સ્ક્રીન ઉપર જોઈ, અને આ દૂર દેશાવરમાં પરિચિત વ્યક્તિઓનું જાણે કે પ્રત્યક્ષ દર્શન કર્યું. તે દિવસે પણ વાતોમાં મધ્યરાત્રિ થઈ ગઈ.

તા. ૨૦ મી માર્ચે સવારે પ્રમોદ વ્યાસ એમના કુટુંબ સાથે આવ્યા, અને પછી આ દેશના રિવાજને બદલે ભારતીય પરંપરાને વફાદાર રહી, સ્ત્રીબાળકોને ઘેર મૂકી, અમે ત્રણ જણ નીકળ્યા. અમેરિ-

કાનું રાષ્ટ્રીય દફતરખાનું ('નૅશનલ આર્કાઈવ્ઝ') જોયું, અને એ પછી વૉશિંગ્ટનની કદાચ સૌથી મોટી વિદ્યાસંસ્થા 'સ્મિથસોનિયન ઇન્સ્ટિટ્યૂટ' જોઈ. "માનવજાતમાં જ્ઞાનનાં વૃદ્ધિ અને વિતરણ માટે, વૉશિંગ્ટનમાં એક સંસ્થા સ્થાપવા સારુ" ઈ. સ. ૧૮૨૯ માં બ્રિટિશ વૈજ્ઞાનિક જેમ્સ સ્મિથસને અમેરિકન સરકારને આપેલા સાડાપાંચ લાખ ડૉલરના દાનમાંથી આ સંસ્થાનો આરંભ થયો છે. ખરું જોતાં એ ઉદ્યોગ, વિજ્ઞાન અને ઇતિહાસનું મ્યૂઝિયમ અથવા કહો કે અનેક મ્યૂઝિયમોનો સમાહાર છે—પણ એની સાથે જોડાયેલી અનેક પ્રયોગશાળાઓ, વેધશાળાઓ તથા સંશોધન અને પ્રકાશન માટેના વિશાળ મહેકમ ઉપરથી અગાઉના કોઈ પત્રમાં મેં લખ્યું હતું તેમ, આપણને ખ્યાલ આવે કે અર્વાચીન કાળમાં મ્યૂઝિયમ એ માત્ર સંગ્રહાલય મટીને કેવી રીતે વિદ્યાલય બન્યું છે. સ્મિથસોનિયન ઇન્સ્ટિટ્યૂટની સ્થાપના થયા પછી તેના સ્ટાફે જગતના જુદા જુદા દેશોમાં બધા મળી ૧૫૦૦ સંશોધન-પ્રવાસો ('એક્સ્પીડિશન્સ')માં ભાગ લીધો છે. સ્મિથસોનિયન ઇન્સ્ટિટ્યૂટના અંગરૂપે ઇતિહાસ અને ટેકનોલોજીના મ્યૂઝિયમની આયોજના કરવા માટે થોડાક સમય ઉપર અમેરિકન કોંગ્રેસે ત્રણ કરોડ સાઠ લાખ ડૉલરની ગંજાવર રકમ મંજૂર કરી છે. આ મ્યૂઝિયમમાં સંયુક્ત રાજ્યોના સાંસ્કૃતિક, રાજકીય અને ઔદ્યોગિક ફાળાનો સિલસિલાબંધ ઇતિહાસ સંઘરાશે અને વ્યાપક અર્થમાં એને લોકશિક્ષણનું સાધન બનાવવાનો પ્રયાસ થશે.

તે સાંજે 'વૉઈસ ઑફ અમેરિકા'એ મારી બીજી મુલાકાત રેકર્ડ કરી ગયા સપ્ટેમ્બરમાં રેકર્ડ કરેલી પહેલી મુલાકાતમાં યુરોપના અનુભવો વિશે તથા અમેરિકામાં આવ્યા પછી તુરત મારા મન ઉપર પડેલી છાપ વિશે મેં વાત કરી હતી, જ્યારે આ મુલાકાતમાં આશરે સાત માસના નિવાસ અને પ્રવાસ પછી અમેરિકાની વિદ્યાસંસ્થાઓ તથા સમાજ પરત્વે મારા મન ઉપર પડેલી છાપ વિશે મેં કહ્યું. 'વૉઈસ ઑફ અમેરિકા'ના ભારતીય વિભાગના મુખ્ય મિ. હાવર્ડ

હોયનર સાથે અમેરિકા અને ભારતમાં બ્રોડકાસ્ટિંગ અને ટેલિવિઝનના અનેક પ્રશ્નો વિશે તે સાંજે ઘણી વાતો થઈ એ ભાઈ દિલ્હીમાં લાંબો સમય સુધી રહ્યા છે અને શ્રી ચંદ્રવદન મહેતાને સદ્ભાવપૂર્વક યાદ કરતા હતા

રાત્રે 'વોઈસ ઑફ અમેરિકા'માંથી નીકળીને અમે એ જ વખ જણ 'ન્યૂ રિપબ્લિક' સામાહિકના સહતંત્રી મિ સેલિગ હેરિસનને ત્યાં ગયા કેટલાક માસ પહેલાં ડૉ. ગિલપેટ્રિકે એમને વિશે વાત કરેલી તથા ભારતના ભાષાકીય પ્રશ્નની ચર્ચા કરતા એમના કેટલાક અભ્યાસપૂર્ણ લેખો આપ્યા હતા. પ્રમોદના પણ એ પૂર્વપરિચિત હતા. પાટનગર વૉશિંગ્ટન 'ડિસ્ટ્રિક્ટ ઑફ કોલંબિયા' (ડી. સી.)માં, જ્યારે હેરિસન એની બહાર મેરિલેન્ડ રાજ્યની હદમાં રહે છે, આથી ત્યાં પહોંચતાં ઘણું મોડું થઈ ગયું હેરિસને એક અગ્રગણ્ય અમેરિકન સમાચાર સંસ્થાના પ્રતિનિધિ તરીકે ભારતમાં કેટલાંક વર્ષ સુધી કામ કર્યું છે અને હવે કેટલીક અમેરિકન યુનિવર્સિટીઓ તથા ફાઉન્ડેશનોના આશ્રયે ભારતના રાજકારણમાં સંશોધનનું કામ કરે છે. એમના સંખ્યાબંધ લેખો વાંચ્યા પછી એમ કહેવાનું મન થાય છે કે ભારતના રાજકીય ઇતિહાસ તથા અદ્યતન રાજકારણ વિશે જેટલો ઝીણવટભર્યો અભ્યાસ આ જુવાન વિદેશીને છે એટલો આપણા દેશમાં એ વિષયના કેટલાક અધ્યાપકોને પણ કદાચ નહિ હોય. અને હકીકતો કરતાંયે રાજકારણના વિષયમાં તો આવેશરહિત તર્કબદ્ધ રીતે તોલન કરવાની તાલીમ સવિશેષ મહત્ત્વની છે. ભારતના ભાષાકીય પ્રશ્નના આ ભાઈ ઊંડા અભ્યાસી છે અને મને મળેલા સર્વ પાશ્ચાત્ય વિદ્વાનોની જેમ, તેઓ પણ માને છે કે પ્રાદેશિક ભાષાઓનો, બીજા સર્વ ક્ષેત્રોની જેમ ઉચ્ચ શિક્ષણમાં પણ પૂરો વિનિયોગ થવો જોઈએ એ બાબતમાં આપણા ચીનાચાલુ કેળવણીકારો કરતાં આ લોકો વધારે વસ્તુલક્ષી અને નિ:શંક રીતે વધુ આશાવાદી છે. અમારે જે વિશે ચર્ચા થઈ એ જ વિષયો ઉપર હેરિસન હમણાં અભ્યાસ અને લેખન કરતા હોઈ મારી

સાથે પત્રવ્યવહાર અને સંપર્ક ચાલુ રાખવા આતુર હતા. એમણે અને એમનાં પત્નીએ અમને ત્યાં જ જમી લેવા આગ્રહ કર્યો. પણ રમણભાઈને ઘેર અમો સર્વને માટે લાડુ, દાળભાત અને ભજિયાં રાહ જોતાં હતાં, એટલે અમે એમના સૂચનનો સાભાર અસ્વીકાર કરીને નીકળ્યા.

રાત્રે આશરે અગિયાર વાગ્યા હતા. અમેરિકાના પૂર્વ કિનારા ઉપર માર્ચમાં ખૂબ પવન ફૂંકાય છે એટલે ઠંડી હોય તે કરતાં ઘણી વધારે લાગે છે એપ્રિલ સુધી બરફ પડી શકે, પણ તે રાત્રે એવો કંઈ ઉપદ્રવ નહોતો. મિસિસ હેરિસને અમને ઘર સુધી કારમાં મૂકી જવાની તૈયારી બતાવી, પણ ટેક્સી મળી જશે એમ માનીને અમે એમને તકલીફ ન આપી. રાજમાર્ગ ઉપર ટેક્સી માટે અમે ઊભા રહ્યા, પણ નિષ્ફળ! ગરમ કપડાં પૂરતાં પહેર્યાં હતાં, તોપણ મારા ચરબી વિનાના શરીરને વિશેષ ગરમી આપવા માટે તે જ દિવસે ખરીદેલા 'સમર સટ'નું પેકેટ એક હાથમાંથી વારંવાર બીજા હાથમાં લેવાની કસરત કરીને વધુ ગરમી મેળવવાનો પ્રયત્ન હું કરવા માંડ્યો. રમણભાઈ અને પ્રમોદ સચિન્ત બની ગયા. આસપાસ ક્યાંય ગરમ પીણું પણ મળે એમ નહોતું. આમ અર્ધો કલાક વીતી ગયો હશે, ત્યાં દૂરથી એક ટેક્સી દેખાઈ. અમારા સદ્‌ભાગ્યે એ ખાલી હતી. દારૂ પીધેલી, પણ અત્યંત વિવેકી, કદાવર શરીરની એક નિગ્રો બાઈ એ હાંકતી હતી. (ઇંગ્લંડ કે જર્મનીમાં સ્ત્રી ટેક્સી-ડ્રાઈવર હોય તો મારા જોવામાં આવ્યા નથી. પેરિસમાં એ મોટી સંખ્યામાં છે.) એ સુરામત્ત શ્યામાના અસ્થિર હાથમાં નિરુપાયે અમારી સલામતી સુપરત કરીને રાત્રે સાડાબાર વાગ્યે ઘેર આવ્યા અને જમ્યા. ટેલિફોનથી ટેક્સી મંગાવીને પ્રમોદ રાત્રે દોઢ વાગ્યે એમને ઘેર ગયા, અને અમે વાતો કરીને રાત્રે બે વાગ્યે સૂઈ ગયા! કેટલું અસાધારણ! કૃત્રિમ પ્રકાશમાં કદી પણ વાંચવા લખવાનું નહિ કરતો હોઈ ન્યૂ હેવનમાં અને દેશમાં પણ મારો સૂઈ જવાનો સમય રાત્રે નવથી દસનો હતો.

તા. ૨૧ મીએ સવારે વૉશિંગ્ટનથી નીકળવાનો હતો, પણ

રમણભાઈએ આગ્રહ કરીને રોક્યો, અને મારે પણ વળના પ્રવાસની થોડીઘણી તૈયારી સિવાય કશું ખાસ કરવાનું હવે બાકી રહેતું નહોતું અને તૈયારીનો બોજો વડોદરાથી ગયે વર્ષે નીકળ્યો ત્યારે હતો તે કરતાં ઘણો જ ઓછો હતો, કેમકે મારી ગેરહાજરીમાં થવાં જોઈતાં કોઈ કામોની વ્યવસ્થા અહીં કરવાની જરૂર નહોતી !–એટલે રોકાયો. તે દિવસે બપોરે સ્મિથસોનિયન ઇન્સ્ટિટ્યૂટની અગત્યની બે સંસ્થા જોઈ–એક, ફ્રિયર ગેલેરી ઓફ આર્ટ અને બીજી, નેશનલ ગેલેરી. ઈ. સ. ૧૯૦૬ માં ચાર્લ્સ લેન્ગ ફ્રિયરે આપેલા કલાસંગ્રહ અને મકાન વડે "પૂર્વના દેશોની સંસ્કૃતિના અભ્યાસ માટે અને સૌન્દર્યના ઉચ્ચ આદર્શોના રસાનુભવ માટે" ફ્રિયર ગેલેરી ઓફ આર્ટની સ્થાપના થયેલી છે. ચીન, જાપાન, કોરિયા, ઇન્ડોનેશિયા, ભારત અને બીજા પૌરસ્ત્ય દેશોની વૈવિધ્યપૂર્ણ કલાના કેટલાયે ઉત્કૃષ્ટ નમૂનાઓ ત્યાં છે, અને એ વિષયને લગતી માહિતી પૂરી પાડનારું અમેરિકામાં એ અગત્યનું કેન્દ્ર

વિષયાન્તર થયું. હું ફ્રિયર ગેલરી ઑફ્ આર્ટ વિશે વાત કરતો હતો. 'વસંતવિલાસ'ની એ ઐતિહાસિક હસ્તપ્રતનાં ત્યાં દર્શન કર્યાં, જે જોવા માટે વર્ષોથી હું ઉત્સુક હતો. મારા નમ્ર મત પ્રમાણે, ગુજરાતની લાખો હસ્તપ્રતોમાં 'વસંતવિલાસ'નું આ સચિત્ર ઓળિયું કદાચ સૌથી પ્રથમ મૂલ્યવાન છે અને ભારતીય ચિત્રકલાના સૌથી યાદગાર ગ્રન્થસ્થ નમૂનાઓમાંનું એક છે. મૂળ રંગોમાં એની સાદ્યન્ત નકલ વડોદરા યુનિવર્સિટીની લાઇબ્રેરી માટે મેળવવાની અહીં મેં વ્યવસ્થા કરી.

એ પછી નેશનલ ગેલરી ઑફ્ આર્ટમાં ગયા. સંયુક્ત રાજ્યોના ટ્રેઝરી ખાતાના એક ભૂતપૂર્વ સેક્રેટરી ઍન્ડ્રુ મેલન પાસેથી ઈ. સ. ૧૯૩૭ માં અમેરિકાની કૉંગ્રેસે એક વિશાળ કલાસંગ્રહ, મકાન માટે દોઢ કરોડ ડૉલર અને એક જબ્બર નીવિ ('ઍન્ડાઉમેન્ટ;' પ્રાચીન શિલાલેખોમાં આ અર્થમાં 'નીવિ' શબ્દ અનેક વાર પ્રયોજાયો છે) એટલાંનો સ્વીકાર કર્યો અને સ્મિથસોનિયનના એક વિભાગ તરીકે નેશનલ ગેલેરીની સ્થાપના થઈ. આ ગેલેરીએ એ પછી ક્રેસ, વાઈડનર, ડેલ, રોઝનવાલ્ડ અને બીજા વિખ્યાત કલાસંગ્રહો મેળવ્યા છે. સફેદ ગુલાબ જેવા આહ્‌લાદક રંગના આરસનું, નેશનલ ગેલેરીનું ભવ્ય મકાન વૉશિંગ્ટનનાં સૌથી આકર્ષક સ્થાપત્યોમાંનું એક છે એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે વૉશિંગ્ટન આવતા પ્રવાસીઓ સૌ પહેલાં અમેરિકન પ્રમુખનું નિવાસસ્થાન-'વ્હાઈટ હાઉસ,' એ પછી વહીવટી કેન્દ્ર 'કૅપિટોલ' અને ત્યાર બાદ સ્મિથસોનિયન ઇન્સ્ટિટ્યૂટ જોવા જાય છે (જો કે 'વ્હાઈટ હાઉસ'નો માત્ર ફોટોગ્રાફ જ મેં જોયો છે એ વાત અહીં જાહેર કરું છું); અને ૧૯૪૧ થી માંડી આજ સુધી ત્રેવીસ કરોડ માણસોએ નેશનલ ગેલેરી જોઈ છે એવી ગણતરી કરવામાં આવી છે.

તા. ૨૨ મી માર્ચે વૉશિંગ્ટનથી ન્યૂ હેવન પાછો આવ્યો, અને ચલતી મુસાફરી માટે જરૂરી અને કૃત્રિમ પત્રવ્યવહાર અને બીજાં પરચૂરણ કામોમાં રોકાયો. અહીંના નિવાસ દરમિયાન ખરીદેલાં બધાં પુસ્તકો

ટપાલ મારફતે દેશમા રવાના કર્યા, કેમ કે અમેરિકામાં ટપાલ દ્વારા પુસ્તકો મોકલવાના દર ઘણા સસ્તા છે અને બીજા સરસામાન સાથે પુસ્તકો મોકલવામાં ઊલટું વધારે ખર્ચ આવે છે (આપણા ગરીબ અને નિરક્ષર દેશમાં પુસ્તકોનુ ટપાલખર્ચ જ એટલુ બધુ છે કે નિરક્ષરતાનિવારણ અને જ્ઞાનવિતરણમા એ દેખીતા વિઘ્નરૂપ થઈ પડે છે ) પણ હુ બધી મુસાફરી વિમાનમાં કરવાનો હોઈ પુસ્તકો સિવાયનો વધારાનો સામાન દરિયામાર્ગે રવાના કરવા માટે એક યહૂદીની દુકાનેથી મોટી સ્ટીમર-ટ્રક ખરીદી આ ખાલી ટ્રક ઉપાડીને તો હુ લેઈ જઈ શકુ એમ હતો નહિ એટલે મે ટેક્સી મગાવી આપવા કહ્યુ પરતુ તે તો ભાગીદારને દુકાન સોંપીને પોતાની કારમા મને ઘર સુધી મૂકવા આવ્યો, એટલુ જ નહિ, ટ્રક પણ આગ્રહપૂર્વક ઉપાડીને મારા ઘરમા મૂકી ગયો આ કેવળ સૌજન્ય હતું, કેમકે મારા સ્વદેશગમનની તૈયારી હોઈ ફરી વાર એની દુકાને જવાનો નહોતો એ તેને ખબર હતી આવા પ્રસંગો જરાયે અપવાદરૂપ નથી મારી પાસે સામાન વધારે નહોતો, પણ હુ ઉપાડી શકુ તે કરતા ભારે હતો હોટેલો સાથે સબધ હોય ત્યા સુધી એ ઉપાડવાનો પ્રશ્ન ઊભો થતો નહોતો પણ જે ટેક્સીમાં રેલવે-સ્ટેશન ઉપર ગયો હોઉ એનો ડ્રાઈવર મને વગર પૂછ્યે તે ઉપાડીને ટ્રેનમા મૂકી આવે અથવા સ્ટેશન ઉપરના 'રેડ કેપ' (લાલટોપી પહેરેના મજૂર)ને બોલાવી લાવે એવુ વારવાર બન્યુ છે શિકાગો યુનિવર્સિટીના 'ઈન્ટર-નેશનલ હાઉસ'ના આંગણામા ઊતરતા વેત અજાણ્યા વિદ્યાર્થીઓએ મારો સામાન ઉપાડી લીધો, અને એક 'એટેશી' મારા હાથમા રહેવા દીધી આવુ કરવામા મોટા પ્રોફેસરોને પણ પોતાના મોભાનો ખ્યાલ નડતો નથી એ અનુભવ બર્કલેમાં થયો પોતાનો સામાન ઊચકવો એ દરેક વિદ્યાર્થીને માટે પ્રતિષ્ઠાનો સવાલ છે

સ્મિતપૂર્વક મદદ કરવી—ઉભરો ના પાડવી તો પણ વિવેકપૂર્વક એ પશ્ચિમના દેશોની સંસ્કારિતાનુ એક આગળ પડતું લક્ષણ છે (આર્માઈઝ્ડને અપવાદરૂપ ગણવુ જોઈએ ત્યાં સહાયવૃત્તિ પૂરેપૂરી છે, પણ

સ્મિન-વિનાની,-પ્રમાણમાં ગંભીર ! ) ગયા જુલાઈ માસમાં હું અને વડોદરા મેડિકલ કૉલેજના પ્રો. જયશંકર પાઠક લંડનમાં ટ્રફાલ્ગર સ્કવેરમાં ફરતા હતા ત્યારે પવનના સપાટાથી મારી ફેલ્ટ ઊડી. આપણા દેશમાં આવું કંઈ બને ત્યારે સૌ પહેલાં તો આસપાસ ઊભેલા લોકો ખડખડાટ હસી ઊઠે. પણ અહીં અમે કશું કરીએ ત્યાર પહેલાં એક જુવાન ઊડતી ફેલ્ટની પાછળ દોડ્યો અને જાણે અમે એના ઉપર કંઈ ઉપકાર કરતા હોઈએ એવા વિવેકી મુખભાવ સાથે અમને આભારવશ બનાવીને તે આપી ગયો. ત્યાર પછી ઑગસ્ટ માસમાં પશ્ચિમ જર્મનીમાં કૉલોનમાં આવા બે અનુભવો થયા. આપણા દેશની રાજ્યવ્યવસ્થા જગતની શ્રેષ્ઠ વહીવટકર્તા અંગ્રેજ પ્રજાએ એવી રીતે વિચારપૂર્વક ગોઠવી હતી કે તાબેદારોને વધુ દબાવી શકાય; એમાંથી આપણે હજુ બહાર નીકળી શક્યા નથી. પરદેશ જનારાએ ઇન્કમટેક્સની હરકત નહિ હોવાનું સર્ટિફિકેટ મેળવવાનું કાર્ય આપણા દેશમાં ઘણા પ્રયત્ને સિદ્ધ થાય છે. વેપારીની વાત જવા દઈએ, પણ મારા જેવો માણસ જેની મુખ્ય આવક પગારની છે એને પણ એ તુરત મળતું નથી, અને ઓળખીના અમલદારો પોતાનાથી બનતી ત્વરા કરાવે તો આપણને એમ લાગે કે તેઓ આપણે માટે કશુંક ખાસ કરી રહ્યા છે. પરન્તુ ન્યૂ હેવનમાં મારા જેવા આગંતુક પરદેશીને આ સર્ટિફિકેટ, કોઈ અજાણ્યા ફૉર્મ ઉપર માત્ર સહી કરવાની તકલીફ લેવાથી, પાંચ મિનિટમાં મળ્યું હતું ! આપણા દેશમાં ઇમ્પીરિયલ બેન્કમાં ઑફિસનાં નાણાં લેવા જનાર કર્મચારી સાઈ રહેવા માટેની શેતરંજી સાથે લઈને જતા એ મેં નજરે જોયું છે, જો કે અત્યારે ત્યાં કેવી પરિસ્થિતિ છે એ ખબર નથી. વેપારી બેન્કોએ કેટલાંક વર્ષ થયાં એવાં પાટિયાં લગાવ્યાં છે કે "પંદર મિનિટમાં ચેકનાં નાણાં મળે નહિ તો એજન્ટને મળવું." પણ અમેરિકામાં એક હાથે ચેક આપો અને બીજે હાથે નાણાં લઈ લો—માત્ર અર્ધી મિનિટમાં જ કામ પૂરું થાય છે ! સમયની કિંમત બન્ને પક્ષે છે ! આપણા દેશમાં સામાન્ય વ્યવહારમાં-દગાનું-પ્રમાણ વધારે છે, એટલે લેવડદેવડમાં

રાખવી જોઈતી કાળજીનો વિચાર કરીએ તો પણ આટલો બધો વિલંબ ન્યાય્ય ગણાય નહિ ! અમદાવાદની મિલોમાં દર વર્ષે ડિવિડંડ લેવા જનાર એવા મિલોના કાયદેસરના માલિક શેરહોલ્ડર તરફ પૈસા આપનાર કૅશિયર જાણે સદાવ્રતની ખીચડી આપતો હોય તેમ નોટોની થોકડી ફેંકે છે એ વિચિત્ર વિવેકની તો હું અહીં વાત જ કરતો નથી.

પશ્ચિમના દેશોમાં ઘણે સ્થળે છાપાં વેચનાર કોઈ હોતુ નથી, જોઈતા છાપા લઈને તેની કિંમત મૂકી દેવાની હોય છે એ તો જાણીતું છે અને આપણા દેશોમાં પણ એવા અખતરા થયા છે. રેલવે-સ્ટેશનમાં દાખલ થતા કોઈ ટિકિટ માગતુ નથી ( ઇંગ્લંડ અને જર્મની એમાં અપવાદ છે ) એ પણ જાણીતું છે. પણ અમેરિકામાં એક નવી વાત જોઈ. ટપાલમાં મોકલવાનાં મોટા અનરજિસ્ટર્ડ પૅકેટો, ટપાલની પેટીમાં ન જઈ શકે તે પોસ્ટ ઑફિસ સુધી હાથોહાથ આપવા જવાની તકલીફ લોકો શા માટે લે ? આવા પૅકેટ રસ્તા ઉપરની ટપાલ પેટી ઉપર મૂકી દેવામાં આવે છે, એ પૅકેટો કલાકો સુધી કે કેટલીક વાર—આખી રાત ત્યાં પડ્યાં રહે છે અને જ્યારે ટપાલ ખાતાની મોટર પેટીમાંની ટપાલ કાઢવા આવે ત્યારે એ પૅકેટ પણ લેતી જાય છે. આવાં તો કેટલાયે

પણ કારણો છે એ ભૂલવાનું નથી), પણ વિવેકાનંદ, ગાંધીજી, રવીન્દ્રનાથ, જવાહરલાલ અને વિનોબા જેવા અર્વાચીન મહાત્માઓને લીધે તથા સનાતન મૂલ્યોનો બોધ કરતાં આપણાં પ્રાચીન સાહિત્ય અને સંસ્કૃતિને કારણે છે. અર્વાચીન ભારતનો સૌથી મોટો પ્રશ્ન માનવસંપત્તિ ('હ્યુમન મૅટિરિયલ')નો છે અને તેમાં બીજાં અનેક ક્ષેત્રોની જેમ આપણી સરેરાશ નીચી છે. દિલ્હીના છેલ્લા મુઘલ સમ્રાટ બહાદુરશાહ ઝફરે સને ૧૮૫૭માં પોતાનો તાજ ગુમાવ્યો. પરન્તુ ત્યારપછી એક શતાબ્દી પછી પણ મુઘલ દરબારનું વાતાવરણ આપણા રાજકીય જીવનમાં અનુભવાય છે આપણે ઇતિહાસને કદાચ છોડી દઈએ અથવા તેના અભ્યાસની અવગણના કરીએ, પણ ઇતિહાસ આપણને છોડતો નથી. પૂર્વજોનાં નામ આપણે કદાચ ન જાણીએ, પણ તેમની સંતતિ છીએ એ હકીકત કયાં જવાની હતી? એક જાણીતા અમેરિકન વહીવટકર્તાએ મને કહ્યું હતું, "કૉલેજ-જીવનમાં મેં મુઘલ ઇતિહાસનો અભ્યાસ કર્યો હતો, તેથી ભારતના વહીવટકર્તાઓ સાથે કામ પાડવાનું મને ફાવ્યું!" અમેરિકાએ કાયદાથી ગુલામી નાબૂદ કરી એ વાતને એક શતાબ્દી થવા આવી, તો પણ ગુલામ અને ગુલામનો માલિક એ બન્નેની મનોદશાના નમૂના ત્યાં હજી જોવા મળશે વ્યક્તિની જેમ પ્રજા પણ પોતાના મૂલ્યવાન વારસાને સહેલાઈથી વેડફી શકે છે, કેમકે ઊંચેથી નીચે ઊતરવું સહેલું છે, નીચેથી ઊંચે ચઢવું મુશ્કેલ છે. એ મુશ્કેલી શિક્ષણ દ્વારા જ દૂર થઈ શકે. આથી બીજી કોઈ પણ રાજ્યપદ્ધતિ કરતાં લોકશાહીમાં સામાન્ય નાગરિકને શિક્ષણ આપવાનું મહત્ત્વ સૌથી વધારે છે. અમેરિકા એ આદર્શ લોકશાહી છે એમ કહેવાનો મારો આશય નથી, પણ એની શિક્ષણપદ્ધતિ સામાન્ય માણસની તમામ શક્યતાઓને ખેંચવા તેમજ વિકસાવવાની દૃષ્ટિએ યોજાયેલી છે એમ હું કહેવા માગું છું યુનિવર્સિટી-શિક્ષણને તો એ ખાસ લાગુ પડે છે સર્વોચ્ચ અર્થમાં પ્રતિભા ('જીનિયસ') નૈસર્ગિક છે—અથવા કહો કે એનાં કારણ આપણે જાણતા નથી—અને કોઈ પણ

યુનિવર્સિટી એવી પ્રતિભા પેદા કરી શકતી નથી, પણ જીવનના સામાન્ય તેમજ અસામાન્ય કર્તવ્યો બજાવવાને તો એ તાલીમ આપી શકે છે વકીલાત એ કળા તેમજ શાસ્ત્ર છે, અને લોકશાહીમાં પ્રત્યેક શિક્ષિત નાગરિક પોતાના કાર્યવર્તુળમાં કાર્યક્ષમ નેતૃત્વના ગુણો કેળવે એ આવશ્યક છે દેશસેવાના આ ક્ષેત્રમાં અમેરિકન યુનિવર્સિટીઓનો ફાળો સ્મરણીય છે

આ જ સન્દર્ભમા સામાન્ય નાગરિકની નિખાલસતા, અનૌપચારિકતા અને પરમતસહિષ્ણુતા વિશે થોડુંક લખવાનું મને ગમશે. નિખાલસતા વિશે તો આ પહેલાના પત્રમાં સૂચનરૂપે લખ્યુ હોવાનુ સ્મરણ છે 'ફ્રૅન્કનેસ' કદાચિત્ 'બ્લન્ટનેસ' બની જાય અને અજાણ્યાને એમા અવિનય ભાસે એવુ પણ બને, એના અનેક અનુભવો થતા રહ્યા છે ન્યૂ હેવનમા એક કાફેટેરિયામા હુ અને એક ભારતવાસી મિત્ર જમતા હતા સા વાતવાતમાં અમે ઈઝરાયેલ વિશે કઈક બોલ્યા થોડેક દૂર એક યહૂદી વેપારી જમતો હતો તે એકદમ પોતાની પ્લેટ ઉપાડીને અમારી સાથે આવીને બેસી ગયો અને આત્મપરિચય આપીને અમારી સાથે વાતો કરવા માડ્યો ઈઝરાયેલનુ રાજ્ય સ્થપાયુ એના થોડાક વર્ષ પહેલા એ પેલેસ્ટાઈનમા હતો દુનિયાના ઘણા દેશોને અમેરિકા આર્થિક સહાય આપે છે અથવા આપવાનો પ્રયત્ન કરે છે એ વિશે ભયકર આખાબોલી રીતે તેણે કહ્યુ, 'નાણા એ તો અમારો દારૂગોળો છે!" વાત પણ સાચી છે પશ્ચિમની લોકશાહીઓ અને રશિયા વચ્ચે પ્રત્યક્ષ નહિ, પણ વૈચારિક-યુદ્ધ ચાલી જ રહ્યુ છે એનો ભયાનક ધણધણાટ રોજના છાપામાં સભળાય છે તથા એ યુદ્ધનો આર્થિક બોજો ભારે કરવેરાના રૂપમા અમેરિકન નાગરિક સહન કરી રહ્યો છે

માણસને એમ થાય તો પછી રાજકારણની વાત ક્યાં કરવી ? અમેરિકામાં અનેક સભાઓમાં હાજરી આપી છે, પણ કોઈ માણસને વિરોધી પ્રત્યે ઉશ્કેરાતો જોયો નથી. સામાના અભિપ્રાયને માન આપવાની તાલીમ વિદ્યાર્થીને નાનપણથી મળે છે. માણસ તમારો અભિપ્રાય સ્વીકારશે નહિ, પણ એ કારણે તમારા ઉપર ખિજાશે નહિ. રાજકીય વિરોધીઓને ગાળો બોલવી, તેમની સભાઓમાં પથરા નાખવા કે મતદારોનો ટેકો મેળવવા માટે નાણાં વેરવાં એ પ્રયોજનો ( ' મોટિફ ' ) આ દેશમાં કાલ્પનિક વાર્તાઓમાં પણ ચાલે તેમ નથી. વિરોધી મતમાં જે સારું હોય તે વીણીવીણીને પહેલાં બતાવવું એ વિરોધ કરવાની પણ પ્રતીતિજનક રીત છે.

આ ઉપરથી તમે રખે એમ માનતા કે પરદેશોમાં મેં કંઈ નરસું જોયું નથી અથવા એક અમેરિકન ફાઉન્ડેશને મને આમંત્રણ આપ્યું તેથી પાશ્ચાત્ય દેશોનો હું પરમ પ્રશંસક બની ગયો છું. પરન્તુ ઉપર જણાવી એ નક્કર હકીકતો છે અને આપણે એમાંથી ઘણો બોધ લેવા જેવો છે. મેં મારાં પર્યટનોમાં નરસું પણ જોયું છે કાગડા બધે જ કાળા હોય છે. ધર્મોના અભ્યાસમાં મને ઊંડો રસ છે, અને તેને પરિણામે એમ માનતો થયો છું કે ઈશ્વર કરતાં કર્મ મહાન છે અથવા કહો કે કર્મ એ જ ઈશ્વર છે. ' કર્મ ' નો અર્થ પુરુષાર્થ તેમજ કેટલેક અંશે પ્રારબ્ધ છે. પણ એમાંના પ્રત્યેકની માત્રા પરત્વે આપણે અજ્ઞાન છીએ, અને એ જીવનનાં પરમ રહસ્યોમાંનું એક છે. મારું આત્મવૃત્તાન્ત કહેવા અહીં બેઠો નથી, પણ નરસાથી અસ્પૃષ્ટ રહી શક્યો એ બદલ કર્મને ધન્યવાદ આપવો કે ઈશ્વરને એ મારી મર્યાદિત બુદ્ધિને સમજાતું નથી. બેર - કનૈયાલાલ ગોવાએ ' અંકલ શેમ ' લખ્યું તેમ હું પણ અનેક દેશોની ગટરો વિશે લખી શકું, પરન્તુ મારા પર્યટનનો આશય એ નહોતો. આપણે એક કાળે સાત્ત્વિક કદાચિત્ હોઈશું; મારા માનસરોગવૈજ્ઞાનિક મિત્ર ડૉ સ્ટેનલી લીવીએ મને એક વાર વાતચીતમાં કહ્યું હતું, " તમારા દેશના લોકો ચિન્તા દૂર કરવા માટે ડેલ કાર્નેગીની

ચોપડીઓ 'હાઉ ટુ સ્ટોપ વરિઇંગ એન્ડ સ્ટાર્ટ લીવિંગ' વગેરે વાંચે છે એથી મને આશ્ચર્ય થાય છે, કેમકે જગતમાં અમારો દેશ ચિન્તાને કારણે સૌથી વધુ પીડાય છે અને અહીંના દર્દીઓને અમે 'મહાશાન્ત' 'રામાયણ' 'ઉપનિષદો' 'ધમ્મપદ' જૈન ગ્રન્થો આદિમાંથી અને ચીનના પ્રાચીન સાહિત્યમાંથી ચૂંટેલા અનુવાદો વાંચવાની ભલામણ કરીએ છીએ તમારો ચિન્તનનો ખજાનો અખુટ છે." મે કહ્યું, 'અમારી ભાષામાં 'ચિન્તા' અને 'ચિન્તન' શબ્દો એક જ મૂળમાંથી આવે છે; કદાચ એ કારણથી તો, હોમિયોપેથિક વૈદકવિજ્ઞાન પ્રમાણે, બીજો પહેલાનું વારણ નહિ બનતો હોય? બાકી, તમારી ચિન્તાનાં કારણ એમ ચોપડીઓ વાંચ્યે શે દૂર થાય? અમેરિકા કરોડો ડોલરનું એસ્પિરિન ખાય છે તોય એના માથાનો દુખાવો દૂર થતો નથી, કેમકે તમારા મગજમાં બુલ્ગેનિન નાચો રહ્યો છે!" આવી ટીકાઓ તો અમેરિકનો ખૂબ ઉલ્લાસથી સાંભળે છે. પશ્ચિમનો લગભગ પ્રત્યેક બુદ્ધિશાળી માણસ માને છે કે ત્યાંની વ્યક્તિ અને સમષ્ટિને સાચું આશ્વાસન પૂર્વમાંથી લાધશે. આમ છતાં, સૈકાઓ થયાં તામસિક બનીને એક પ્રજા તરીકે બંધમસ્તિષ્ક રોગથી આપણે પીડાઈએ છીએ અને પશ્ચિમની સતત કાર્યરત, ચેતનભરી, રાજસિક સંસ્કૃતિઓ પાસેથી આપણે ઘણું

દેશોનાં સ્ત્રીપુરુષો અવારનવાર ત્યાં આવતાં અથવા અમે તેમને બોલાવતા. હવાઈ દળ અને ખુશ્કી સૈન્ય સાથે જોડાયેલા અમેરિકન અમલદારો, જે યેલના લશ્કરી શિક્ષણ લેતા વિદ્યાર્થીઓને તાલીમ આપતા હોય તેઓ પણ અવારનવાર ત્યા આવતા. પચાસ વર્ષ પહેલાં જગતમાં સૌથી વધારે દેશાટન કરનાર પ્રજા ઇંગ્લંડની હતી; આજે અમેરિકાની છે. જગતનાં નાણાબજારનો રાજા ડૉલર છે, અને રશિયા અને લાલ ચીન જેવા સામ્યવાદી દેશોમાં પણ તેનો ઉત્સુકતાપૂર્વક સ્વીકાર થાય છે. અમેરિકામા તો નાણાંની આયાત-નિકાસ ઉપર કોઈ નિયમન નથી, પણ જગતના લગભગ બધા દેશોમાં એવાં નિયમન હોવા છતાં ડૉલરનાં જેટલાં કાળાં બજાર થાય છે તેટલાં બીજા કોઈ પણ દેશનાં નાણાંનાં થતાં નથી. આ વિશે પછી કોઈ વાર વાત કરીશ પણ આ બધાં કારણે કોઈ સુશિક્ષિત અમેરિકન સાથે વાર્તાલાપ કરવો, એટલે જગતના અનેક દેશો વિશે વિવિધ દૃષ્ટિએ જ્ઞાન મેળવવું. બ્રિટન અને ફ્રાન્સે ઇજિપ્ત સામે નિષ્ફળ પોલીસપગલાં લીધાં, પણ ભારતના એક મોટા શહેર જેટલી વસ્તી ધરાવતા ઇઝરાયેલે બધા આરબ દેશોને એક સામટા મુંઝવી મૂકયા ત્યારથી-ઇઝરાયેલમાં મારા જેવા અનેકોનો રસ વધી ગયો હશે. આ નાનકડો દેશ બ્રિટિશ શાહીવાદીઓ અને અમેરિકન મૂડીપતિઓના ટેકાથી પેદા થયો છે. પણ એમાં એવું તે શું છે કે આખી દુનિયાને એ પડકાર કરી શકે છે? શું બાઇબલમાં ભાખેલી ભવિષ્યવાણી જ છેલ્લા બે હજાર વર્ષથી દેશેદેશમાં રઝળતી અને પીડાતી યહૂદી જાતિનું એક માત્ર પ્રેરણાસ્થાન છે? અંગ્રેજી 'ઍન્ટિ-સેમિટિસિઝમ' શબ્દનો 'યહૂદીવિરોધવાદ' એવો ખોટો અર્થ કરવામાં આવે છે, કેમકે આરબો અને યહૂદીઓ બન્ને 'સેમિટિક' છે. આમ છતાં એ બન્ને વચ્ચે આટલો ભેદ શાથી, એ પ્રશ્ન, ઓછામાં ઓછું, દરેક અવિકસિત રાષ્ટ્રે તો વિચારવા જેવો છે. કાશ્મીરની જેમ ઇઝરાયેલમાં છોકરીઓ પણ લશ્કરમાં જોડાય છે અને ચોકી કરે ` ગમે તે પળે બંદૂકનો અવાજ સંભળાય એવા સંજોગોમાં ...:

અને જેરુસલેમની યુનિવર્સિટીઓ શિક્ષણ, સંશોધન અને પ્રકાશનનું અવિરત કામ કરે છે. શિકાગોમાં રહેતા મારા એક ભારતવાસી મિત્રે 'પૂછ્યું', 'મારે વળતી મુસાફરીમાં બીરુત થઈને ભારત જવાનું નક્કી થયું છે. પણ એ શી રીતે ફાવશે?' મેં કહ્યું, 'જરૂર જાઓ. મધ્યપૂર્વની એક જુદી દુનિયા જોશો ઊંટ અને ટેન્કનું તંત્ર એક સાથે કેવું ચાલે છે એ ત્યાં જ જોવા મળશે. બીરુતની અમેરિકન યુનિવર્સિટી એ પ્રકારની આદર્શ સંસ્થા છે. જગતની વિવિધ પ્રાચીન સંસ્કૃતિઓ અને ધર્મોની જન્મભૂમિ અને કબ્રસ્તાન મધ્યપૂર્વ છે અને સંસ્કૃતિના કોઈ પણ અભ્યાસી માટે તો એ પરમ તીર્થધામ છે. પણ સૌથી વધુ તો તમે ઈઝરાયેલ જાઓ અને અમને કહો કે એનો સમૂળગો નાશ કરવાને તલપી રહેલા પાડોશીઓની વચમાં એ દેશ કેવી રીતે આગળ ધપી રહ્યો છે. આ સાર્વભૌમ રાજ્ય રાજકારણની કુટિલતાને પરિણામે પેદા જ થયું ન હોત તો જગતની શાન્તિ માટે સારું હતું, પણ હવે જે રીતે એ ટકી રહ્યું છે તે સર્વેએ જોવા જેવું છે. આરબ દેશો સાથે તો એને રાજકીય સંબંધ નથી, એટલે કોઈ પણ આરબ દેશમાંથી ઈઝરાયલ જવાનો 'વીસા' મળે એમ નથી વળી જેણે ઈઝરાયલનો 'વીસા' મેળવ્યો હોય એવા કોઈને આરબ રાજ્યો પોતાને ત્યાં દાખલ પણ થવા દેતાં નથી. એટલે તમે સાઈપ્રસથી ઈઝરાયેલ જઈ શકો.' આ ભાઈ આ પત્ર લખું છું ત્યાંસુધી અમેરિકાથી નીકળ્યા નથી, પણ તેઓ આ પ્રવાસ કરશે તો આપણને ઘણું જાણવા મળશે.

ઈઝરાયેલની તલ-અવીવ યુનિવર્સિટીના મુખ્ય લાયબ્રેરિયન ડૉ. બર્નહાડ શિડોર્સ્કી આમ તો ઘણી વાર મળતા, પણ તા. ૨ જી એપ્રિલે જમવાના ટેબલ પર એમની સાથે એકાદ કલાક વાતો થઈ. મૂળ એ રશિયાના, પણ પછીથી જર્મનીમાં આવીને વસેલા હિબ્રૂ જેવી એક વારની સંસ્કારી, પણ પછી ઘણા સૈકા સુધી અણખેડાયેલી રહેલી ભાષાને એ લોકોએ રાજભાષા તેમજ રાષ્ટ્રભાષા તરીકેનું સ્થાન આપ્યું છે. બહારથી આવતા મુલાકાતી પ્રોફેસરો અંગ્રેજી બોલે,

પ્રસંગવશાત્ બીજાઓને પણ બોલવા દેવામાં આવે, પરન્તુ છેવટે તો હિબ્રૂ આવશ્યક છે. આ નાનકડા દેશમા હિબ્રૂ ભાષાનાં એક હજાર પુસ્તકો દર વર્ષે પ્રકટ થાય છે તે ઉપરથી શિક્ષણ પાછળ થઈ રહેલા પ્રચંડ પ્રયત્નની કલ્પના થઈ શકશે. જગતના અનેક દેશોમાથી સ્થળાન્તર કરીને યહૂદીઓ ઇઝરાયેલમા આવે છે. પણ એક તરફ યુરોપ અને બીજી તરફ આરબ દેશોમાંથી આવતા યહૂદીઓ વચ્ચે વિશાળ સાંસ્કૃતિક અંતર છે. યુરોપના યહૂદીઓ યુરોપિયન સંસ્કૃતિનો અર્ક છે, પણ આરબ દેશોના યહૂદીઓ અને ગણમાં ફરતા બેદુઇનો વચ્ચે ઝાઝો ફરક નથી. આ સર્વ ભેગા તો થાય છે, પણ વિચારોની એક સર્વસામાન્ય ભૂમિકા ઉપર એ બધાને મૂકવાનો પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે. એ માટે પ્રથમ તો બેત્રણ માસનો હિબ્રૂ ભાષા, યહૂદી ઇતિહાસ, પૅલેસ્ટાઇનની સંસ્કૃતિ આદિનો અભ્યાસક્રમ બધાને આપવામાં આવે છે. પ્રાથમિક નિશાળમાં બાળક દશ વર્ષનું થાય ત્યારથી હિબ્રૂ ઉપરાંત બીજી બે ભાષા શીખે છે, એ બે ભાષામાંથી એક અંગ્રેજી હોય છે અને બીજી ફ્રેન્ચ કે અરબી હોય છે મિત્રની ભાષા જાણવાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર શત્રુની ભાષા જાણવાની છે!

હૂંડિયામણની મુશ્કેલીને કારણે ભારતમાં પ્રકટ થતાં પુસ્તકો ઇઝરાયેલને મળી શકતાં નથી એ વિશે શિકોરસ્કીએ વાત કરી. અમારે પણ યહૂદીઓ અને ઇઝરાયેલને લગતાં પુસ્તકોની જરૂર છે, અને જો તેઓ લખશે તો આ પ્રકારના વિનિમયની વ્યવસ્થા વડોદરા યુનિવર્સિટી લાઇબ્રેરી મારફત થઈ શકશે એમ મે તેમને જણાવ્યુ.

ન્યૂ હેવનમાં છેલ્લું કામ રહ્યુ મિત્રોની વિદાય લેવાનું. મારા પરમ મિત્ર ડૉ સ્ટેનલી લીવીને ત્યાં તા. ૫ મી એપ્રિલે સાંજે જમવા ગયો અને કલાકો સુધી એમના કુટુંબ સાથે વિદાયની વાતો કરી. તા. ૬ ઠ્ઠી એપ્રિલે બપોરે ડૉ અલેકઝાન્ડર વિન્સ્ટન અને તેમનાં પત્ની જેઓને વિશે મેં અગાઉના પત્રમાં લખ્યુ હતું તેમની સાથે ભો. લીધું. નવસારીના એક વિદ્યાર્થી શ્રી. રમેશ દેસાઈ યેલમાં ઇજને-

અભ્યાસ કરે છે, તેઓ તથા ડૉ કાનેતકર બે જ જણ ન્યૂ હેવનમા એવા હતા કે જેમની સાથે હુ ગુજરાતીમાં વાત કરી શકુ રમેશ દેસાઈની નાલેજ દૂર હોવાથી તેમજ અમેરિકાની અધ્યયનપદ્ધતિ પ્રમાણે સવારથી લઈ સાંજ સુધી વિદ્યાર્થીનો નગમર કસ કાઢવામા આવતો હોવાને કારણે અમારુ મળવાનુ પ્રમાણમા લાંબે ગાળે થતુ તા ૬ ઠ્ઠીએ અપરાહ્ણમા એમની સાથે ચા લીધી 'ચા લીધી' એમ સકારણ લખુ છુ, કેમકે અમેરિકામા, દક્ષિણ ભારતની જેમ કાફીનુ પીણુ લોકપ્રિય હોઈ ઉપાહારગૃહોમા પણ મારી ચા મળતી નથી અને મે તો મારા પરદેશનિવાસમા ક્યારેય કોઈ ખણ પીણુ બનાવ્યુ નથી, એટલે ગુજરાતી મસાલા સાથેની ચા પીવી એ એક નોંધપાત્ર પ્રસગ હતો તે રાત્રે કેટલાક ભારતવાસી અને ઇ ડોનેશિયન મિત્રો સાથે એક ઇટાલિયન રેસ્ટોરાંમા 'આનિયન મુઝરેના' જમ્યા અગાઉથી અને કહેવામા આ યુ હતુ કે આ વાનીનો સ્વાદ રોટના અને ડુગળીના શાક જેવો હોવાથી તમને અહી લઈ જઈએ છીએ ! નાના 'મુઝરેના'નુ કદ ગામડામા બાજરીનો મોટો રોટલો થાય છે એવા બે રોટલા જેવડુ, અને મોટાનુ કદ એનાથી યે મોટુ ! અને એક માણસ એ ખાઈ પણ જાય ! અને ખાવામા પણ છરીકાટાનો ઉપયોગ નહિ કરતાં હાથથી જ ખાવાનુ ! (લડનના એક ભારતીય રેસ્ટોરાંમા એક ભારત વાસી સજ્જનને રોટલી અને શાક છરીકાટાથી ખાવાનો નિષ્ફળ પ્રયત્ન છોડી દેવાની સલાહ અમારે નિરુપાયે આપવી પડી હતી !)

તા ૭ મી એપ્રિલે રવિવાર હોઈ યુનિવર્સિટી બધ હતી, પણ 'ડાઉન ટાઉન'મા માન નિશ્ચિન કાફેટેરિયામાં લચ લેવા ગયો ત્યારે વાકાયામા યુનિવર્સિટીવાળા પ્રો ઇનોવે અને ઓસાકા યુનિવર્સિટીના કેમિસ્ટ્રી વિભાગના ડૉ નાકાહારા એ બે જાપાની ગૃહસ્થો વિદાય-મિલન માટે રાહ જોઈને બેઠા હતા શુ જાપાની લોકોનુ સૌજન્ય અને વિવેક ! ઘેર મળવા આવે તો ઘરનાં બીજા માણસોને અગવડ થાય, તેથી કલાકથી અહી બેઠા હતા ! (એમના વતનમાં બે અઠવા-

ડિયાં ગાળવાં છે, ત્યારે જાપાનનો વધુ પરિચય થશે ) અમે સાથે જમ્યા અને બન્ને જણ઼ આગ ફોટોગ્રાફર હોઈ ત્યાં જ તેમણે ઘણા ફોટા લીધા

તે બપોરે ઇન્ટરનેશનલ સ્ટુડન્ટ સેન્ટરમાં સાપ્તાહિક ચાનો નિયત કાર્યક્રમ હતો, અને ત્યાં જવાથી એક સાથે અનેકોને મળી શકાય એમ હતું સેન્ટરના ડિરેક્ટર મિ ક્લેટોન મેગ્વાયર અને બીજા અનેક પરિચિતોને ત્યાં મળી શકાયુ તે રાત્રે ન્યૂ હેવનના એક ઉપ નગર હેમડનમા સસ્કૃતના પ્રોફેસર પાલ થીમા સાથે ભોજન લીધુ અને તેમના કુટુબ સાથે બે કલાક વાતો કરીને ભારતીય સસ્કૃતિના એ પરમ ભક્ત અને વિનમ્ર વિદ્વાનની વિદાય લીધી

તા ૮ મી એપ્રિલે સવારે ટ્રેઇનમાં ન્યૂ હેવનથી ન્યૂ યાર્ક જવા નીકળ્યો માણસનુ મન કેવુ વિલક્ષણ છે! આ પારકા પરદેશમાં એક ઘરમા આઠ સાત મહિના રહ્યો અને એમા યે ઠીક ઠીક સમય તો પ્રવાસ કરતો હતો, તો યે આ સ્થાન ઉપર એવી તે શી આસક્તિ છે કે નીકળતાં દુઃખ થાય છે? મારી પત્ની અને બાળકો ભારતમા છે આ લાબા પ્રવાસમા સુખી, આનદી અને તદુરસ્ત રહ્યો છુ અને લવલેશ ચિન્તા નથી પણ અહીંના નિષ્ણાત દાક્તરો એમ કહે છે કે "તમે પૂરા તદુરસ્ત હોવા છતાં અને ખોરાક વૈજ્ઞાનિક દૃષ્ટિએ પોષક હોવા છતા કુટુબથી અલગ રહેતા હોવાને કારણે તમે વજન ગુમાવ્યુ છે અને અમે માનીએ છીએ કે ભારત પહોચ્યા પછી તમે એ મેળવી લેશો " સ્વદેશ જવાનુ મને ગમતુ હતુ અને જાપાન વગેરે દેશોમા થઈ પાચ અઠવાડિયે ઘેર જવાને બદલે લડન થઈને ત્રણ દિવસમાં સ્વદેશ પહોચવાનુ હોત તો એક રીતે ઠીક હતુ એવો પણ વિચાર કોઈ વાર આવ્યો હતો, તો પણ ન્યૂ હેવનથી નીકળ્યો તેની આગલી સાજે બધો સામાન કાં તો રવાના થઈ ગયો હતો કે સકેલાઈ ગયો હતો ત્યારે ખાલી ઓરડો જોઈને મારુ દિલ કેમ ભરાઈ આવ્યુ ? અરણ્ય-વાસી સાધુએ પણ, માત્ર ચાતુર્માસને બાદ રાખી, એક સ્થળે ન રહેવુ

એ ભારતીય સંસ્કૃતિનો નિયમ કેટલો શાસ્ત્રશુદ્ધ છે તે અહીં સમજાયું. માટે જ સાધુને 'પરિવ્રાજક'–પર્યટન કરનાર કહ્યા છે.

લંડનમાં જેમને ઘેર રહ્યો હતો તે શ્રી. કાળિદાસ પટેલ ગુજરાતી હતા, અને એ રીતે તેમના ઘરમાં મારો કંઈક અધિકાર હતો એમ કહી શકું. પણ મિસિસ ટુમોસા અને તેમના ઓછાબોલા પણ માયાળુ પતિએ તેમના ઘરમાં મને પુત્રવત્ ગણ્યો, લગભગ ધાર્મિક ચોક્સાઈથી મને પોષક નિરામિષ નાસ્તો આપ્યો, બરફ કે વરસાદ પડતો હોય ત્યારે કદી પણ મને જમવા માટે બહાર જવા દીધો નહિ અને કપરા શિયાળાની રાત્રે કેટલીક વાર ઊંઘમાંથી ઉઠાડીને ખવરાવ્યું, જેને કપડાંની ગડી કરતાં પણ ન આવડે એવા અવ્યવહારુ માણસને બધી સગવડો આપી, એટલું જ નહિ, પણ માતાપિતા પોતાના પુત્રને આપી શકે એવી તમામ સેવાઓ અંગત શોભાની જરાયે કલ્પના કર્યા વિના આપી, મારા કામમાં ખાસ નહિ સમજવા છતાં 'તમે માત્ર તમારા દેશનું નહિ, પણ માનવતાનું કામ કરી રહ્યા છો' એમ કહીને મને વારંવાર બિરદાવ્યો—આવાં અનેક સ્નેહબિન્દુઓ વિશે અહીં લખી શકું—એમનો અકારણ સદ્ભાવ કેમ ભુલાય? આ કુટુંબમાં રહેતાં રહેતાં સાચી અમેરિકન સંસ્કારિતાના હાર્દનો નિકટ પરિચય થયો, અને વિવિધ વર્ણો, વિવિધ ભાષાઓ અને વિવિધ આચારોના બહિરંગમાં એક માનવના ઘટઘટમાં વિલસી રહી છે એ અનુભવાયું. મેં કેટલાં વર્ષ

ન્યૂ હેવનથી ન્યૂ યૉર્ક એક્સપ્રેસ ટ્રેઈન વડે સવા કલાકમાં અને લોકલમાં પોણાબે કલાકમાં જવાય. ન્યૂ હેવન જેવા શાન્ત વિદ્યાતીર્થમાં રહેવાનું હોય અને અમેરિકાની નગરસંસ્કૃતિ જ્યાં પરાકાષ્ઠાએ પહોંચી છે એ ન્યૂ યૉર્ક આટલું નજદીક હોય એ પણ મોટો લાભ ગણાય. સવારે દસ વાગ્યે ન્યૂ યૉર્ક પહોંચી, ૫૧મી સ્ટ્રીટમાં 'એબી હોટેલ'માં જઈને તુરત પાસે જ ૪૯મી સ્ટ્રીટમાં આવેલી રૉકફેલર ફાઉન્ડેશનની ઑફિસે પહોંચ્યો. એના પ્રવાસવિભાગના મુખ્ય અમલદાર મિ. ગ્રીનફિલ્ડે ન્યૂ યૉર્કથી શિકાગો અને સાન ફ્રાન્સિસ્કો થઈ પેસિફિક માર્ગે તા. ૧૨મી મેએ મુંબઈ પહોંચવા માટેના મારા વિમાની પ્રવાસની તમામ ટિકિટો લીધી હતી અને એનાં રિઝર્વેશન 'કન્ફર્મ' કર્યાં હતાં તથા એશિયાની સર્વોત્તમ હોટેલોમાં મારે માટે રહેવાની વ્યવસ્થા કરેલી તે અંગેના કાગળો તૈયાર રાખ્યા હતા, તે બધું લીધું. માત્ર બેંગકોકથી સીમરીપ (કંબોડિયા) અને ત્યાંથી પાછા બેંગકોક આવવા માટેની વિમાની મુસાફરીની વ્યવસ્થા મારે બેંગકોક પહોંચીને કરવાની હતી, કેમકે ત્યાંની વિમાની સર્વીસ માટે

ફાઉન્ડેશનની ઑફિસેથી પાછા હોટેલે આવતાં એ જ ૪૯ મી સ્ટ્રીટમાં 'સિલોન-ઇન્ડિયા ઇન'માં જમવા ગયો. ભારતીય ખોરાક આપનાર આ ભોજનાલય વિશે કેટલાક માસ પહેલાં મુરારિલાલે કહ્યું હતું (લંડનની જેમ ન્યૂ યૉર્કમાં પણ આવાં સંખ્યાબંધ ભોજનાલયો છે); ત્યાર પછી અનેક વાર ન્યૂ યૉર્ક આવ્યો, પણ કદી ત્યાં જવાનો સમય મળ્યો નહોતો. એક સાથે સોએક માણસો બેસી શકે એટલી જગ્યા હતી, પણ બપોરે ત્યાં જમનાર હું એકલો જ હતો! મને કહેવામાં આવ્યું કે અમેરિકન મહેમાનો રાત્રે અહીં એટલી મોટી સંખ્યામાં આવે છે કે મોડા આવનારે રાહ જોવી પડે છે. ત્યાંના બંગાળી વેઇટરને પૂછ્યું કે "આ ભોજનાલય કોણ ચલાવે છે?" તો કહે, "મુબઈના એક મિ. વદિયા". 'વદિયા' નહિ, પણ 'વાડિયા' હોવા જોઈએ એમ કલ્પીને મેં તેને કહ્યું કે "અમે એક જ ભાષા બોલીએ છીએ; તમે એમને બોલાવશો?" એમની સાથે વાત કરતાં જણાયું કે વડોદરા યુનિવર્સિટીના ભૂતપૂર્વ પ્રો-વાઇસ-ચાન્સેલર પ્રો. અરદેશર વાડિયાના તેઓ નજીકના પિતરાઈ છે. એમનું નામ રુસ્તમજી વાડિયા. કાલી પારસી જબાનમાં કહે, "અરદેશર ન્યૂ યૉર્ક આવ્યા ત્યારે અહીં જ જમવા આવતા હતા!" હું જમી રહ્યો ત્યાં સુધી (અને મને જમતાં જરા વાર લાગે છે!) રુસ્તમજી મારી પાસે જ બેઠા, વિવિધ વાનીઓ આગ્રહ કરીને ખવરાવી અને મદ્રાસી પાપડ મંગાવી આપ્યા. પાપડનું મંગાવેલું પાર્સલ મદ્રાસથી હજી આવ્યું નહોતું, એટલે પાપડનો ઉપયોગ ત્યાં કરકસરથી થતો હતો છતાં!

તા. ૯ મી એપ્રિલે, એક જ દિવસે બે ફિલ્મ જોઈ–'હેવન નોઝ મિ. એલિસન' અને 'સેવન વન્ડર્સ ઑફ ધ વર્લ્ડ.' એક દિવસે બે ફિલ્મ જોઈ હોય એવું ઘણાં વર્ષ પછી બન્યું. કોઈ નબળી ફિલ્મ જોવાથી સાવ કંટાળી ગયો હોઉં તેથી તે અધૂરી મૂકીને બીજી ફિલ્મ જોવા ગયો હોઉં એવું ૧૯૩૫ અને '૪૦ ની વચ્ચે બેએક વાર અમદાવાદમાં બન્યું હશે. 'પ્રજાબંધુ' સાપ્તાહિકમાં 'ચિત્રપટ-બોલપટ'નું

કોલમ કેટલાંક વર્ષ સુધી લખતો હતો ત્યારે દેશી અને વિદેશી ફિલ્મો રસપૂર્વક જોતો હતો. પણ એ રસ ધીરે ધીરે ઓસરવા લાગ્યો, પણ અહીં વિદેશી ફિલ્મોએ એ જૂનું આકર્ષણ પુનર્જીવિત કર્યું. 'વૉર ઍન્ડ પીસ', 'ટેન કમાન્ડમેન્ટ' અને 'ટી હાઉસ ઑફ ધ ઑગસ્ટ મૂન' જેવી સંખ્યાબંધ કલાકૃતિઓ જોઈ, ચિત્રપટકલાના શિરમોર જેવી ફ્રેન્ચ, ઇટાલિયન અને જાપાનિસ ફિલ્મો જોઈ ખાસ કરીને એક એક જાપાનીસ ફિલ્મ માટે તો એક એક લેખ લખવાનું મન થાય, પરંતુ એ લખવાનો મને સમય નથી કે તમારી પાસે એ છાપવાની જગ્યા નથી

'હેવન નોઝ મિ ઍલિસન' એ ફિલ્મ બીજા વિશ્વયુદ્ધમાં પૅસિફિક મહાસાગરના એક ઉજ્જડ ટાપુ ઉપર એક અમેરિકન સૈનિક અને એક અમેરિકન સાધ્વીની નિર્દોષ મૈત્રીની કથા છે પણ 'સેવન વન્ડર્સ ઑફ ધ વર્લ્ડ' વિશે થોડીક પંક્તિઓ અહીં લખીશ. એ 'સિનેમા' નથી, પણ 'સિનેરામા' છે આપણા દેશમાં મુંબઈ કે કલકત્તા જેવા શહેરોમાં 'સિનેરામા' બતાવાય છે કે કેમ એ મને ખબર નથી, એટલે તે વિશે અહીં લખું છું. 'સિનેરામા' જગતની ઊડતી મુસાફરી કરાવે છે. જાણે વિમાનમાં ઊડતાં ઊડતાં જગત જોતા હોઈએ એવો ભાસ-નહિ, પણ અનુભવ તે જોતાં થાય છે ન્યૂયૉર્કથી અર્ધી દુનિયા ઉપર ઊડીને સ્વદેશ જવા નીકળવાનું છે તેના આગલા દિવસે જ તે જોયું (મિત્રોની એ માટે સૂચના તો કેટલાક મહિનાથી હતી) એ પણ સુભગ અકસ્માત હતો

પ્રાચીન ગ્રીકો જગતની સાત અજાયબીઓ વર્ણવતા હતા. એમાંથી માત્ર પિરામિડ આજે અખંડ વિદ્યમાન છે. એટલે આ 'સિનેરામા'ને અપાયેલું 'સેવન વન્ડર્સ' નામ, ન્યાયશાસ્ત્રની પરિભાષામાં કહીએ તો, 'ઉપલક્ષણ' છે, અને 'જગતનાં જોવા લાયક સ્થળો' એટલો જ તેનો ભાવાર્થ છે. 'બધા પ્રેક્ષકો જાણે 'પાન-અમેરિકન ઍરવેઝ'ના એક જંગી વિમાનમાં ન્યૂ યૉર્કના મેનહટન ટાપુ

ઉપરથી ઊડયા અને સ્વતંત્રતાના પૂતળાને સલામ કરીને દક્ષિણ અમેરિકા, જાપાન, કંબોડિયા, ભારત, ઇજિપ્ત, અરબસ્તાન, આફ્રિકા, તુર્કી, ઇટલી અને છેવટે ધરતીનો છેડો ઘર એ પ્રમાણે પાછા યુનાઇટેડ સ્ટેટ્સમાં આવી પહોંચ્યા. આ 'સિનેરામા'નો નિર્માતા વિમાનના પાઇલટ તરીકે વારંવાર દેખાય અને ત્યાંથી જ નીચે પસાર થતાં સ્થાનો વિશે છટાદાર ભાષણ કરતો સંભળાય, એટલે પોતે પ્રવાસ કરી રહ્યા છે એવો પ્રેક્ષકોનો આભાસ વધારે દૃઢ બને ! આ માત્ર રંજન નથી, પણ લોકશિક્ષણ છે. અને જે દેશના લોકો જગતમાં સૌથી વધારે પ્રવાસ કરે છે અને પરિણામે અનુભવ મેળવે છે એના કરતાં એશિયાના ગરીબ દેશોમાં આવું બનાવાય તો એનું શૈક્ષણિક મૂલ્ય ઘણું વધારે અંકાય. જાપાનનાં કલાત્મક નૃત્યો અને અદ્ભુત ઉદ્યાનો, અરબસ્તાનનાં ભયાનક રેગિસ્તાન, કંબોડિયાનાં પ્રાચીન હિન્દુ મંદિરો, કદાવર યુરોપિયનો જેમની આગળ વામન લાગે એવા આફ્રિકાના આદિવાસીઓનાં નૃત્યો, રોમના ઉત્સવો, દક્ષિણ અમેરિકાની અરણ્યશ્રી—આ બધું રસપ્રદ વિવેચન સાથે આકાશમાંથી તેમજ નીચે ઊતરીને ફરતા પ્રવાસીની નજરે જોવા મળે ! ભારત વિશે જે બનાવાયું—મદારી, દેવદાસીઓ, વરઘોડા, રેલવેનાં અંધેર—એમાં સમભાવનો અભાવ હતો, એટલું જ નહિ, પણ સીધા કટાક્ષો હતા. હતું તો દોષદર્શન, પણ એ ખોટું હતું એમ આપણે શી રીતે કહીએ ?

ભારતની યુનિવર્સિટીઓ અને તેઓના પ્રશ્નો વિશે રોકફેલર ફાઉન્ડેશનવાળા ડૉ. ગીલપેટ્રિક મારી સાથે લંબાણ વાતચીત કરવા ઇચ્છતા હતા, તેથી તા. ૧૦ મી એપ્રિલે સવારે દોઢેક કલાક અમે ચર્ચા કરી. ભારતની યુનિવર્સિટીઓના મુખ્ય પ્રશ્નો, એમાં છેવટનાં વર્ષોમાં દેખાઈ રહેલાં કેટલાંક ચિન્તાજનક વલણો, સંસ્થાઓનો વહીવટ કઈ રીતે વધારે વિદ્યાભિમુખ બને અને જુદી જુદી સંસ્થાઓ વચ્ચે વિદ્વાનો સંપર્ક કેવી રીતે વધે, વ્યાપક અર્થમાં સંસ્કૃતિનો અભ્યાસ વર્તમાનકાળમાં શી રીતે ઉપયોગી બને, ખાસ કરીને ભાવનાઓ ('આઇ-

ડિયાઝ')ના વિકાસના અભ્યાસનુ અને ભાષાવિજ્ઞાનન વર્તમાન સાથે સયોજન કેવી રીતે ઉપકારક બને, ઇત્યાદિ અનેક પ્રશ્નો વિશે ઘણી વાતો થઈ અમેરિકાની સાધનસપન્ન સસ્થાઓ ભારતીય વિદ્વાનોને વ્યાપક અનુભવ મેળવવામા ગમે તેટની સહાય કરે, પણ છેવટે તો રાષ્ટ્રઘડતરના તમામ કાર્યોની જેમ, યુનવર્સિટીઓને પણ 'વિશ્વવિદ્યા'નુ આનય બનાવવાનો બોજો કેવળ ભારતવાસીઓ ઉપર જ છે એ મત મે પ્રકટ કર્યો

અમારી આ વાતો લાબી ચાલત, પણ શિકાગો જવા માટેનુ પ્લેન પકડવાનો સમય થતો હતો, એટલે ફાઉન્ડેશનથી અમી હોટેન માત્ર પાંચ મિનિટને રસ્તે હોવા છતા ટેક્સી કરીને હુ ત્યા આવ્યો અને બધો સામાન તો તૈયાર હતો એટલે તે જ ટેક્સીમા લ ગાર્ડિયા' ઍરપોર્ટ જવા નીકળ્યો ('લ ગાર્ડિયા' આનરિક મુસાફરી માટે છે, આતરરાષ્ટ્રિય ઍરપોર્ટ 'આઈડલ વાઈલ્ડ' જુદુ છે )

તા ૧૦મી એપ્રિલે બપોરે ૧૨ વાગ્યે યુનાઇટેડ એર લ ઇન્સના વિમાનમાં શિકાગો જવા નીકળ્યો શિકાગો ન્યૂ યાર્કથી પશ્ચિમે આશરે હજાર માઈલ દૂર થાય કોઈ મોટા શહેરમા પરાની ટ્રેઈનોની અવર જવર હોય તેટના મોટા પ્રમાણમાં ન્યૂ યૉર્ક અને શિકાગો વચ્ચે વિમાનોની અવરજવર છે બીજા મોટા શહેરો વચ્ચે પણ લગભગ એવુ સમજવાનું છે આ કારણે અમેરિકાના હવાઈ રાજમાર્ગો બીજા કોઈ પણ દેશ કરતાં વધુ ગીચ છે, અને તેથી વિમાની અકસ્માતો અહી પ્રમાણમા મોટી સખ્યામાં થાય છે આ પરિસ્થિતિના વૈજ્ઞાનિક ઇલાજો સૂચવવા માટે અમેરિકન સરકારે તાજેતરમા એક સમિતિ નીમેની છે મુબઈથી નીકળતાં પહેલા, આખી યે પૃથ્વીપ્રદક્ષિણા કરીને પાછા આવતાં સુધીનો લાખ રૂપિયાનો વીમો ઉતરાવીને અને દેશમા બધા જરૂરી કાગળો ઉપર સહીઓ કરીને હુ નીકળ્યો હોઈ પ્રમાણમાં નિશ્ચિન્ત હતો!

વિમાનમાં મારી બાજુની બેઠક ઉપર અમેરિકન હવાઈ દળનો એક ભૂતપૂર્વ પાઈલટ બેઠો હતો. અત્યારે તે વેપાર કરે છે, પણ બીજા વિશ્વયુદ્ધમાં તેણે કામ કરેલું; આથી તેની સાથે વિમાનો અને વિમાની મુસાફરી વિશે ઘણી વાતો થઈ, અને એ વિશેની મારી જિજ્ઞાસા સંતોષાઈ તેની પાસેથી જાણ્યું કે બીજા વિશ્વયુદ્ધમાં જાપાન સામે અમેરિકા જોડાયું ત્યાર પછી અમેરિકાના જાપાનિસ નાગરિકોએ યુદ્ધમાં જોડાવાને સરકારને અરજી કરી હતી; પરિણામે ૮૦૦ અમેરિકન-જાપાનિસ સૈનિકોની એક ટુકડી ઊભી થઈ હતી; એમને જાપાન સામે લડવા મોકલવામાં અંગત વફાદારીના પ્રશ્નો ઊભા થવાનો ભય હતો, તેથી એમને ઈટાલીમાં મોકલવામાં આવ્યા હતા અને ત્યાં એમણે ભારે શૌર્ય બતાવ્યું હતું. જો કે એ જ યુદ્ધમાં અમેરિકાવાસી જર્મનો અને ઈટાલિયનો યુરોપના જર્મનો અને ઇટાલિયનો સામે લડતા હતા (હજી પણ ન્યૂ યૉર્કમાં એવા લત્તા છે, જ્યાં જર્મન ભાષા જ બોલાય છે અને જર્મન વાનીઓ જ ખવાય છે), પણ એમના પૂર્વજો અમેરિકામાં જાપાનીઓ કરતાં વહેલા આવેલા, એટલો ભેદ ખરો.

બપોરે ૨-૨૫ વાગ્યે, ન્યૂ યૉર્કના સમય પ્રમાણે ૩-૨૫ વાગ્યે, શિકાગો પહોંચ્યા (અમેરિકા દેશ પૂર્વથી પશ્ચિમ ત્રણ હજાર માઈલ હોઈ એમાં ચાર 'સ્ટેન્ડર્ડ ટાઈમ' ચાલે છે. ન્યૂ યૉર્કના સમયથી શિકાગોનો સમય એક કલાક પાછળ, શિકાગોથી ડેન્વર એક કલાક પાછળ, અને ડેન્વરથી સાન ફ્રાન્સિસ્કો એક કલાક પાછળ. વળી ઉનાળામાં ઑફિસમાં કામ કરતા લોકો પ્રકાશમાં ઘેર જઈ, બાગ-બગીચાની ખુશનુમા હવા માણી શકે તે માટે ઘડિયાળનો કાંટો એક કલાક વહેલો મૂકવામાં આવે છે, જેને સૂર્યપ્રકાશની બચત કરવાનો સમય—'ડે-લાઈટ સેવિંગ ટાઈમ'—કહેવામાં આવે છે. સમયનો આ ફેરફાર ઉનાળામાં લંડનમાં પણ કરવામાં આવે છે.) ઍરપોર્ટથી કોચમાં શિકાગો 'ડાઉન ટાઉન'માં ગયો અને ત્યાંથી ટૅક્સી કરીને 'ઇન્ટરનેશનલ હાઉસ'માં ગયો. જો કે પાછળથી ખબર પડી કે આમ

કરવાની જરૂર નહોતી, કેમકે ઇન્ટરનેશનલ હાઉસ એરપોર્ટથી વધારે પાસે હતું! પણ કોચમાંથી ઊતરતાં મારા સ્વભાવગત ભુલકણાપણાનો એક વધુ બનાવ બન્યો જાણે ન્યૂ હેવનમાં બસમાં મુસાફરી કરતો હોઉં તેમ હાથમાં નાની 'એટેચી' લઈને ઊતરીને હું ચાલ્યો! મારો સામાન બધો બસની અંદર જ! બસનો ડ્રાઈવર-કન્ડક્ટર (મજૂરી અતિશય મોંઘી હોવાને કારણે અમેરિકામાં બધે ડ્રાઈવર-કન્ડક્ટર એક જ હોય છે અને પર્યટનની બસોમાં તો એક જ માણસ બસ હાંકવા ઉપરાંત ભોમિયા તરીકે ભાષણ કરે છે, સાથે ફરે છે અને હોટેલોમાંથી ઉતારુઓને બોલાવી પણ લાવે છે) મારી પાછળ દોડ્યો અને બૂમો પાડી કે 'સાહેબ! તમારો સામાન રહી ગયો છે!' ત્યારે મને ભાન આવ્યું કે હું ન્યૂ હેવનમાં નહિ, પણ શિકાગોમાં છું પાછો આવી, સામાન ઉતરાવીને ઇન્ટરનેશનલ હાઉસમાં ગયો વડોદરાના મારા બે સહકાર્યકરો—અંગ્રેજી વિભાગવાળા શ્રી કટક અને યુનિવર્સિટીની માધ્યમિક શાળાના આચાર્ય શ્રી કિશોરકાન્ત યાજ્ઞિક અહીં રાહ જોતા બેઠા હતા તેઓ અહીં હતા, માટે મેં ઇન્ટરનેશનલ હાઉસમાં ઊતરવાનું રાખ્યું હતું તેમની સાથે ચા પીધી અને મોડી રાત સુધી વાતો કરી

બીજે દિવસે, તા ૧૨ મી એપ્રિલે સવારે હું અને શ્રી કટક શિકાગો યુનિવર્સિટીનું પ્રાચ્ય વિદ્યામન્દિર (ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ) જોવા ગયા આ સંસ્થા મુખ્યત્વે ઇજિપ્ત અને મધ્યપૂર્વના દેશોની સંસ્કૃતિ વિશે કામ કરી રહેલી છે એસિરિયાની કીલાકાર લિપિના શિલાલેખો ('ક્યુનિફોર્મ ઇનસ્ક્રિપ્શન્સ')ના શબ્દકોશનું કામ અહીં કેટલાંક વર્ષોથી ચાલી રહ્યું છે અને એ માટેનો એક અલગ વિભાગ ત્યાં છે એ વિભાગ તથા સંસ્થાનું નાનું પણ પ્રતિનિધિત્વવાળું મ્યૂઝિયમ જોયું

બપોરે સંસ્કૃતના મદદનીશ પ્રોફેસર (પ્રોફેસર અહીં કોઈ નથી) જ્યોર્જ બોબ્રિન્સ્કોયને મળ્યો તેઓ હમણાં વિદ્યાર્થીઓના ડીન તરીકે

પણ કામ કરે છે તેઓ મૂળ રશિયાના છે અમેરિકાની યુનિવર્સિટીઓમા તથા બીજા વ્યવસાયોમા રશિયનોનું પ્રમાણ ધારવામાં આવે છે તે કરતા વધારે છે, અને તેમાંના કેટનાક સામ્યવાદી સત્તાની સ્થાપના પછી આવેના શરણાર્થીઓ પણ છે પ્રો ઓસ્ખિન્સ્કીય સાદા, સરલ, નિરાડબરી કોઈ પણ પ્રકારના 'અમેરિકન ટચ' વિનાના છે આપણા દેશના શિક્ષણશાસ્ત્રીઓ જે તરફ હમણાં ઘણુ ધ્યાન આપી રહ્યા છે તે 'જનરલ એજ્યુકેશન' અગે ઘણા પ્રયોગો અને તે અગે સતત ફેરફારો શિકાગો યુનિવર્સિટીએ કર્યા છે એની પડોશી શિક્ષણસસ્થાઓ આ બાબતમા શિકાગોની પુષ્કળ ટીકાઓ પણ કરે છે ગમે તેમ, પણ અમેરિકામાયે 'જનરલ એજ્યુકેશન' એ નવો વિષય છે, અને ત્યા પણ नासौ मुनियस्य मत न भिन्नम् એવી સ્થિતિ એ બાબતમાં પ્રવર્તે છે અને યેલ જેવી જૂની યુનિવર્સિટીમાં તો 'જનરલ એજ્યુકેશન'નો વિભાગ જ નથી

શિકાગોમા 'જનરલ એજ્યુકેશન'ના અભ્યાસક્રમ અગે ભારતીય સસ્કૃતિ અગેની વાચનસામગ્રી વિદ્યાર્થીઓને પૂરી પાડવા માટે 'ઇન્ડિક સિવિલિઝેશન' (અમેરિકામા અભ્યાસાત્મક લખાણોમાં 'ઇન્ડિયન'ને બદલે 'ઇન્ડિક' શબ્દ કેટનાક વર્ષથી વધુ પ્રચારમાં છે, કેમકે 'ઇન્ડિયન' શબ્દ વડે ત્યાં અમેરિકન ગતા ઇન્ડિયનોનો ભ્રમ થાય છે) વિશેના કેટનાક પુસ્તકો બહાર પાડવામાં આ યા છે તે પ્રો ઓસ્ખિન્સ્કીએ બતા યા, અને હવે પછી જે પ્રકટ થવાનાં છે તેની યોજના બતાવી એમાં કેટલાક લેખો નવા લખાવીને છાપ્યા છે, જ્યારે બીજા કેટનાકની પસદગી અગાઉ પ્રકટ થયેનાં લખાણોમાંથી કરવામા આવી છે પ્રાચીનથી માંડી અર્વાચીન-અદ્યતન સુધીના ઘણા પ્રશ્નો એમાં આવી જાય છે અને વિષયો તેમ જ લેખકોની પસદગી પૂરતી વૈવિધ્યપૂર્ણ છે

ભારતીય ભાષાઓમાં શિકાગો યુનિવર્સિટીમાં સસ્કૃત પ્રાકૃત અને પાલિનુ શિક્ષણ અપાય છે અર્વાચીન ભાષાઓમાં બગાળીના

પુસ્તકાલય માટે રૉકફેલર ફાઉન્ડેશને કેટલાક ઓરડાઓની દેણગી કરી છે, અને શાન્તિનિકેતન રહીને અભ્યાસ કરી આવેલા એક અધ્યાપક દ્વારા બંગાળીનો વિભાગ શરૂ થાય એવો સંભવ છે. હિન્દી માટે વિચારણા થાય છે એમ કહેવામાં આવ્યું આ મે માસમાં ભારતીય વિષયો ઉપર કામ કરનારા અમેરિકાના વિદ્વાનોની એક પરિષદ શિકાગોમાં મળવાની છે એમાં હાજરી આપવા માટે પ્રો. બ્રાઉન્સ્કોયે મને સૂચન કર્યું, પણ મે માસની અધવચમાં તો મારે ભારત પહોંચવાનું હોઈ એ શક્ય નહોતું

ત્યાર પછી એન્થ્રોપોલોજીના પ્રોફેસર મિલ્ટન સિંગરના સૂચનથી એમના વિભાગની એક સેમિનારમાં હાજરી આપી રાંચી કૉલેજના એક લેક્ચરર શ્રી. લલિતાપ્રસાદ વિદ્યાર્થી જે હાલ અહીંના વિદ્યાર્થી છે (એ કૉલેજના પ્રિન્સિપાલ શ્રી દુબેએ એમને વિશે મને ન્યૂ હેવનમાં વાત કરી હતી) તેમણે ગયાના તીર્થગોર 'ગયાવાલ' બ્રાહ્મણો વિશે એક નિબંધ વાંચ્યો નિબંધવાચનને અંતે થોડીક ચર્ચા થઈ.

શિકાગો પ્રમાણમાં જૂનું ગીચ ઔદ્યોગિક શહેર હોઈ વૉશિંગ્ટન જેવાં સુયોજિત નગરોની તુલનાએ અણઘડ લાગે છે. વળી મોટાં સરોવર નજીક તેથી અને લગભગ આખું વર્ષ પવન ફૂંકાતો હોવાને કારણે અહીંની હવા પણ શરદી કરનારી છે ન્યૂ હેવનથી નીકળ્યો ત્યાર સુધીમાં ત્યાં વસંતનો પ્રારંભ થઈ ગયો હતો, પણ શિકાગોમાં તો એપ્રિલની અધવચની આ સાંજે પુષ્કળ બરફ પડ્યો અને હવામાં ઠંડીનો સારો ચમકારો આવી ગયો.

તા. ૧૨ મી એપ્રિલે શ્રી કિશોરકાન્ત યાજ્ઞિક સાથે 'સાયન્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝ મ્યૂઝિયમ' જોયું લંડનમાં જોયેલા સાયન્સ મ્યૂઝિયમ કરતાં આ ઘણું નાનું ગણાય, પણ આમાં અદ્યતનપણાનો સ્પર્શ વધારે લાગ્યો. બપોરે પ્રો. મિલ્ટન સિંગરને હું મળ્યો. આ ભાઈ અગાઉ બે વાર ભારતમાં આવી ગયા છે. પોતે સંપાદિત કરેલ 'વિલેજ

ઇન ઇન્ડિયા' એ પુસ્તક તથા બીજી કેટલીક રચનાઓ તેમણે ભેટ આપી. અમેરિકા અને ભારતમાં થતા જોબ્સના આ પ્રકારના અભ્યાસ વિશે તેમની સાથે વાતો થઈ. આ પછી ઇતિહાસ વિભાગના જુવાન અધ્યાપક મિ. સ્ટીફન હેની સાથે 'ભારતના ઘડતરમાં બ્રિટને આપેલો ફાળો' એ વિષય ઉપરની અંડરગ્રેજ્યુએટ વિદ્યાર્થીઓની એક સેમિનારમાં હાજરી આપી. લગભગ એક કલાક સુધી રસપ્રદ અને ઉત્તેજક ('પ્રોવોકિંગ') ચર્ચાઓ થઈ. ભારત જેવા પરદેશ દેશ વિશે વિદ્યાર્થીઓએ સારું વાંચ્યું અને વિચાર્યું હતું એ સ્પષ્ટ વરતાતું હતું. મિ. હેએ કહ્યું કે જુદાજુદા વિદ્યાર્થીઓને એવી વાચનસામગ્રી અપાઈ હતી કે જેથી તેમના વિચારો પરસ્પર સાથે ટકરાય અને સારી ચર્ચા જામે; જેમ કે જુદા એકે પં. નહેરુનાં લખાણ વાંચ્યાં હોય તો બીજાએ બ્રિટિશ ઇતિહાસકાર કુપલેન્ડનાં. અંડરગ્રેજ્યુએટ વિદ્યાર્થીઓ પોતાના અધ્યાપકોની હાજરીમાં આટલી સ્વતન્ત્ર રીતે ચર્ચા કરે એ આપણા દેશમાં વારંવાર જોવામાં આવતું નથી. છેવટે, જ્ઞાનની તૃષા અને સ્વતંત્ર વિચારશક્તિ વિદ્યાર્થીઓમાં જગાડી શકાય તો શિક્ષણનો મોટો હેતુ સિદ્ધ થયો ગણાય. આ ચર્ચા માત્ર સાંભળવા માટે હું ગયો હતો, પણ પાછળથી અધ્યાપકો સાથે એ વિશે વિચારોની આપ-લે કરી.

મહારાષ્ટ્ર, ગુજરાતનું સાહિત્ય અને તેનો ઇતિહાસ, ભારતની યુનિવર્સિ-ટીઓ તથા તેના શિક્ષકો અને શિક્ષણની સ્થિતિ આદિ વિશે તેમણે ઘણા સવાલો પૂછ્યા, અને મારે અમેરિકન યુનિવર્સિટીઓ અને ખાસ કરીને શિકાગોના આંતરિક પ્રશ્નો વિશે એવા જ પ્રશ્નો પૂછવાના હતા તેના જવાબ આપ્યા. અમે સમય નક્કી કર્યા વિના ગયા હતા, તોપણ તેમની સાથે બે કલાક ગાળ્યા. અમેરિકામાં અહીં તેમજ અન્યત્ર એ જોયુ કે એક વિદ્યાકેન્દ્ર તરીકે વડોદરા માટે આ લોકોને સારું માન છે.

તા. ૧૩ મી એપ્રિલે શનિવાર હતો અને સ્વજનો તથા મિત્રોની ઘણી ટપાલ તે દિવસે શિકાગો ખાતે મળવાની અપેક્ષા મેં રાખી હતી. બીજે દિવસે રવિવારે ટપાલ આવવાની નહોતી અને હુ સાન ફ્રાન્સિસ્કો જવા માટે નીકળવાનો હતો. પણ આ શનિવાર અમેરિકાના ઇતિહાસમાં વિલક્ષણ હતો. પોસ્ટમાસ્તર–જનરલ સમરફિલ્ડ તથા અમેરિકન કોંગ્રેસ વચ્ચેના મતભેદને કારણે આખા દેશમાં રવિવાર ઉપરાંત શનિવારે પણ ટપાલ વહેંચણી બંધ રાખવાનો નિર્ણય લેવાયો હતો અને તેનો આરંભ આ શનિવારથી થયો હતો. આવા મતભેદની

નહિ મળે તો નિરુપાયે પોતાને તમામ હંગામી માણસોને છૂટા કરવા પડશે, એટલું જ નહિ, પણ શનિવારે ટપાલ–વહેંચણીનું કામ બંધ કરવું પડશે ! (આમેય અમેરિકા જેવા અદ્યતન જીવનરીતિ ધરાવતા દેશનાં બધાં શહેરોમાં પણ, વેપારના કેન્દ્રરૂપ અને વહીવટના કેન્દ્રરૂપ વિસ્તારો સિવાય, સર્વત્ર ટપાલની વહેંચણી દિવસમાં માત્ર એક જ વાર થાય છે, બપોરે ત્રણ–ચાર વાગ્યે ટપાલ આવે એ કંઈ અસામાન્ય નથી ! મશીન કરતાં માણસ પાસે કામ લેવાનું અમેરિકામાં કેટલું મોંઘું છે ! ) કોંગ્રેસની નાણાકીય સમિતિએ જાહેર કર્યું કે–'સમરફિલ્ડ દાટી આપે છે !" સમરફિલ્ડે જાહેર કર્યું કે "હું દાટી આપતો નથી, મારી પાસે બીજો ઇલાજ નથી." અઠવાડિયામાં બે દિવસ ટપાલ બંધ રહેવાના સંભવથી આ પ્રવૃત્તિપ્રધાન દેશમાં હાહાકાર વ્યાપી ગયો, પણ સમરફિલ્ડે તા. ૧૩ મી એપ્રિલથી દરેક શનિવારે ટપાલ અને ટપાલઓફિસો બંધ રાખવાના હુકમ છોડી દીધા ત્યારે કોંગ્રેસની સમિતિને પ્રતીતિ થઈ કે સમરફિલ્ડે દાટી આપી નહોતી, અને છેવટે તેણે વધુ નાણાં મંજૂર કર્યાં. પરન્તુ સમરફિલ્ડે જાહેર કર્યું: "આ મંજૂરી એટલી મોડી મળી છે કે દેશભરમાં છોડેલા હુકમો પાછા ખેંચવાનો સમય નથી, માટે આ શનિવારે તો ટપાલ બંધ રહેશે જ !" છાપાંમાં, ખરેખર, એક રમૂજી નાટક ભજવાયું. શિકાગોના સરનામે લખાયેલી ટપાલ મને ક્યાં મળશે એ જાણતો નથી આ પત્ર રવાના કરું છું ત્યાં સુધી બર્કલીમાં તો મળી નથી.

અહીં બહુ કિંમતી ગણાય એવું ભોજન સાથે લઈને તેઓ ઍરપોર્ટ ઉપર આવ્યાં હતાં. ડૉ. ગમ્પર્ઝની કારમાં અમે બધાં બર્કલેમાં કાર્લટન હોટેલમાં ગયાં. આ હોટેલ જેટલી નાની છે તેટલી જ સગવડભરી છે અને રૉકફેલર ફાઉન્ડેશનના આમંત્રણથી થોડા સમય પહેલાં અમેરિકા આવેલા ભારતીય નવલકથાકાર શ્રી. આર. કે. નારાયણ પોતાનું લેખન-કાર્ય પૂરું કરવા માટે બે માસ અહીં રહ્યા હતા. મને આરામ આપવા માટે મિત્રોએ થોડી વારમાં વિદાય લીધી અને મુસાફરીના થાકને લીધે હું તુરત જ નિદ્રાધીન થયો.

બીજે દિવસે, તા. ૧૩ મી એપ્રિલે સવારે નાસ્તો કરીને બહાર નીકળ્યો. ટેકરી [illegible] 'કેમ્પસ' રમણીય છે અને આ [illegible] કોઈ પ્રવૃત્તિ જ નથી એમ કહીએ તો ચાલે. શિકાગોમાં બે દિવસ પહેલાં બરફ પડ્યો હતો, પણ એ તો બે હજાર માઈલ પૂર્વે રહ્યું ! કેલિફોર્નિયાની આ સુજલા સુફલા ભૂમિમાં બારે માસ સૂર્યનો પ્રકાશ ભોગવી શકાય છે અને ઠંડી તો અહીં સાવ ગુલામી છે. ભાગ્યેજ કોઈ ઓવરકોટ સાથે નજરે પડે છે.

બર્કલેમા ભાષાવિજ્ઞાનનો અભ્યાસ કરતા બેંગલોરના એક વિદ્યાર્થી શ્રી મિળિગિરિને પ્રો. શ્રીનિવાસે મોકલ્યા હતા. તેઓ અગિયાર વાગે આવ્યા, એટલે તેમની સાથે અહીંથી આઠેક માઈલ દૂર આલ્બનીમાં શ્રીનિવાસને ઘેર અમે જમવા ગયા, અને ત્યાં સાંજે ચાર સુધી ગપાટા માર્યા

સાંજે હોટેલ ઉપર આવી, થોડોક આરામ લઈ બહાર નીકળવાની તૈયાર કરતો હતો ત્યા ડૉ. ગમ્પર્ઝનો ફોન આવ્યો. મારી તબિયત સારી હોય અને બર્કલે હિલ ઉપર સૂર્યાસ્તનું દૃશ્ય જોવા જવું હોય તો પોતે કાર લઈને આવે એમ તેમણે જણાવ્યું. તૈયાર થઈને નીચે ઊતર્યો, એટલામાં તેઓ આવી પહોચ્યા, અને સૂર્યાસ્ત પહેલાં પહોચવું જ

જોઈએ, એટલે જલદીથી અમે નીકળ્યા અને બરાબર સૂર્યાસ્ત સમયે ઉપર જઈ પહોંચ્યા. આબુનું 'સનસેટ પોઈન્ટ' અહીં મને યાદ આવ્યું. ટેકરીના રસ્તા, જ્યાં થઈ ને અમે ઉપર પહોંચ્યા તે પણ એવા વર્તુલાકાર હતા. અને કેલિફોર્નિયાના સમધારણ હવામાનમાં આસપાસની પહાડીઓ ઉપર અને ખીણોમા લીલીછમ વનશ્રી વિસ્તરેલી હતી ત્યાંથી કેલિફોર્નિયાનો પ્રસિદ્ધ 'ગોલ્ડન ગેટ બ્રિજ' (એની પેલી બાજુએ ખુલ્લો પૅસિફિક મહાસાગર આવલો છે) અને 'સાનફ્રાન્સિસ્કો–ઓકલેન્ડ બે બ્રિજ' (આઠ માઈલનો આ પુલ જગતમા સૌથી લાંબો ગણાય છે) દૂર ક્ષિતિજ ઉપર જોયા નીચે પથરાયેલા ઓકલેન્ડ અને બર્કલે શહેરોનું સુન્દર વિહંગદૃશ્ય નજરે પડતુ હતુ. દૂર નૈઋત્યે વિશાળ સાન ફ્રાન્સિસ્કો દેખાતુ હતું આ જોતા જોતામા જ સૂર્ય ડૂબી ગયો અને ટેકરીની બીજી દિશાએથી ચઢાવો લઈ અમે નીકળ્યા ત્યાં રાત પડી ગઈ હતી, વીજળીનો સફેદ અને રાતો પ્રકાશ બર્કલે અને ઓકલેન્ડ ઉપર પથરાઈ ગયો હતો, અને નિર્જન ટેકરી ઉપરથી એનુ અવર્ણનીય પ્રકાશમય દૃશ્ય દેખાતુ હતું. નીચે ઊતરતાં અમે કંઈક રસ્તો ભૂલ્યા, પણ આમનેમ કરીને રાત્રે આઠ વાગ્યે કાર્લટન હોટેલ ઉપર આવી પહોંચ્યા.

શબ્દકોશ વિશે લંડનથી લખેલા મારા પહેલા પત્રમાં મેં વાત કરી હતી) ભાષાવિજ્ઞાનના વિભાગમાં છે. આવતે વર્ષે દક્ષિણ એશિયાના અધ્યયનનો વિભાગ શરૂ થશે. ત્યારે હિન્દી તે વિભાગ સાથે તથા ભાષાવિજ્ઞાન સાથે જોડાશે ડૉ. ગમ્પર્ઝે હિમાચલ પ્રદેશ અને ઓરિસાની કેટલીક બોલીઓને અનુલક્ષીને તથા હિન્દી પરત્વે ભાષાવિજ્ઞાનમાં અગત્યનું કામ કર્યું છે, અને રોકફેલર ફાઉન્ડેશનની સહાયથી ડેક્કન કૉલેજ તરફથી યોજાયેલા ભાષાવિજ્ઞાનના વર્ગોમાં તેમણે શિક્ષણકાર્ય કરેલું હોઈ આપણા દેશના અભ્યાસીઓમાં તેઓ સુપરિચિત છે. તજ્જ્ઞ વિદ્વાન હોવા ઉપરાંત જગતના અનેક દેશોમાં પુષ્કળ પ્રવાસ કરેલો હોઈ વ્યાપક અર્થમાં તેઓ એક સંસ્કારી સજ્જન છે.

હતું તેમ, ઘણું વિકાસ પામેલું હોવા છતાં, ઇન્ડિયનોની બધી ભાષાઓનો અભ્યાસ કે નોંધ હજી થઈ શક્યાં નથી. કેટલીક ભાષાઓ સાવ ઘસાઈને લુપ્ત થવાની તૈયારીમાં છે. કેટલીકના જાણનારા કે બોલનારા હવે માત્ર બેપાંચ જણ છે! કોઈ બોલી તો માત્ર એકાદ રડ્યોખડ્યો વૃદ્ધ જ જાણે છે! એમના ગયા પછી એની વિલુપ્તિ! આથી કેલિફોર્નિયા, ઓરેગોન વગેરે રાજ્યોમાં અમેરિકન ઇન્ડિયનોની ભાષાઓ અને બોલીઓનો ખાસ અભ્યાસ કરવાની યોજના કેલિફોર્નિયા યુનિવર્સિટીએ પીએચ ડી.ના દસેક વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપીને કરી છે. અરબીના પ્રોફેસર બ્રેનર અને એસિરિયનના પ્રોફેસર ફિન્કલસાઈન્ક સાથે પણ આ વખતે કેટલીક વાતો થઈ.

અગિયારેક વાગ્યે હોટેલ ઉપર આવ્યો ત્યારે દેશમાંથી ઘણી ટપાલ આવેલી હતી. મુંબઈ યુનિવર્સિટીના આશ્રયે આપેલાં 'શબ્દ અને અર્થ' વિશેનાં વ્યાખ્યાનોને મુંબઈ સરકારે પારિતોષિક આપ્યાનું તેમાંથી જાણ્યું. આ પારિતોષિક મારા અધ્યાપક શ્રી. અનંતરાય રાવળની સાથે વહેંચાયું એ અમારા બન્નેય માટે સંતોષ અને આનંદની વાત છે.

બપોરે ડૉ. ગમ્પર્ઝે યોજેલા લંચમાં ગયો. આ ઉપક્રમ તેમણે સારો ગોઠવ્યો, કેમકે એથી પૂર્વની ભાષાઓ અને ભાષાવિજ્ઞાન શીખવનારા ઘણા અધ્યાપકોને મળાયું. પ્રો. આર એલ. ટર્નર નિવૃત્ત થયા પછી લંડનની 'સ્કૂલ આફ ઓરિયેન્ટલ સ્ટડીઝ'ના નવા ડિરેક્ટર, પ્રો. સી. એચ ફિલિપ્સ કેટલાક સમયથી અમેરિકાના પ્રવાસે હોઈ અહીં મળ્યા. પ્રો. એમેનો ઇંગ્લંડમાં હોવાને કારણે ભાષાવિજ્ઞાન વિભાગનાં કાર્યવાહક અધ્યક્ષ મિસ મેરી હાસ (તેમણે અભ્યાસનો આરંભ અમેરિકન ઇન્ડિયનોની બોલીઓથી કરેલો, પણ કેટલાંક વર્ષથી સિયામિઝ ભાષાનો શબ્દકોશ તેઓ તૈયાર કરે છે; બર્મિઝ ભાષા પણ જાણે છે), જાપાનિસ ભાષા અને સાહિત્યના પ્રોફેસર શાઈવ્લી, જેઓ

'જર્નલ ઑફ એશિયન સ્ટડીઝ'ના સંપાદક છે (તેઓ એક મિશનરીના પુત્ર હોઈ જાપાનમાં જન્મેલા છે અને જાપાનિસ ભાષા માતૃભાષાની જેમ બોલી શકે છે) તેમની સાથે ત્યાં મુલાકાત થઈ ચાઇનિઝ અને તિબેટનના પ્રોફેસર લેસિંગ સાથે ત્યાં બે કલાક સુધી લંબાણુ વાતો થઈ અને પછી ૭૫ વર્ષના એ વૃદ્ધ મને હોટેલ સુધી મૂકી ગયા તેઓ બર્લિન યુનિવર્સિટીમાં ચાઈનિઝના પ્રોફેસર હતા અને ૧૯૩૪ માં હિટલરના ત્રાસવાદ દરમિયાન ત્યાંનુ 'રેજિમેન્ટેશન' અસહ્ય લાગવાથી અમેરિકા આવ્યા હતા (એ સમયના જર્મનીના શ્રેષ્ઠ વિદ્વાનો કાં તો ત્રાસવાદમાં નાશ પામ્યા, કાં જીવ બચાવવા આમથી તેમ ભાગ્યા કે કાં બીજા દેશોમાં જઈને વસ્યા એ જર્મનીને ભારે નુકસાન થયુ છે) મારી સાથે પોતે જૈન ધર્મ વિશે ઘણી વાતો કરવા ઇચ્છે છે એવો સંદેશો પ્રો લેસિંગે ડૉ ગમ્પર્ઝ સાથે મને કહેવડાવ્યો હતો છેલ્લાં સોળ વર્ષથી તેઓ મોંગોલિયન ભાષાનો શબ્દકોશ તૈયાર કરે છે તિબેટન બૌદ્ધધર્મમાં તેમને ઊંડો રસ હોઈ ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમાં પ્રકટ થયેલ 'સાધનમાલા' અને બીજા તાંત્રિક બૌદ્ધ ગ્રન્થો વિશે તેમની સાથે ચર્ચા થઈ જૈન ધર્મ, તત્ત્વજ્ઞાન અને આચાર વિશે

ચિનાઈ સાહિત્યમાંના જૈન ધર્મ કે તત્ત્વજ્ઞાન વિશેના ઉલ્લેખોનો ખ્યાલ આપવા મેં તેમને સૂચવ્યું, એટલે તેમણે સરળતાથી જવાબ આપ્યો, "આ હું કરી શકું એમ નથી એ બદલ દિલગીર છું; આ વિષયની ઐતિહાસિક બાજુના અભ્યાસમાં હું નબળો છું."

સાંજે સાત વાગ્યે બિર્કલિ આવ્યા. અમે એક મેક્સિકન રેસ્ટોરાંમા ગયા અને ત્યાંનો મસાલાવાળો સ્વાદિષ્ટ ખોરાક ખાધો. મેક્સિકોની રસોઈ ઉપર ઐતિહાસિક કારણોને લીધે સ્પેનની ઘણી અસર છે, પણ કહે છે કે સ્પેનના લોકો કરતાં પણ મેક્સિકોવાસીઓ વધારે મસાલા ખાય છે. ત્યાં અમારા ટેબલ ઉપર મેરી હાસ હતાં; એમની સાથે એમના સિયામીઝ શબ્દકોશ વિશે કેટલીક રસપ્રદ ચર્ચા થઈ. પાસે જ બેઠેલો બીજો એક અમેરિકન જુવાન એપ્રિલ માસની ગુલાબી ઠંડીમાં મસાલેદાર ખોરાકને કારણે પરસેવે રેબઝેબ થઈ ગયો હતો! વળી રેસ્ટોરાંના દરવાજા ઉપર પાટિયું લગાવેલું હતું–'ઇંગ્લિશ સ્પોકન' (અહીં અંગ્રેજી બોલવામાં આવે છે); અર્થાત્ અંગ્રેજી બિલકુલ નહિ જાણનારા પણ કેટલાક અહીં આવતા હશે જ! નહિ તો અંગ્રેજીભાષી દેશમાં, શિક્ષણકેન્દ્ર રૂપ શહેરમાં આવું પાટિયું મૂકવાનો શો અર્થ ?

તા. ૧૬મી એપ્રિલે બર્કલેના 'કેમ્પસ' ઉપરની પુસ્તકોની દુકાનોમાં કેટલાક કલાક ગાળ્યા. હવાઈ મુસાફરીમાં મારી સાથે વધુ પુસ્તકો રાખવાનું શક્ય નહોતું, એટલે અગાઉની જેમ, અહીંથી પણ ખરીદેલાં પુસ્તકો ટપાલ મારફત દેશમાં મોકલવાની વ્યવસ્થા કરી. The Dictionary of American Underworld—Lingo ('લિંગો–અમેરિકાની અંધારી આલમનો શબ્દકોશ') એ પુસ્તક નોંધપાત્ર હતું. બધા ધંધાદારીઓની જેમ ચોર, ધરફાડુ અને સોનેરી ટોળીવાળાઓની પણ એક 'પારસી'–રૂપી બોલી હોય છે, જેમાં ચાલુ શબ્દોમાં નવા અર્થોનું આરોપણ કરેલું હોય છે અથવા અન્યત્ર અપ્રચલિત શબ્દો એમાં હોય છે. મારા વિદ્યાર્થી શ્રી. ભાનુપ્રસાદ ચોકસી, જેમણે વિસ્તૃત 'ફિલ્ડ વર્ક'ને પરિણામે 'ચરોતરની બોલી'

વિશે મહાનિબંધ તૈયાર કરી પીએચ. ડી. ની ઉપાધિ મેળવી છે તેઓ એ પછી ગુજરાતના જુદા જુદા ધંધાદારીઓની અને ગુનાખોર જાતિઓની 'પારસી'નો અભ્યાસ કરી રહ્યા છે અને અત્યાર સુધીમાં લગભગ બે ડઝન 'પારસીઓ' તેમણે એકત્ર કરી છે.

તે દિવસે બપોરે શ્રી બિળિગિરિ સાથે 'ઇન્ટરનેશનલ હાઉસ' જોવા ગયો અને ત્યાં જ જમ્યો. સાંજે હું અને ડૉ. ગમ્પર્ઝ પ્રો. શ્રીનિવાસને ત્યાં જમવા ગયા, અને લંડન છોડયા પછી પહેલી વાર, લગભગ આઠ મહિને ખીચડી અને કઢી ખાધી!

તા. ૧૭મી એપ્રિલે બપોરે શ્રી. બિળિગિરિ આવ્યા, અને પાસેના ઓકલેન્ડ શહેરમાં જઈ ત્યાંની લિમિંગ્ટન હોટેલથી સાન ફ્રાન્સિસ્કોના એક પર્યટનમાં અમે જોડાયા.

સાન ફ્રાન્સિસ્કો એ, વૉશિંગ્ટનની જેમ, સુયોજિત નગર છે, પણ કેલિફોર્નિયાની સદાપ્રફુલ્લ નિસર્ગશ્રી અને શહેરની અંદરના ઉચ્ચાવચ પ્રદેશોને કારણે તે વૉશિંગ્ટન કરતાં ઘણું સુંદર લાગે છે. એક તરફ સમુદ્ર અને બીજી તરફ ડુંગરાઓની વચ્ચે મુખ્યત્વે ઊંચા-નીચા ઢોળાવો ઉપર સાન ફ્રાન્સિસ્કો વસેલું છે. ઊંચાનીચા પ્રદેશો એવા છે કે કોઈ કોઈ સ્થળે એક રાજમાર્ગની નીચે, સો દોઢસો ફૂટ

ઑફ સાયન્સનું મ્યૂઝિયમ વગેરે આવેલાં છે. એક્વેરિયમ સારું છે; પણ મુંબઈના 'તારાપોરવાલા એક્વેરિયમ' કરતાં મને ઘણું નાનું લાગ્યું. શિકાગો સુધી પુષ્પોનું તો શું, પર્ણોનું પણ દર્શન થતું નહોતું, પરંતુ અહીં ભરચક રંગબેરંગી પુષ્પો હતાં. ડુંગરા ઉપર ચડતા હોઈએ એવા સર્પાકાર માર્ગો સાન ફ્રાન્સિસ્કોમાં છે અને એવા માર્ગોની બંને બાજુએ પૂરો વસવાટ છે એવા એક માર્ગના શિખર ઉપરથી આ મહાનગરનું વિસ્તૃત દૃશ્યપટ જોયું.

બરાબર સંધ્યાકાળે 'ગોલ્ડન ગેટ બ્રિજ' આગળ આવી પહોંચ્યા. સમુદ્ર ઉપર પડતા, આથમતા સૂર્યના પ્રતિબિંબના સોનેરી રંગો ઉપરથી પુલને આ નામ અપાયું છે એમ કહે છે. બધાં જોવાલાયક સ્થળોની પાસે હોય છે તેમ, આ પુલની પાસે એક મોટી 'ગિફ્ટ શૉપ'— ભેટ આપવા લાયક ચીજોની દુકાન છે. ખુલ્લા સમુદ્રને કિનારે છેલ્લા ખડક ઉપર એ આવેલી છે, અને એની પાછળની મોટી બારીઓ, 'પિક્ચર વિન્ડો'—ચિત્રવાતાયનોમાંથી કાળમીંઢ ખડકો ઉપર ગર્જનાપૂર્વક સતત અથડાતાં મોજાં નિરંતર દેખાય છે. એ દુકાનમાં એક નવીન વસ્તુ દેખાઈ. કાચબાનાં નાનાં બચ્ચાં ત્યાં વેચાતાં હતાં, અને સાથેની જાહેરાતમાં જણાવેલું હતું કે આ બચ્ચાંને જીવતાં ને જીવતાં ટપાલમાં તમારે ઘેર મોકલવાની અમે ગેરંટી આપીએ છીએ! માણસની મૌલિકતા ક્યાં સુધી પહોંચે છે!

ત્યાંથી નીકળી, સાન ફ્રાન્સિસ્કોનું 'ચાઈના ટાઉન' (જે અમેરિકાના ચિનાઈ વસવાટોમાં સૌથી મોટું છે) જોઈને રાત્રે હોટેલ ઉપર આવી પહોંચ્યા, અને આવતી કાલે ટોકિયો સુધી ઊડવાની તૈયારીમાં અહીંની 'માયા' સંકેલવા માંડી.

લિ.
ભોગીલાલ સાંડેસરાના
સપ્રેમ નમસ્કાર

[૬]

## ટોકિયો, ક્યોટો અને નારા

ટોકિયો, તા ૩૦ એપ્રિલ '૫૭

સ્નેહી શ્રી હરિપ્રસાદભાઈ,

સાન ફ્રાન્સિસ્કોથી તા ૧૮ મી એપ્રિલે બપોરે જાપાન એર લાઈન્સના વિમાન 'સિટી ઓફ ઓસાકા'માં હું ટોકિયો જવા નીકળ્યો પેસિફિક મહાસાગર ઓળંગીને જનારા આ ગંજાવર વિમાનમાં સાન ફ્રાન્સિસ્કોથી બેસનારા ઉતારુઓ બહુ ઓછા હતા, કેમ કે અમેરિકાથી ટોકિયો જનારા ઘણાખરા બેચાર દિવસ હોનોલુલુમાં ગાળે છે અને ત્યાંથી ટોકિયો જવા માટેનું વિમાન પકડે છે હવાઈ ટાપુઓ તો અમેરિકન પ્રદેશ હોઈ ત્યાં જાપાન એર લાઈન્સ દ્વારા ભાગ્યે જઈ જાય ટોકિયો જનારા વિમાનોમાં ખરી ભરતી ત્યાંથી થાય છે

મારી સાથે માલ્કમ કૂક નામે આધેડ વયના એક અમેરિકન ગૃહસ્થ બેઠા હતા પરદેશોને આર્થિક અને ટેકનિકલ સહાય આપવા માટેના અમેરિકન સરકારના ખાતાના તેઓ એક અમલદાર હોઈ પોતાના નવા હોદ્દાનો હવાલો સંભાળવા ટોકિયો જતા હતા આ પહેલાં કેટલાંક વર્ષ સુધી મધ્ય પૂર્વમાં તેમણે કામ કરેલું તેમની સાથે એ ખાતાની કાર્યપદ્ધતિ વિશે ઠીક ઠીક વાતો કરી

આ તો જાપાનનું વિમાન! મુસાફરી ઘણી લાંબી હતી

જેમની ઇચ્છા હોય તેમને ટૂંકો જાપાની 'કિમોનો' પહેરવા માટે અપાયો આ પ્રકારનો ટૂંકો અને હળવો 'કિમોનો' જે ઘરમાં જ પહેરાય છે તેને 'હપ્પી' કહેવામાં આવે છે. ઘણાખરાએ એ પહેર્યો, અને લચ આપતી વખતે સુન્દર અને ચપળ પરિચારિકાએ એટલો જ સુન્દર જાપાની પોશાક પહેર્યો હતો, એટલે અહીંથી જ જાપાની વાતાવરણ જામ્યું

રાત્રે ૯ વાગ્યે (હોનોલુલુના સમય પ્રમાણે સાંજે ૭ વાગ્યે) હોનોલુલુ આવ્યું મારા સિવાયના બધા જ માણસો અહીં ઊતરી ગયા ! કહે છે કે હોનોલુલુમાં સદાકાળ તહેવારનું વાતાવરણ હોય છે. એરપોર્ટ ઉપર પણ માણસો ફૂલના હાર સાથે દેખાતા હતા. અમારા વિમાનની પરિચારિકા બધા ઊતરતા પ્રવ.સીઓને હાર પહેરાવતી હતી. મારે અહીં રોકાવું નહોતું, પણ માત્ર નાસ્તો કરવો હતો. સૌથી છેલ્લો હું ઊતર્યો. મેં કહ્યું: "મને શા માટે હાર પહેરાવો છો ? હું તો પરબારો ટોકિયો જાઉં છું." તેણે ઉત્તર આપ્યો : "અમે અહીં તમારી વિદાય લઈએ છીએ, માટે હાર પહેરાવીએ છીએ !"

મારી પાચનશક્તિ સહન કરી શકે તે કરતા વધારે અને વારંવાર વિમાનમાં ખાવાનું મળતું હોવાથી આ સાંજે વાળુ કરવાની ખાસ રુચિ નહોતી. આથી લીલા નાળિયેરની કાચલીમાં ફળ, આઇસક્રીમ અને દૂધ, જે હોનોલુલુની એક વિશિષ્ટ વાનગી ગણાય છે તે લીધી, અને એ પછી બાકીનો સમય હોનોલુલુના એરપોર્ટ ઉપરના રંગીન વાતાવરણનો આસ્વાદ લેવામાં ગાળ્યો. રાજકીય દૃષ્ટિએ આ અમેરિકન પ્રદેશ છે અને પરદેશ જતા ઉતારુની અમેરિકા છોડવાની વિધિ સાન ફ્રાન્સિસ્કોમાં નહિ, પણ હોનોલુલુમાં થાય છે. પણ ત્યાંનું વાતાવરણ અમેરિકા કરતાં સાવ જુદું—વધારે મુક્ત અને ગમ્મતભરેલું લાગતું હતું. હાવાઈમાં ત્યાંના મૂળ વતનીઓ, ચીના, જાપાની અને અમેરિકનોની તેમજ એ સર્વની મિશ્ર વસ્તી છે, એરપોર્ટ ઉપર આશરે ૩૦૦ માણસની મેદની હશે, એમાં આવાં મિશ્ર ટોળાં જ મુખ્યત્વે

નજરે પડતાં હતાં. કોઈ કોઈ વળી હાવાઈ ભાષાનાં ગીતો ગાતાં હતાં. બધાંના ગળામાં હાર તો ખરા જ!

ઍરપોર્ટ ઉપરની ચોપડીઓની દુકાનમાં એક નાની 'હાવાઈ-ઇંગ્લિશ ડિક્શનેરી' જોઈ; તેથી ત્યાં ઊભેલી અને શિક્ષિત દેખાતી એક બાઈ (તે હાવાઈ માતા અને અમેરિકન પિતાનું સંતાન હતી એ પછીથી જાણવા મળ્યું) જે ટોકિયો જતી હતી તેને હાવાઈ ભાષા વિશે જિજ્ઞાસાથી મેં પૂછ્યું. તેણે કહ્યું કે—"હાવાઈ પ્રજા તદ્દન મિશ્ર થઈ ગઈ છે, અને હાવાઈ ભાષા બોલનારા માણસો હવે પૂરા એક હજાર પણ નહિ હોય! યુવાન સ્ત્રીપુરુષો તો એ ભાષા જાણતાં જ નથી. બહારના લોકો અહીં 'હુલા' નૃત્યો જોવા આવે છે, પણ એ નૃત્યો સાથેનાં હાવાઈ ગીતો ગાનારી છોકરીઓ એના પૂરા અર્થો સમજતી નથી! અહીં ઍરપોર્ટ ઉપર તમે જે ગીતો ગવાતાં સાભળો છો એનું પણ તેમજ! આવતી પેઢીમાં તો અમારી હાવાઈ ભાષા નાબૂદ થઈ જશે!"

હોનોલુલુથી ઉતારુઓની ખરેખરી ભરતી થઈ અને વિમાન આખું ભરાઈ ગયું. ફિલિપાઈન અને જાપાનથી અમેરિકા આવેલા મારા મિત્રોએ આંતરરાષ્ટ્રિય મિતિરેખા (ઇન્ટરનેશનલ ડેટ-લાઈન) પસાર કર્યાનું પ્રમાણપત્ર પોતાને મળ્યું હોવાની વાત કરી હતી; આથી નકશા ઉપરની એ રેખા જ્યારે પસાર કરીએ ત્યારે મારું ધ્યાન ખેંચવા માટે પરિચારિકાને મેં કહી રાખ્યું હતુ. પરન્તુ એ રેખા મધ્યરાત્રે પસાર કરી અને ત્યારે તો બધા ઘસઘસાટ ઊંઘતા હતા! પણ બીજે દિવસે એ બાબતનું પ્રમાણપત્ર અપાયું, અને મેં એ પત્ર ઘેર રવાના કરવાની વ્યવસ્થા કરી. જાપાની લાકડાંનાં બીબાંથી છાપેલો એ સુન્દર રંગીન જાડો કાગળ હતો, અને એમાંનું અંગ્રેજી લખાણ તો ખરેખર કવિત્વમય હતુ. એનો સાર એ હતો કે—"જ્યાં ગઈ-કાલ, આજ અને આવતી કાલના ઐહિક ભેદો ઓગળી જાય છે એવી આ રેખા નૂતન જાપાનની પાંખો વડે પેસિફિક મહાસાગર

ઓળંગતાં તમે પસાર કરી છે. કાળ ખરેખર અનંત છે. સદ્ભાગ્ય, સુખ અને દીર્ઘાયુના સાત કૃપાળુ દેવોના અનંત આશીર્વાદ તમારા ઉપર ઊતરો !" ઘડિયાળે કરેલા સમયના વિભાગો કેટલા કૃત્રિમ છે તે અહીં સમજાય છે. સાન ફ્રાન્સિસ્કોથી હોનોલુલુનો સમય બે કલાક આગળ, ત્યાંથી વેક ટાપુઓનો બે કલાક આગળ અને ત્યાંથી ટોકિયોનો ત્રણ કલાક આગળ! સાન ફ્રાન્સિસ્કોથી નીકળ્યા પછી ટોકિયો પહોચતાં સુધીમાં ઘડિયાળ ત્રણ વાર પાછી મૂકી, અને આંતરરાષ્ટ્રિય—મિતિરેખા પસાર કરવાને લીધે તારીખ પણ એક દિવસ આગળની, એટલે કે સાન ફ્રાન્સિસ્કોથી તા. ૧૮ મીએ નીકળ્યા, પણ ૧૯ મીનો છેદ ઊડી ગયો, અને એકાએક ૨૦ મી થઈ ગઈ ! અને ઊગતા સૂર્યની દિશામાં સતત ઊડવાને કારણે રાત પણ આપણા સાધારણ અનુભવમા આવે તે કરતા ઘણી લાંબી થઈ ગઈ! ટોકિયો કરતાં ભારતીય સ્ટેન્ડર્ડ ટાઇમ ચાર કલાક પાછળ, એટલે ટોકિયો પહોંચીને હોટેલમાંથી સખ સલામતનો કેબલ ઘેર કર્યો તે જાણે બે જ કલાકમાં પહોંચી ગયો હોય એવી છાપ પડી એવું ટપાલમાંથી જાણ્યું ! ભવભૂતિએ કહ્યું છે— कालो ह्यय निरवधिर्विपुला च पृथ्वी। પૃથ્વી હવે વિપુલ રહી નથી, પણ કાલતત્ત્વ તો નિરવધિ જ છે.

તા. ૨૦મી એપ્રિલે પરોઢિયે ચાર વાગ્યે વેક ટાપુઓમાં આવી પહોચ્યા અને ત્યા સવારનો નાસ્તો કર્યો. પૅસિફિક મહાસાગરમાં ત્રિકોણાકારે આવેલા આ ત્રણ નાના ટાપુઓ છે, અને એ કેવળ વિમાનોના ઉતરાણનું મથક હોઈ વિમાન-કંપનીઓના કર્મચારીઓ સિવાય ત્યાં બીજા કોઈની વસ્તી નથી. સને ૧૯૫૨માં ભારે વાવાઝોડામાં ત્યાંનાં બધાં મકાનો પડી ગયા હતાં, એટલે અત્યારે ઊભેલાં મકાનોમાંનું એકેય પાંચ વર્ષ કરતાં જૂનું નથી.

સવારે ૬૧ વાગ્યે ટોકિયોના હનેડા ઍરપોર્ટ ઉપર આવી પહોચ્યા. આ ઍરપૉર્ટ ઉપરનું વાતાવરણ વળી આ પહેલાં જે જોયું હતું તેથી વિલક્ષણ તેમ જ આકર્ષક હતું ભારે મેદની હતી, અને તેમાં ઓછામાં

ઓછા પચાસ તો પરવાનાદાર ફોટોગ્રાફરો હશે. જાપાનમાં કેમેરા બહુ સસ્તા હોય છે અને પ્રજા સ્વભાવે કલારસિક હોઈ ફોટોગ્રાફીનો શોખ પશ્ચિમના દેશો કરતાં પણ અહીં મને વધારે જણાયો છે. નખશિખ યુરોપીય પોશાકમાં સજ્જ થયેલાં, પણ કમરમાંથી બબ્બે વાર નમીને સ્વાગત કરતાં નમણાં અને નાજુક દેખાતાં જાપાની સ્ત્રીપુરુષોને કારણે વાતાવરણ ખરેખરું પૌરસ્ત્ય, અને તે કારણે જાણે કે ગાત લાગતું હતું.

અહીં પણ વેઈટિંગ-રૂમમાં, ઊકળતા પાણીમાં બોળેલા ગરમ નેપકિન થાકેલા મુસાફરોને મો સાફ કરીને તાજા થવા માટે આપવામાં આવ્યા. આ સુરુચિ જાપાન એર લાઈન્સના વિમાનમાં બેઠા પછી જ મેં અનુભવી. જગતની બધી મુખ્ય એર લાઈન્સ પોતાના ઉતારુને સર્વ પ્રકારની અનુકૂળતા આપવા માટે પુષ્કળ પ્રયત્ન કરે છે, પણ વ્યવસ્થા અને કલાત્મકતાનો જે સુમેળ જાપાન એર લાઈન્સમાં જોયો તે બીજે ક્યાંય અનુભવ્યો નથી. પછી થોડાક દિવસ જાપાનમાં રહ્યો અને ફર્યો, તેમાં જાપાની પ્રજાના સમગ્ર જીવન વિશે આ અભિપ્રાય દૃઢતર થયો છે. અહીંની નિયમિતતા, વ્યવસ્થા અને ચોકસાઈ મને યુરોપ અને અમેરિકા કરતાં પણ ચડિયાતા લાગ્યાં, કેમકે એ બધાંની સાથે અહીં જે લાલિત્ય અને કલા જોડાયેલા છે તે બીજે ક્યાંય નહિ મળે. આ વસ્તુ શબ્દો વડે નહિ, પણ અનુભવે જ સમજાય એવી છે. માત્ર વ્યવસ્થાની વાત કરું તોપણ, આ પહેલાંની વિમાની મુસાફરીઓમાં બધે, આગળના પ્રવાસની વ્યવસ્થાનું 'કન્ફર્મેશન' મારે ટેલિફોનથી અથવા બીજી રીતે કરવું પડતું. ટોકિયોમાં પહેલી જ વાર એવું બન્યું કે હનેડા એરપોર્ટ ઉપર ઊતર્યો કે તુરત, દશ દિવસ પછી તા. ૩૦મી એપ્રિલે હોંગકોંગ જવા માટેનું રિઝર્વેશન-કાર્ડ જાપાન એર લાઈન્સના માણસે મારા હાથમાં મૂક્યું! મારા પ્રવાસમાં એ અનુભવ અપવાદરૂપ જ રહ્યો છે.

જાપાનમાં હૂંડિયામણના નિયમનો એવાં સખ્ત છે કે જેવાં બીજા થોડા જ દેશોમાં હશે. પરદેશી મુસાફરો જાપાનમાં ઊતરે કે તુરત તેમને કસ્ટમ અધિકારીઓ તરફથી એક ચોપડી આપવામાં આવે છે, તેમાં

બધા પ્રકારનું નાણું અને ટ્રાવેલર્સ ચેક વગેરેની વિગતો જાહેર કરવાની હોય છે. એ પછી જે ખર્ચાય એની વિગતો એમા લખવાની હોય છે તથા જે બૅન્ક કે હોટેલમા ટ્રાવેલર્સ ચેક આદિ વટાવવામાં આવે તેણે એમાં સહીસિક્કા કરવાના હોય છે. પરદેશી મુસાફરો વેચાણવેરો ભર્યા વિના ચીજો કાયદા પ્રમાણે ખરીદ કરે એની વિગતો પણ તે વેચનારી પેઢીઓએ એમાં ભરવાની હોય છે અને આ બધું થયા પછી, દેશ છોડતી વખતે આ ચોપડી કસ્ટમ અધિકારીને સુપ્રત કરવાની હોય છે, અને તેમાંનો હિસાબ અને વધેલી પુરાંત બરાબર છે એ જોયા પછી જ દેશ છોડવાની પરવાનગી મળે છે. મૂળ જે ચલણમાંથી જાપાનના યેન ખરીદ્યા હોય તે મૂળ ચલણમાં વધુમાં વધુ અઢાર હજાર યેન દેશ છોડતા પાછા વટાવી શકાય છે ખરા. જાપાનમાં યુદ્ધ પછી જે ભયાનક ફુગાવો પ્રવર્તમાન થયો—હવે તો તે કંઇક કાબૂમાં આવ્યો ગણાય–તેને કારણે આ બધા નિયમતો સુકાર્યા છે. બીજા વિશ્વયુદ્ધ પહેલાં એક ડૉલર બરાબર જાપાનના ત્રણ કે ચાર યેન હતા. પણ અત્યારે એક ડૉલર બરાબર ૨૬૦ યેન છે! અને જાપાનનો પરાજય થયો એ પછીના સમયમા તો યેનની કોઈ કિંમત જ નહોતી.

પરન્તુ નિયંત્રણોના આ જંગલમાથી પસાર થતાં મને જે એક સુભગ અનુભવ થયો તે વિશે અહીં લખું છું. મે એક પદ્ધતિ રાખેલી કે કોઈ નવા દેશમાં જતાં પહેલાં તે દેશનું થોડુંક નાણું ખરીદી લેવું, જેથી ત્યાં પહોંચ્યા પછી તુરત જ પરચૂરણ ખર્ચ કરવા માટે કામ આવે ન્યૂ યૉર્કમાં ફિફ્થ એવન્યુ ઉપર પરદેશી ચલણના સૌથી મોટા શરાફ પરેરા ઍન્ડ કંપનીને ત્યાં જાપાની યેન લેવા હું ગયો અને હિસાબે ડૉલર આપીને દશ હજાર યેન ખરીદ્યા, જેનું તેમણે વિધિસર વાઉચર પણ આપ્યું વળી તેમની છાપેલી પત્રિકામાં લખેલું હતું કે જાપાનમા ગમે તેટલા યેન બહારથી લઈ જઈ શકાય છે તેમજ જાપાનમાથી બહાર પણ લઈ જઈ શકાય છે, આથી એ વિશે હું નિશ્ચિત હતો. પરંતુ હોનોલુલુથી મારી પાસે બેઠેલા એક જાપાની

અહીં રહે છે. ત્યાં ભાત, મગની દાળ અને દહીં જમ્યા પછી થાક ઓછો થયો.

જાપાનની ઋતુ પણ ઇંગ્લંડ જેવી અનિશ્ચિત છે, ગમે ત્યારે વરસાદ આવે, અને ઠંડી પણ લગભગ એવી જ. એપ્રિલ માસની આ અધવચમાં પણ અહીં સારો ગરમ સૂટ પહેરવો પડે એવી ઠંડી હતી. અમે જમતા હતા ત્યારે જ બહાર પુષ્કળ વરસાદ તૂટી પડ્યો, એટલે રેસ્ટોરાંમાં બેસીને કલાકેક વાતો કરી પણ વરસાદ તો બંધ રહે એમ હતું નહિ, એટલે ટેક્સી કરીને હોટેલમાં આવ્યા. એ સમયે ટોકિયો યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર ત્સુજીનો સંદેશો આવ્યો હતો, અને તેમાં તા. ૨૪મીએ ટોકિયો યુનિવર્સિટીમાં મને લઈ જવા માટે પોતે આવશે એમ જણાવ્યું હતું. રાત્રે દશ વાગ્યે સૂવાની તૈયારી કરતો હતો અને ન્યૂ ઇન્ડિયા વીમા કંપનીની અહીંની ઑફિસના જાપાની મેનેજર મી. તાઈરા આવ્યા (શ્રી અરૂર સિવાય બાકીનો બધો સ્ટાફ અહીં જાપાની છે) અને બીજે દિવસે રવિવાર હોઈ ટોકિયોમાં નિરુદ્દેશ પર્યટન માટે નીકળવાનું અમે નક્કી કર્યું.

આગંતુક માટે જોવા જેવું હતુ. ચારે બાજુ જાણે કે મેળો જામ્યો હતો; રસ્તાની બધી બાજુએ તોરણો, પતાકાઓ, અને ખાદ્ય અને પેય પદાર્થોની નાની દુકાનો, સર્વત્ર ઉત્સવિયાંની ભીડ હતી. આવું લગભગ ત્રણ અઠવાડિયાથી ચાલી રહ્યુ છે એમ કહેવામાં આવ્યું.

જાપાનનું રાષ્ટ્રિય મ્યૂઝિયમ આ બાગમાં જ આવેલું છે, તે અમે જોયુ. પ્રદર્શિત વસ્તુઓ ઉપરનાં લેબલો બધે જાપાની ભાષામાં હતાં; જાપાની સાથે અંગ્રેજીમાં કવચિત્ જ હતા. આથી શ્રી તાઈરાની સોબત ખાસ ઉપયોગી થઈ પડી, કેમકે શ્રી. અરૂર જાપાની ભાષા સારી બોલે છે, પણ વાંચી શકતા નથી, જ્યારે શ્રી. તાઈરા બે વર્ષ ભારતમાં રહેલા હોઈ સારું અંગ્રેજી બોલે છે.

જાપાન જેવા દેશનું આ રાષ્ટ્રિય મ્યૂઝિયમ ખાસ મોટું ન ગણાય, પણ તેનું કારણ એ ખરું કે જર્મનીની જેમ જાપાનનો ઘણો સાંસ્કૃતિક ખજાનો બીજા વિશ્વયુદ્ધમાં નાશ પામ્યો છે આ મ્યૂઝિયમમાં જે વિભાગોમાં મને રસ પડ્યો તેમાંનો એક 'કિમોનો'નો હતો. જાપાનનો આ રાષ્ટ્રિય પોશાક પુરાણો છે અને તેનો રસિક ઇતિહાસ છે. જુદા જુદા સમયના અને વિવિધ પ્રકારના તથા વિવિધ પ્રસંગે વપરાતા 'કિમોનો'ના નમૂના અહીં જોયા (ઉદાહરણ તરીકે 'નોહ'ના નાટ્યપ્રકારમાં વપરાતા 'કિમોનો'). સામુરાઈ–યુગનું જાપાન એની તલવારો અને તલવારબાજી માટે પ્રખ્યાત હતુ (જાપાનની કુસ્તી 'જુજુત્સુ' એ સામુરાઈ લોકોની દાદાગીરી સામે થવા નિઃશસ્ત્ર પ્રજાજનોએ કેળવેલી અંગકસરત હતી એમ એક પુસ્તકમાં વાંચેલુ અહીં યાદ આવે છે), એટલે વિવિધ પ્રકારની, વિવિધ સમયની અને ઐતિહાસિક પુરુષોની તલવારોનો એક વિભાગ અહીં છે. બુદ્ધનાં તેમજ બૌદ્ધ ધર્મને લગતાં શિલ્પોનો સગ્રહ સમૃદ્ધ અને કિંમતી છે. એમાંનાં ઘણાં શિલ્પો લાકડાના છે અને તેમા છઠ્ઠાથી માંડી બારમા સૈકા સુધીની કાષ્ઠની બુદ્ધમૂર્તિઓ તથા બૌદ્ધ ધર્મના અન્ય દેવનાઓનાં શિલ્પો છે. ભારતમાં પથ્થરનું સ્થાપત્ય અને ભાસ્કર્ય દાખલ થયું ત્યાર પહેલાં

મન્દિરો અને મૂર્તિઓ લાકડાનાં બનતાં એ જાણીતું છે, પણ ભારતમાં આટલું જૂનું કાષ્ઠશિલ્પ ભાગ્યે જ બચ્યું છે. (જે વિરલ અપવાદો હશે એમાં ગુજરાતનાં શિલ્પોમાં, પાટણમાં મહાલક્ષ્મી માતાના મન્દિરમાં શ્રીમાલથી લાવવામાં આવેલી જગત્સ્વામી–સૂર્ય અને રન્નાદેવીની પ્રાચીન મૂર્તિ ગણાવી શકાય સૈકાઓ થયાં ચંપાના તેલથી મર્દન કરીને એનું જતન કરવામાં આવે છે. પાટણમાંથી જ મળેલી અર્ધનારીશ્વરની એક સુન્દર કાષ્ઠપ્રતિમા મુમ્બઈ પ્રિન્સ ઑફ વેલ્સ મ્યૂઝિયમમાં છે. જગન્નાથની મૂર્તિ પરાપૂર્વથી લીમડાના લાકડાની બને છે એનું એક કારણ ભારતના હવામાનમાં લીમડાનુ લાકડું જંતુઓ સામે સારું ટકી શકે છે એ હશે ગુજરાતમાં જગન્નાથજીનાં કેટલાંક મન્દિરોમાં પ્રતિમાઓ લાકડાની છે. પરન્તુ જગન્નાથજીની મૂર્તિઓ ઐતિહાસિક દૃષ્ટિએ જૂની નથી એ ધ્યાનમાં રાખવાનું છે.) પણ જાપાનમાં એવાં મેંકડો શિલ્પો જળવાયાં છે એ નોંધપાત્ર છે. ક્યોટો અને નારાનાં મ્યૂઝિયમોમાં પણ અનેક કાષ્ઠશિલ્પો પછીથી મેં જોયાં હતાં. લાકડાનાં મન્દિરો અને શિલ્પોને નડતો આગનો ઉપદ્રવ તો બધે સામાન્ય છે, પણ આપણા ગરમ દેશની હવા તથા એમાં પેદા થતાં જંતુઓ આ વિનાશમાં વધુ કારણભૂત હશે.

નેશનલ મ્યૂઝિયમના મકાનમાં જ જાપાનની પ્રાચીન ચિત્રકલાનું એક પ્રદર્શન ભરાયું હતું અને યોગાનુયોગે તે દિવસે, તા. ૨૧મી એપ્રિલે જ, એનો આરંભ થયો હતો. ચિત્રકલા અને નાટક માટે જ નહિ, પણ જીવનનાં સર્વ અંગોમાં અનુસ્યૂત કલાભાવના અને સુરુચિ માટે વિખ્યાત દેશમાં પ્રવેશતાં વેંત આવું પ્રદર્શન જોવા મળ્યું એને હું એક સદ્ભાગ્ય ગણું છું.

જાપાનનાં જુદાં જુદાં સ્થળોમાંથી—સંસ્થાઓ અને વ્યક્તિઓ પાસેથી આ ચિત્રો પ્રદર્શન માટે એકત્ર કરવામાં આવ્યાં હતાં. એમાં સમગ્ર જીવનપટના કોઈ વિશાળ અંશનું દર્શન થાય તેવા મોટા 'પેનોરમિક' ચિત્રપટો હતા તથા હાથીદાંતના દડ ઉપર સહેલાઈથી વીંટાળી

શકાય અને દીવાનખાનામા સુશોભનરૂપે લટકાવી શકાય એવાં નાનાં ઓળિયાં—'કાકેમોનો' પણ હતાં જાપાનના છત્રીસ ઐતિહાસિક સાહિત્યકારો અને કવિઓની ચિત્રમાલા આ પ્રદર્શનમા હતી એ ઘણું નોંધપાત્ર ગણાય, કેમકે કોઈ પણ દેશમાં અને કોઈ પણ સાહિત્યના ઇતિહાસમા સાહિત્યસ્વામીઓનાં સમકાલીનોએ દોરેલા ચિત્રો અતિ-વિરલ છે.

જાપાનના પ્રાચીન પાટનગર ક્યોટોમાં નદીતટ ઉપરના જીવનનાં સુન્દર ચિત્રો ત્યા હતા યોદ્ધાઓની તાલીમનાં અને પ્રાચીન જાપાનમાં ઘોડેસવારીનાં ચિત્રો પણ નોંધપાત્ર હતા, કેમકે સામુરાઈ યોદ્ધાની પરંપરા સાથે તલવારબાજી અને ઘોડેસવારી એ બે અવિનાભાવે સંકળાયેલાં છે જાપાનના મુખ્ય દ્વીપોમાં સૌથી ઉત્તરે આવેલો હોક્કાઇડો ટાપુ, જ્યા વરસમાં છ માસ બરફ રહે છે તે ઘોડાના ઉછેર માટે હજી પણ પ્રખ્યાત છે (એ ટાપુમાં વસતા, ઘોડા ઉછેરનાર કુટુમ્બના એક બહાદુર બાળક અને તેજી વછેરા વચ્ચેના નિર્વ્યાજ સ્નેહનુ કરુણ નિરૂપણ કરતી 'ફેન્ટમ હોર્સ' નામની કવિત્વમય જાપાની ફિલ્મ મે ન્યૂ હેવનમા જોઈ હતી.) 'કબુકી' અને 'નોહ'ના પરંપરાગત નાટ્ય-પ્રકારો જે આજ સુધી ચાલે છે તે પુરાતન જાપાનમાં કેવી રીતે ભજવાતા એનો ખ્યાલ આપતાં સખ્યાબંધ ચિત્રો એ પ્રદર્શનમા હતાં. 'નોહ' ભજવનાં પાત્રોના મહોરા ('માસ્ક')ના બહુસખ્ય જૂના નમૂનાઓ રાષ્ટ્રિય મ્યૂઝિયમમાં છે

રાષ્ટ્રિય મ્યૂઝિયમમાથી નીકળીને પાછા ઇમ્પીરિયલ હોટેલ આગળ આવ્યા. આ હોટેલ શાહી મહેલની સામે જ છે, તેથી તેને એ નામ અપાયું છે; અને રાજમહેલ આસપાસની પાણીથી ભરેલી ઊંડી અને પહોળી ખાઈ એક પ્રકારનું મધ્યકાલીન વાતાવરણ ખડુ કરે છે, એ દૂરથી આવતા જણાયુ. શાહી મહેલની પાસે આવેલા 'હિબિયા પાર્ક'માં કેટલોક સમય ગાળ્યો પછી મારી ઇચ્છા ટોકિયોના રાજમાર્ગો ઉપર

નહિ, પણ મધ્યમ અને ગરીબ વર્ગના વિસ્તારોમાં ફરવાની હતી, એટલે વસવાટના લત્તાઓ, જ્યાં સાંકડા રસ્તા ઉપર, નીચા કદનાં, નાનાં તકલાદી લાકડાનાં મકાનો અને ગરીબડી દુકાનો આવેલી હતી—ત્યાં અર્ધોક કલાક કારમાં ફર્યા ત્યાં જાપાનની ગરીબીની કલ્પના થઈ એ સાથે એના ધમકતા ઉદ્યોગી જીવનનો પણ કંઈક ખ્યાલ આવ્યો. જાપાન સરકારની મુખ્ય કચેરીઓ, મુખ્ય પ્રધાન અને બીજા પ્રધાનોનાં નિવાસસ્થાન, જાપાનની પાર્લામેન્ટ 'ડાયેટ'નું મકાન આદિ જ્યાં આવેલાં છે એ વિસ્તારોમાં પણ ફર્યા. જો કહેવામાં આવ્યું ન હોય તો કલ્પી પણ ન શકાય કે જાપાનની તમામ મધ્યસ્થ કચેરીઓ અહીં આવેલી હશે. પછી 'નેશનલ ગેલરી' જોઈ અને એક શાન્ત બગીચામાં આવેલું સમ્રાટ મેઇજીનું સમાધિમન્દિર જોયું કે જેના સમયમાં એક અદ્યતન રાષ્ટ્ર તરીકે જાપાનનો વિકાસ થયો હતો. ત્યાંથી બજારોના ગીચ વિસ્તારોમાં ફરીને ટોકિયોના મુખ્ય સ્ટેશન પાસેના એક ડિપાર્ટ-મેન્ટલ સ્ટોરમાં દાખલ થયા અને તેનો કેટલોક ભાગ જોયો. કોઈ પરદેશી ટોકિયોના આંતરિક વિસ્તારોમાં ન પ્રવેશે અને માત્ર રાજમાર્ગો ઉપર ફરે તો એને એમ લાગે કે પોતે અમેરિકા કે ઇંગ્લંડમાં ફરી રહ્યો છે. મકાનો ઊંચાં કે બહુ મોટાં નથી, પણ બાહ્ય વ્યવહારની રીતિ પાશ્ચાત્ય છે. કોઈ કોઈ વૃદ્ધ સ્ત્રીપુરુષ જાપાની પોશાકમાં નજરે પડશે; બાકી સર્વે યુરોપીય પોશાકમાં. બીજા વિશ્વયુદ્ધ પછી પોશાકનો આ ફેરફાર ખૂબ ઝડપી બન્યો છે, કેમકે જાપાની પોશાક વજન તેમજ ખર્ચની દૃષ્ટિએ ભારે છે, જ્યારે યુરોપીય પોશાક જાપાનના ઠંડા હવા-માનમાં કામ કરવા માટે અનુકૂળ છે. (નાનાં શહેરો અને ગામોમાં પણ યુરોપીય પોશાક લગભગ સર્વસ્વીકૃત બની ગયો છે.) ટોકિયો જેવામાં રાજમાર્ગો ઉપર પણ દુકાનોનાં બધાં પાટિયાં, કોઈ વિરલ અપવાદને બાદ કરતાં, માત્ર જાપાની ભાષામાં છે અને લોકોની ચામડીનો વર્ણ પાશ્ચાત્યોથી જુદો છે તે ઉપરથી માનવું રહે કે આપણે પશ્ચિમમાં નહિ, પણ જાપાનમાં છીએ. પેલા ડિપાર્ટમેન્ટલ સ્ટોરમાં પણ જાપાની

ગિક પ્રગતિ સાધી છે તેનું આ એક ઉદાહરણ ઉપરથી પણ કંઈક સૂચન થશે.

'નિકાત્સુ ઇન્ટરનેશનલ બિલ્ડિંગ,' જ્યાં અનેક નામાંકિત પરદેશી પેઢીઓની કચેરીઓ આવેલી છે તે ઇમ્પીરિયલ હોટેલથી થોડીક મિનિટના રસ્તે છે, અને ન્યૂ ઇન્ડિયા વીમા કંપનીની ઑફિસ ત્યાં છે. તા. ૨૨મી એપ્રિલે બપોરે ત્યાં ગયો, અને તા. ૨૩ મીએ નિક્કોના પર્યટન માટેની, અને તા. ૨૫મીએ ટ્રેઈનમાં ક્યોટો જવા માટેની ટીકીટો તેમણે મારે માટે મેળવી રાખી હતી તે લીધી, અને શ્રી. તાઈરા સાથે જાપાનના જીવન વિશે વિવિધ વાતો કરી. પણ આખો દિવસ પુષ્કળ વરસાદ હતો એટલે બહાર નીકળવાનું ખાસ બન્યું નહિ સાંજે વરસાદ જરા અટક્યો અને હું અને શ્રી. અરૂર સાથે જમવા ગયા, ત્યાં વરસાદ પાછો શરૂ થયો. કલાકેક રાહ જોઈને બહાર આવ્યા, પણ ટેક્સી મેળવી શક્યા નહિ, કેમકે એક ખાલી ટેક્સી આવે તેના ઉપર પંદર જણ ટાપી રહ્યાં હોય એ દશા હતી! રસ્તા ઉપર અમને ઊભેલા જોઈ નાયરની જાપાની પત્નીએ પોતાના નોકરને ક્યાંક ટેક્સી લેવા મોકલ્યો, પણ તે ય ખાલી પાછો આવ્યો. છેવટે એ બાઈ જાતે જઈને ૧૦૦ યેનનો ચાર્જ ઠરાવીને (મિટર પ્રમાણે, ઇમ્પીરિયલ હોટેલ જવાના ૮૦ યેન થાય! આ ઉપરથી સમજાય એવું છે કે જાપાનમાં ટેક્સી કેટલી સસ્તી છે.) ટેક્સી લઈ આવી ત્યારે અમે માંડ માંડ ઉતારે પહોંચ્યા! ત્યાં રાત્રે ૧૧ વાગ્યે અર્ધનિદ્રિત અવસ્થામાં પથારીમાં પડ્યો હતો ને નીચેથી ફોન આવ્યો કે—'તમારો તાર છે, અને નીચેથી માણસ લઈને આવે છે.' મને થયું કે દેશમાંથી કંઈ સારામાઠા સમાચાર હશે, પણ એ તો ક્યોટોની મિયાકો હોટેલનો તાર હતો. ક્યોટોમાં એ હોટેલમાં રહેવા જાઉં તે પછી તા. ૨૯ મી એપ્રિલે સવારે ત્યાંથી ટોકિયો આવવા માટે ટ્રેઈનમાં મારી બેઠકનું રિઝર્વેશન કર્યાનો એ તાર હતો અને વધુમાં સ્વાગતના શબ્દો! આવો તાર કરવા મેં જણાવ્યું નહોતું તેમ એની અપેક્ષાયે નહોતી, પણ જાપાની ચોકસાઈ

અને વિવેકનો આ બીજો એક લાક્ષણિક નમૂનો.

તા. ૨૩ મી એપ્રિલે નિક્કો જવાનું હતું, એટલે સવારે આઠ વાગ્યે ટોકિયોના મુખ્ય સ્ટેશનની સામે આવેલી જાપાન ટ્રાવેલ બ્યૂરોની ઑફિસે પહોંચ્યો. આ બુદ્ધિશાળી, પુરુષાર્થી અને પ્રગતિશીલ પ્રજાનું અંગ્રેજીનું જ્ઞાન નહિ જેવું છે, પણ પરદેશી પ્રવાસીઓ માટે, પોતાના હિતમાં જ, ભારે સગવડો તેણે ઊભી કરી છે. જાપાન ટ્રાવેલ બ્યૂરો હસ્તકનાં બધાં પર્યટનો સાથે અંગ્રેજી બોલનાર સ્ત્રી કે પુરુષ ભોમિયા હોય છે. જાપાનનાં બધાં મુખ્ય શહેરો અને જોવા લાયક સ્થળોના અંગ્રેજી નકશા અહીં બધે મળે છે, પણ એમાં અમુક સ્થળોનાં નામ અંગ્રેજી સાથે જાપાની ભાષામાં પણ છાપવામાં આવે છે, જેથી અંગ્રેજીથી અનભિજ્ઞ ટેક્સી-ડ્રાઈવરોને, પોતે ક્યાં જવા માગે છે એ સ્થળ એક શબ્દ પણ બોલ્યા વિના પ્રવાસીઓ બતાવી શકે એવા નકશા અહીં પણ અમને અપાયા અને નિક્કોના પ્રસિદ્ધ 'ટોશોગુ' સમાધિ-મન્દિરના મુખ્ય દ્વારની આકૃતિનો એક બિલ્લો સર્વને પહેરાવવામાં આવ્યો. (આ દ્વારને 'યોમેઈ મોન' એટલે કે 'સૂર્યપ્રકાશનો દરવાજો' અથવા 'હિગુરાશિમોન' એટલે કે 'ઉષાનો દરવાજો' કહે છે, અને મહત્ત્વની રાષ્ટ્રિય સંપત્તિ તરીકે એનું સંગોપન અને સંરક્ષણ કરવામાં આવે છે.) પર્યટનમાં આશરે પંદર માણસો-મોટે ભાગે અમેરિકન

ભાષામાં એ વિશે ટૂંકાં વાક્યોમાં જાહેરાત કરે. એમ કરતાં નિક્કો સ્ટેશને પહોંચ્યા, અને ત્યાંથી થોડીક મિનિટમાં બસમાં 'નિક્કો કનાયા હોટેલ' ગયા. બાર વાગ્યે ત્યાં લંચ લઈને એક વાગ્યે પાછા બસમાં ઉપર જવા નીકળ્યા

નિક્કો જાપાનનું એક સૌન્દર્યધામ છે. એક ઊંચી ટેકરી ઉપર તે આવેલું છે, 'કેગન'નો પ્રસિદ્ધ ધોધ અને 'ચેઝુન્જી' સરોવર ત્યાં છે 'ટોશોગુ' સમાધિમન્દિર વિશે તો હમણાં જ મેં નિર્દેશ કર્યો છે.. આ સર્વ આસપાસની વનશ્રીને 'નેશનલ પાર્ક' રૂપે સંસ્કારવામાં આવે છે. કાલિદાસના શબ્દો પ્રયોજીને કહીએ તો, વનલતા હવે ઉદ્યાન-લતા બની રહી છે.

તા. ૨૩ મીએ પણ સવારથી માંડી આખો દિવસ વરસાદ હતો, અને નિક્કોમાં તો ધુમ્મસને કારણે જોવામાં પણ થોડો પ્રત્યવાય હતો. (જાપાનનું હવામાન, અગાઉ કહ્યું છે તેમ, અનિશ્ચિત હોઈ જાપાનનાં દૈનિકો, પશ્ચિમની જેમ, રોજ હવામાનની આગાહીઓ પ્રકટ કરે છે.) પણ અમારે માટે આ પર્યટન પૂરું કરવા સિવાય બીજો ઈલાજ નહોતો. સર્પાકારે વળાંક ખાતા, સાંકડા, ખીણની કિનારી ઉપરના રસ્તાઓ ઉપર ચડી—જ્યાં ધુમ્મસભર્યા વાતાવરણમાં બસ ચલાવવામાં ડ્રાઈવરની હોશિયારીની પણ પાકી કસોટી હતી—'ટોશોગુ' સમાધિ-મન્દિર આગળ આવી પહોંચ્યા. ત્યારે પણ વરસાદ આવતો હતો, એટલે જાપાની મીણિયા કાગળની છત્રીઓ અમને બધાને આપવામાં આવી. (આ છત્રીઓ જાપાનિસ વરસાદમાં કામ આવે, આપણા દેશની અસાડ-શ્રાવણની ઝડીઓ કે હેલીઓમાં તો સાવ નકામી નીવડે !) ઘણા યાત્રાળુઓ અને તેથી ઘણી મોટી સંખ્યામાં નિશાળનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ ત્યાં હતાં. એપ્રિલ મહિનો એ જાપાનની સૌથી ખુશનુમા ઋતુ હોઈ વિદ્યાર્થીઓને ત્યારે પર્યટનો માટે લઈ જવામાં આવે છે. દરેક ટુકડી સાથેનાં શિક્ષક કે શિક્ષિકા રીતસરનું ભાષણ આપીને બધું સમજાવતાં હતાં. આવું બધું આ પછી પણ

જાપાનમાં અન્યત્ર જોયું હતું સાવ નાના કે મોટા વિદ્યાર્થીઓનો પોશાક કાળું પાટલૂન, કાળો બંધ ગળાનો કોટ અને કાળી 'પી-કેપ' બાલિકાઓનાં પણ કાળાં ફ્રૉક જેમના હોઠ ઉપરથી હજી છીનું ધાવણ સુકાયું નથી એવા બાલક-બાલિકાઓને આ વેશમાં જોઈને જાપાનનો મૃતપ્રાય બનેલો લશ્કરવાદ—જેના મૂળ જાપાનના છેલ્લા એક હજાર વર્ષના લશ્કરી ઇતિહાસમાં રહેલા છે—યાદ આવે. આશા રાખીએ કે એનું પુનરુજ્જીવન નહિ થાય.

ઈસવી સનના સોળમા સૈકામાં ટોગુકાવા ઇયેસુ નામે એક સાહસિક યોદ્ધો જાપાનનો લશ્કરી સત્તાધારી બન્યો હતો અને 'ટોગુકાવા શોગુનેટ' નામથી ઇતિહાસમાં ઓળખાતી જાપાનની સૌથી છેલ્લી પણ સૌથી બળવાન લશ્કરી સરમુખત્યારીની તેણે સ્થાપના કરી હતી એનો પૌત્ર પણ એક બળવાન સેનાપતિ હતો અને તેણે પોતાના પિતામહના સ્મારકરૂપે આ સમાધિમન્દિર બંધાવ્યું હતું જાપાનના ૧૫૦૦૦ શ્રેષ્ઠ સ્થપતિઓ, સુથારો, ચિત્રકારો અને કાષ્ઠ-શિલ્પીઓએ આ પહાડી જંગલમાં બે વર્ષ સુધી નિષ્ઠુર અને નિર્ઘૃણ લશ્કરી આજ્ઞાઓના દોર નીચે આ સમાધિમન્દિર પૂરું કર્યું હતું એવી ગણતરી થઈ છે કે આ મન્દિરમાં જે સોનેરી પાના વપરાયાં છે તેથી ૭ એકર જેટલી જમીન ઢાંકી શકાય અને જે ઇમારતી લાકડું વપરાયું છે તે એક સાથે મુકાય તો ૩૩૦ માઈલ જેટલું લંબાણ થાય! આ ઉપરથી જાપાનમાં કહેવત છે કે "જ્યાંસુધી 'નિક્કો' જુઓ નહિ ત્યાંસુધી 'કેક્કો' (ભવ્ય) શબ્દ બોલશો નહિ"

પ્રવેશ્યા પછી, પણ સમાધિમન્દિરમાં પ્રવેશ્યા પહેલાં, મન્દિરના પટાંગણમાં પાણીનો નાનો હોજ છે—આવા હોજ તીર્થસ્થાનોમાં બધે હોય છે—જ્યાં મન્દિરમાં દાખલ થતાં પહેલાં યાત્રાળુઓ લાકડાની આચમનીઓથી તીર્થજળનું પાન કરે. (એને આચમની તો પરાણે જ કહેવાય, ખરેખર તો એ લાકડાની કડછી હતી!) સમાધિમન્દિરના ગર્ભગૃહમા દાખલ થતાં પહેલા ચામડાના બૂટ ઉતારીને કપડાના જોડા પહેર્યા, અને લાબી ટોપીવાળા જાપાની પુરોહિતો યાત્રાળુઓને પ્રાર્થના કરાવતા હતા તે જોયુ.

ત્યાંથી નીકળીને બસમાં કેગનના ધોધ આગળ ગયા. આ ધોધની ઊંચાઈ ૩૩૦ ફૂટની છે, પણ તદ્દન સીધી દીવાલ જેવા 'છિન્નકટક' અથવા 'છિન્નટક' ઉપરથી (પ્રાચીન ભારતની પર્વતારોહણની પરિભાષાનો આ શબ્દ છે, પાચમા સૈકાના પ્રાકૃત કથાગ્રન્થ 'વસુદેવ-હિંડી'મા સૌ પહેલાં તે મારા વાંચવામાં આવ્યો) નીચે ૬૬૦ ફૂટ ઊંડી ખીણમા તે એટલા જોરથી પડે છે કે સુસવાટાભેર વીંઝાતા પહાડી પવનમાં એના જળ ઝાકળનાં બિન્દુની જેમ ચોપાસ ઊડી જાય છે. કેગનનો ધોધ એના પ્રાકૃતિક સૌન્દર્ય માટે વિખ્યાત છે, પણ આત્મઘાત કરનારાઓ, ગિરનારના ભૈરવ જપની જેમ, ત્યાંથી ભુસ્કો મારી પ્રાણત્યાગ કરે છે, એ માટે પણ એટલો પ્રસિદ્ધ છે. 'સ્કાયસ્ક્રેપર'-ના 'એલીવેટર' જેવી ઝડપી 'લિફ્ટ' અલ્પ સમયમા પ્રવાસીઓને ઠેઠ નીચે ખીણમાં લઈ જાય છે અને ત્યાંથી ઉપર લાવે છે. ખીણમાં જઈ જલપ્રપાતનું નીચેથી દર્શન કર્યું. (અમેરિકાનાં 'સ્કાયસ્ક્રેપર'ની 'લિફ્ટ વિશે આ પહેલાં લખ્યુ હોવાનું સ્મરણ નથી. અમેરિકામાં 'લિફ્ટ'ને 'એલીવેટર' કહે છે, જો કે 'લિફ્ટ' શબ્દ બધી રીતે ચડિયાતો છે એમ મારું માનવું છે 'સ્કાયસ્ક્રેપર'માં બધી 'લિફ્ટ' બધા માળે થોભતી નથી. અમુક ઠેઠ નીચેથી સીધી ૩૦મા માળે જાય, અમુક ૩૦ થી ૪૦ માળ સુધી, અમુક ૫૦ થી ૬૦ સુધી, અમુક ૯૦ થી ૧૦૦ સુધી, એ પ્રમાણે અને ઝડપ એટલી બધી કે

પ્રવાસ ખાતાની અનુત્તમ વ્યવસ્થા પ્રમાણે થોડીક મિનિટમાં ઇમ્પીરિયલ હોટેલે આવી પહોંચ્યા.

નિક્કોથી ટોકિયો ટ્રેઈનમાં પાછો આવતો હતો ત્યારે મારી સાથે સાઉદી અરેબિયાની અરેબિયન-અમેરિકન ઓઈલ કંપનીના એક અમલદાર બેઠા હતા. તેમનું કુટુંબ થોડાક દસકા પહેલાં સ્વીડનથી અમેરિકા આવેલું, પણ તેઓ પોતે કદી સ્વીડન ગયા નહોતા. આથી થોડાક માસની ચડેલી રજામાં અરબસ્તાનથી જાપાન થઈ યુરોપ જતા હતા, અને ત્યાંથી સ્વીડન થઈ પાછા અમેરિકા જવા ઇચ્છતા હતા. એમની સાથે સાઉદી અરેબિયા વિશે ઘણી રસપ્રદ વાતો થઈ. એ દેશ વિશે ભારતમાં કંઈક વાંચેલું અને સાંભળેલું. ત્યાંના રાજા ઈબ્ન સાઉદ ભારતની મુલાકાતે આવ્યા અને પં. જવાહરલાલ સાઉદી અરેબિયા ગયા એ હજી ગઈ કાલની વાત છે. સાઉદી અરેબિયામાં હજી ગુલામી મોજૂદ છે એ વિશે, ગુલામીની નાબૂદીને લગતી આંતરરાષ્ટ્રિય પરિષદ વિશે વાત કરતાં, પૅરિસથી લખેલા પત્રમાં મેં લખ્યું હતું. એ વિશે અમેરિકામાં ઘણું વધારે વાંચ્યું અને સાંભળ્યું. સાઉદી અરેબિયાના રાજા જગતમાં સૌથી વધુ ધનિક માણસ છે અને માત્ર તેલમાંથી એમને રોજના દસ લાખ ડૉલર મળે છે. પણ એનો વહીવટ મધ્યકાલીન છે. મારી સાથે મુસાફરી કરતા આ અમલદારે કહ્યું કે રાજ્યકર્તાઓની દૃષ્ટિએ જેમનો અપરાધ ગંભીર લાગે એમનો એ રાજ્યમાં જાહેરમાં-શિરચ્છેદ કરવામાં આવે છે! અરેબિયન-અમેરિકન ઓઈલ કંપનીમાં કેટલાંક વર્ષ પહેલાં હડતાળ પડેલી ત્યારે એના આગેવાનોનો રાજાજ્ઞાથી શિરચ્છેદ કરવામાં આવેલો તે પછી ત્યાં હડતાળ પાડવાનો પ્રયત્ન સરખો કદી થયો નથી. અમુક પ્રકારના અપરાધીઓનો, ઇસ્લામી કાયદા પ્રમાણે જાહેરમાં પથ્થર મારીને વધ કરવાની સજાનો ત્યાં અદાલતો દ્વારા અમલ થાય છે એના દાખલા વર્તમાનપત્રોમાં વાંચ્યા હતા. અમેરિકાની લોકશાહી, સિદ્ધાન્ત તરીકે, માનવ માત્રની સમાનતામા માને છે. સાઉદી અરેબિયામાં તેલના કૂવાઓને લગતી કામગીરીમાં સેંકડો અમેરિકનો કામ કરે છે, પણ કોઈ

પણ યહૂદીને (તે અમેરિકન નાગરિક હોય તોપણ) ત્યાં પેસવા દેવામાં આવતો નથી! પોતાના નાગરિકો વચ્ચે આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે આવા ભેદભાવયુક્ત વર્તાવનો સ્વીકાર કરવા બદલ અમેરિકાનાં છાપાંઓ પોતાની સરકારની પુષ્કળ ટીકાઓ કરે છે. પણ સત્તાના રાજકારણમાં અમેરિકાની પ્રબલ સરકારને સાઉદી અરેબિયા જેવા નબળા મધ્યકાલીન રાજ્યના અંગુલિનિર્દેશ પ્રમાણે આ બાબતમાં વર્ત્યા સિવાય છૂટકો નથી! સત્તાના લોભથી અને ભયથી બળવાન રાજ્યો અનેક પ્રકારનાં પાપ કરવાને અને એવાં પાપોને મૂંગે મોઢે સ્વીકારી લેવા પ્રેરાય છે. પણ સામાન્ય નાગરિકનું કાળજું વધારે સાબૂત હોય છે. અણુ–અખતરા કરનાર બે રાજ્યો ઈંગ્લંડ અને અમેરિકાના જે નાગરિકો સાથે મેં એ વિશે વાત કરી હતી તે તમામ એની વિરુદ્ધ હતા. અને અહીં જાપાનમાં અનેક વિદ્વાનો અને નાગરિકોએ પ્રામાણિકપણે મને કહ્યું હતુ: "અણુ–બૉમ્બથી અમારાં શહેરો તબાહ થઈ ગયાં અને અગણિત મનુષ્યોનાં જીવન બરબાદ થઈ ગયાં. પણ જાપાન પાસે જો અણુ–બૉમ્બ હોત તો તેણે પોતાના દુશ્મનો ઉપર એનો પ્રયોગ અવશ્ય કર્યો હોત!" પણ હું વાત સાઉદી અરેબિયા વિશે કરતો હતો. અમેરિકન સરકાર ગમે તે કરતી કે સ્વીકારતી હોય, પણ પેલા અમલદારને એક મોભાદાર અમેરિકન નાગરિકની નૈતિક હિંમત—કેટલાકો એને કદાચ અવ્યવહારુતા કે વેદિયાપણું ગણે—વિશે મેં વાત કરી, જે વિશે પરદેશ રહેતા હોવાને કારણે એમને માહિતી નહોતી. થોડા જ માસ પહેલાં, પ્રમુખ આઇઝનહોવરના આમંત્રણથી સુલ્તાન ઇબ્ન સાઉદ સંપૂર્ણ પૌરસ્ત્ય દબદબા સાથે અમેરિકાની મુલાકાતે આવ્યા હતા. ત્યાં ન્યૂ યૉર્ક એટલે જાતનો ચોક. ન્યૂ યૉર્કની નગરપાલિકા ઇબ્ન સાઉદનો જાહેર સત્કાર કરે એવા અમેરિકન સરકારના સૂચનનો ન્યૂ યૉર્કના મેયર વેગનરે એક જાહેર નિવેદન દ્વારા ઉત્તર આપ્યો કે "અમેરિકા માનવમાત્રની સમાનતામાં માને છે. આપણે કાયદાથી ગુલામી નાબૂદ કરી છે અને તેની રહીસહી અસરો ભૂંસી નાખવા

પ્રયત્ન કરી રહ્યા છીએ જે દેશમાં છડેચોક ગુનામીની પ્રથા છે એના સુલતાન આપણા રાજ્યના મહેમાન હોય તોપણ એનો સત્કાર કરવામાં હુ જોડાઈ શકુ નહિ '

સવારે ટોકિયોથી નિક્કો જવા નીકળ્યો અને ગત્રે પાછો આ યો ત્યાંસુધી પુષ્કળ વરસાદ હતો, પણ જાપાન ટ્રાવેલ બ્યુરોની વ્યવસ્થા એટની સુન્દર હતી કે કયાય અગવડ પડી નહોતી, એટલુ જ નહિ, અમારા ઉપર વરસાદનુ ટીપુ પણ પડયુ નહોતુ એમ કહીએ તો ચાલે ખાવાપીવાની, રહેવાની અને અંગ્રેજી બોલનાર ભોમિયાની સતોષકારક વ્યવસ્થા બધે હોય છે એથી જુદા જુદા દેશોના નાગરિકો જાપાનને ઓળખી શકે છે એ લાભ ખરો, પણ પરદેશી હૂંડિયામણ મળે છે એ ફાયદો કોઈ પણ ગરીબ દેશ માટે જેવોતેવો નથી આપણા દેશમા જોવાલાયક સ્થળો ઘણા છે, અને ભારત આવતા પરદેશીઓ એની મુલાકાત લેવા ઉત્સુક હોય છે, પણ ભારતવાસીઓ માટે જ ત્યા જવા ફરવા રહેવાનુ મુશ્કેલ છે, તો પછી પરદેશીઓની વાત ક્યા કરવી? આપણા દેશમા 'ટુરિઝમ 'નો સાચા અર્થમા હજી આરભ જ થયો નથી આપણા પરદેશોમાના એલચીખાતાઓ કે પ્રવાસખાતાઓ, અનેક કારણોને લીધે, આ દિશામાં પ્રવાસીઓને સાચુ માર્ગદર્શન હજી આપી શકતા નથી

તા ૨૪મી એપ્રિલ એ મારા પરદેશનિવાસના સૌથી સુખદ અને અનુભવસમૃદ્ધ દિવસોમાંનો એક હતો જાપાનની વિદ્વત્તા તથા એના વિદ્વાનોના સૌજન્ય, આભિજાત્ય અને વિવેકનો અનુભવ તે દિવસે થયો ટોકિયો યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર નાઓશિરો ત્સુજી એમની કાર સાથે ઇમ્પીરિયલ હોટેલમાં આ યા અને થોડીક મિનિટ બેસીને અમે ટોકિયો યુનિવર્સિટીમા ગયા યુનિવર્સિટી ક્લબમાં તેમણે એક ભોજન-સમારભ ગોઠવ્યો હતો બૌદ્ધ ફિલસૂફીના બે પ્રોફેસરો શિન્શો હાનાયામા અને હજિમે નાકામુરા ( પ્રો હાનાયામા વૃદ્ધ છે અને નાકામુરા આધેડ

વયના છે પણ ચીન, જાપાન અને અગ્નિ એશિયાના દેશોમા માણસની ઉમર હોય તે કરતા ઓછી લાગે છે, કેમકે શરીરનુ કાઠુ નીચુ અને દાઢીમૂછ ઓછી ઊગતી હોય છે!) જાપાનના વિવેકની પરિપાટી પ્રમાણે કનમના દરવાજા આગળ આવકાર આપવા માટે ઊભા હતા એ ઉપરાત સસ્કૃત વિભાગના મિ તકાકુ તથા બૌદ્ધ ફિલસૂફી વિભાગના ડૉ આર યુખી, કોશિરો જમાખી અને એમ સાઈગુરા, ઇન્ડો-યુરોપિયન ભાષાવિજ્ઞાનના પ્રોફેસર નાકાદરા (જેમણે ગ્રીક ભાષાનો તથા આ વિષયનો અભ્યાસ ઓક્સફર્ડમાં કર્યો છે) અને તેમના સહકાર્યકરો ત્યા મળ્યા જાપાનના ઉચ્ચ શિક્ષણ વિશે તથા જાપાનમાં ઇન્ડોલૉજી પરત્વે થતા કામ વિશે તે સમયે અને ત્યારપછી ઘણી વાતો નીકળી પ્રો નાકામુરા અને ડૉ યુખી ગયે વર્ષે બુદ્ધ જયતી ઉત્સવમા ભાગ લેવા માટે ભારત સરકારના આમત્રણથી ભારત આવ્યા હતા પ્રો ત્સુજી ત્રીસ વર્ષ પહેલાં, ૧૯૨૭ માં, ઓક્સફર્ડ અને જર્મનીમાં પોતાનો અભ્યાસ પૂરો કર્યા બાદ સ્વદેશ જતા ભારતમા અનેક સ્થળે ફર્યા હતા અને વડોદરા પણ આવ્યા હતા તથા ગાયકવાડ્ઝ ઓરિયેન્ટલ સિરીઝને તેઓ યાદ કરતા હતા પ્રો હાનાયામા પણ એ જ અરસામા ભારત આવ્યા હતા દિગબર જૈન સઘે જાપાનના પુસ્તકાલયો માટે પ્રો નાકામુરાને જૈન ગ્રન્થો ભેટ આપવાનો સમારભ ગયે વર્ષે ભારતમા યોજ્યો હતો, અને શ્રી કામતાપ્રસાદ જૈન એમનુ 'વૉર્લ્ડ્સ આફ અહિસા' માસિક ન્યૂ હેવનમાં મને મોકલતા હતા તેમા એ પ્રસગના ફોટોગ્રાફો મે જોયા હતા

બૌદ્ધ ધર્મ અને તત્ત્વજ્ઞાનના તથા એ કારણે ઇન્ડોલૉજીના અભ્યાસના ઉત્તમ કેન્દ્રો તથા એ વિષયના સારા વિદ્વાનો જાપાનમા છે જીવનના અનેક ક્ષેત્રોની જેમ વિદ્વત્તાના ક્ષેત્રમા પણ જાપાનનુ પ્રદાન વિશિષ્ટ હોય એમ આપણે સ્વાભાવિક રીતે કલ્પીએ જાપાન એ માત્ર ફૅક્ટરીઓનો દેશ હોય અને એનો મુખ્ય ઉદ્દેશ પોતાના નાગરિકોનુ જીવનધોરણ દબાવીને પરદેશોમાં બને તેટલા સસ્તા દરે

માર્ગ પૂરો પાડવાનો હોય એ માન્યતા પરદેશીઓના મનમાં એક કાળે દૃઢ થઈ હોય તો એનાં પૂરતાં કારણો છે. પણ જાપાનનું ઉત્થાન એની સર્વાંગીણ નવજાગૃતિને પરિણામે જ થયું હતું—જેના મૂળમાં નિરંતર વિદ્યાપ્રવૃત્તિ છે–એ ભૂલવાનું નથી. ઇન્ડોલૉજીના વિષયમાં જાપાનમાં થયેલા અને થઈ રહેલા કામ વિશે આપણે કે પાશ્ચાત્ય દેશો લગભગ કશું જાણતા નથી, અને ઇન્ડોલૉજીના વિષયમાં પણ નવપ્રેરણા માટે આપણે તો હંમેશાં પશ્ચિમના દેશો તરફ જ નજર દોડાવીએ છીએ એ યોગ્ય નથી. જાપાન વિશે સારી માહિતી ધરાવનાર એક અમેરિકન વહીવટકર્તાએ એ દેશની મુલાકાત લેવાના મારા વિચારને ઉત્સાહભેર અનુમોદન આપતાં જાપાનની સંસ્કૃતિ વિશે કહ્યું હતું: "It is a great civilization, but always under estimated." (એ મહાન સંસ્કૃતિ છે, પણ એનું મૂલ્ય લોકો હંમેશાં ઓછું આંકે છે.)

એંશી લાખ કરતાં પણ વધારે વસ્તી ધરાવતા આ શહેરની વચમાં ટોકિયો યુનિવર્સિટી આવેલી છે, પણ ઉદ્યાનોથી ખચિત એના 'કૅમ્પસ'માં શહેરની ધમાલ કે ગીચતાનો ખ્યાલ પણ આવતો નથી. ભોજન પછી અમે કારમાં 'કૅમ્પસ'માં ફર્યા અને ત્યાંની મુખ્ય જગ્યાઓ જોઈ, અને પછી સંસ્કૃત અને બૌદ્ધ ફિલસૂફીના વિભાગોમાં ગયા. ત્સુજી, હાનાયામા, નાકામુરા, યુકી અને એમના કેટલાક સહકાર્યકરો સાથે હતા અને સંશોધન કરતા એમના થોડાક વિદ્યાર્થીઓ પછીથી આવ્યા. એમની સેમિનારનું પુસ્તકાલય જોયું. જાપાન, ભારત અને પશ્ચિમના દેશોમાં થયેલાં પ્રકાશનોથી એ સમૃદ્ધ હતું. ઇન્ડોલૉજીના વિષયમાં જાપાનમાં થયેલા અને થતા અગત્યના કાર્ય વિશે ત્યાં ઘણી રસપ્રદ માહિતી મેળવી. જાપાનમાં સંસ્કૃતનો અભ્યાસ બૌદ્ધ ફિલસૂફી અને તત્સંબદ્ધ વિષયોમાં આગળ વધવાના એક સાધન તરીકે વિદ્યાર્થીઓ કરે છે, અને પ્રત્યેક સારા વિદ્યાકેન્દ્રમાં એ માટે કંઈક વ્યવસ્થા હોય છે.

ટોકિયોમાં આ વિષયોમાં કામ કરનાર સૌથી અનુભવી વિદ્વાન

પ્રો. હાનાયામા છે. ચીન અને કોરિયા દ્વારા આવેલા બૌદ્ધ ધર્મને સૌ પહેલાં જાપાનમાં દાખલ કરનાર શાસક પ્રિન્સ શોટોકુએ લખેલી 'સદ્ધર્મપુંડરીક'ની ટીકા વિશે 'એ સ્ટડી ઑફ પ્રિન્સ શોટોકુઝ કૉમેન્ટ્રી ઑન ધી સદ્ધર્મપુંડરીક' (મૂળ જાપાની પુસ્તક ઉપર જ છાપેલુ આ અંગ્રેજી શીર્ષક છે.) એ સંશોધનગ્રન્થ માટે વીસ વર્ષ પહેલાં તેમને જાપાન ઍકેડેમીનું 'ઇમ્પીરિયલ પ્રાઈઝ' અપાયુ હતું. આ ટીકાની આશરે તેરસો વર્ષ પહેલાં પ્રિન્સ શોટોકુના હસ્તાક્ષરોમાં લખાયેલી પ્રત ટોકિયોના શાહી મહેલના પુસ્તકાલયમાં છે, એનો નમૂનારૂપ ફોટો પ્રસ્તુત પુસ્તકમાં છપાયેલો જોયો. (લગભગ સવાસાતસો વર્ષ પહેલાં, સં. ૧૨૯૦માં, મંત્રી વસ્તુપાલે પોતાના હસ્તાક્ષરોમાં લખેલી 'ધર્માભ્યુદય' કાવ્યની તાડપત્રીય પ્રત ખંભાતના ભંડારમાં છે, જેનો ફોટોગ્રાફ વસ્તુપાલના સાહિત્યમંડળ વિશેના અંગ્રેજી પુસ્તકમાં મેં છાપ્યો છે એનું સ્મરણ થયું. ભૂતકાલીન મહાપુરુષોના હસ્તાક્ષરોનું દર્શન આટલા સૈકાઓ પછી થાય એ ખરેખર વિરલ વસ્તુ છે.) પ્રો. નાકામુરાને 'અર્લી વેદાન્ત ફિલોસોફી' (એ પુસ્તકના પૂઠા ઉપર પ્રાચીન વેદાન્તવાદઃ એ પ્રમાણે શીર્ષક સંસ્કૃત બીબાંમાં છાપેલું છે) એ સંશોધનાત્મક પુસ્તક માટે ગયે વર્ષે એ જ 'ઇમ્પીરિયલ પ્રાઈઝ' અપાયું છે

છે. ભારત વિશેનો દળદાર અભ્યાસગ્રન્થ જે જુદા જુદા લેખકોને હાથે તૈયાર થયો છે એનું સંપાદન પ્રો. ત્સુજીએ કર્યું છે; એમાં ભાષા અને સાહિત્ય વિશેનો વિભાગ તેમણે લખ્યો છે તથા પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યમાંથી કાલાનુક્રમે ચૂંટેલાં ઉત્તમ ઉદાહરણોનો અનુવાદ આપ્યો છે. તોખારિયન ભાષા વિશે ઘણાં વર્ષ પહેલાં પ્રકટ થયેલી પ્રો. ત્સુજીની અંગ્રેજી પુસ્તિકા તથા 'ઇટિમોલોજ્યા ઉપનિષદિકા' નામે બીજો એક અંગ્રેજી લેખ જોયો. ઉપનિષદોમાં પ્રયોજાયેલા તત્ત્વજ્ઞાન અને ભાષાદૃષ્ટિએ અગત્યના ૯૬ શબ્દોની અકારાદિક્રમે ભાષાવૈજ્ઞાનિક ચર્ચા આ નાનકડા શબ્દકોશમાં કરેલી છે, એ ખરેખર ધ્યાનપાત્ર લાગી. ઉપનિષદોમાં, બ્રાહ્મણગ્રન્થોમાં અને અન્યત્ર ઘણા શબ્દોની વ્યુત્પત્તિ આપેલી હોય છે; જો કે એમાંની ઘણી સમજૂતી 'ટપ દઈને કાગળ આલી જાય તે ટપાલી' એવા પ્રકારની લૌકિક વ્યુત્પત્તિના ('ફોક-ઇટિમોલોજી') પ્રકારની હોય છે આવા શબ્દો પરત્વે સાધાર ભાષાવૈજ્ઞાનિક ચર્ચાની અગત્ય ભાગ્યે સમજાવવી પડે એમ છે, પણ આ મહત્ત્વના ભારતીય વિષય પરત્વે એક જાપાની વિદ્વાન જાપાનનાં સામયિકોમાં લખે છે એ વસ્તુ આપણે માટે ખાસ નોંધપાત્ર છે.

ડૉ. યુકી નવયુવાન છે અને તેઓ વિજ્ઞપ્તિવાદના અભ્યાસી છે એમ કહેવામાં આવ્યું. 'વિજ્ઞપ્તિમાત્રતા થોટ ઑફ વસુબંધુ' એ તેમનું પુસ્તક (મૂળ પુસ્તક જાપાની ભાષામાં હોઈ આ તેનું અંગ્રેજી ભાષાન્તર છે) ગયે વર્ષે જ બહાર પડ્યું છે તે અહીં જોયું.

ઇન્ડોલોજી પરત્વે જાપાનમાં થયેલાં કેટલાંક અગત્યનાં કામો વિશે પણ અહીં વિચારવિનિમય થયો. લગભગ બે દશકા પહેલાં ઉનરાઈ વોગિહારા નામે એક વિદ્વાને સંસ્કૃત-જાપાનિસ-ચાઇનિઝ શબ્દકોશની સંકલના કરી હતી અને તેના પ્રકાશન માટે ટોકિયોની એક બૌદ્ધ યુનિવર્સિટીએ આયોજના કરી હતી. (બૌદ્ધ યુનિવર્સિટીનો અર્થ 'એકાદ બૌદ્ધ પંથદ્વારા સંચાલિત વિદ્યાસંસ્થા' એવો કરવાનો છે. એમાં માત્ર

બૌદ્ધ વિષયોનો અભ્યાસ થાય એવું નથી, એ સર્વસામાન્ય શિક્ષણ સંસ્થા હોય છે, પણ એનો આર્થિક બોજો જ તે પંથના અનુયાયીઓ ઉપાડે છે અહીં મે ટોકિયો યુનિવર્સિટી વિશે વાત કરી અને હવે પછી ક્યોટો યુનિવર્સિટી વિશે વાત કરવાનો છુ તે ખરેખરાં વિશ્વ વિદ્યાલયો છે પણ કોઈ જાપાની નાગરિક વાતચીતમા 'યુનિવર્સિટી' શબ્દ પ્રયોજે ત્યારે એનો અર્થ મોટે ભાગે 'કૉલેજ' કરવાનો છે જાપાની 'ડાયગાકુ' શબ્દ 'વિશ્વવિદ્યાલય' (યુનિવર્સિટી) અને 'મહાવિદ્યાલય' (કૉલેજ) એ બન્ને અર્થમા વપરાય છે અને જ્યારે કોઈ જાપાનવાસી એમ કહે કે 'અમારા દેશમા ૪૦૦ યુનિવર્સિટીઓ છે' ત્યારે આ અર્થ ધ્યાનમાં રાખવાનો છે) એ શબ્દકોશના છ ભાગ (ફેસિક્યુલ) બીજા વિશ્વયુદ્ધ પહેલાં પ્રકટ થયેલા ત્યારપછી એના કર્તાનું અવસાન થયુ, અને આર્થિક સંજોગોએ પણ પલટો લીધો, તેથી બાકીના ભાગ પ્રકટ થાય એવો સંભવ હવે લાગતો નથી મૂળ યોજના ૧૮

છે ) ક્યોટોની ઓતાની યુનિવર્સિટીના ( હમણાં જે વિષે વાત કરી તેવી આ 'બૌદ્ધ યુનિવર્સિટી' છે ) ઉપક્રમે પ્રકટ થાય છે, અને હમણાં સને ૧૯૫૭માં તેનું ૩૯મું વોલ્યુમ બહાર પડ્યું છે. ચાઇનિઝ ત્રિપિટકની નવી નવી આવૃત્તિઓ ચીન કરતાં જાપાનમાં વધારે છપાઈ છે એ પણ નોંધપાત્ર છે 'લંકાવતાર સૂત્ર' સંસ્કૃત મૂલ ( સંપાદક–નાન્જિઓ ) સપ્યાબધ સુશોભિત ગ્રન્થોમાં, સંસ્કૃત બીબાંમાં ક્યોટો યુનિવર્સિટીના પ્રેસમા છપાયું છે. જાપાનમાં છપાયેલો સંસ્કૃત ગ્રન્થ અહીં મે પહેલી વાર જોયો એનુ મુદ્રણ જર્મનીમા છપાયેલા કોઈ પણ સંસ્કૃત ગ્રન્થની બરાબરી કરે એવું સુઘડ, આકર્ષક અને શુદ્ધ હતું ( અમેરિકાની સુપ્રસિદ્ધ હાર્વર્ડ ઓરિયેન્ટલ સિરીઝના સંસ્કૃત ગ્રન્થો જર્મનીમાં છપાવાય છે એ અહીં નોંધવું ઉચિત થશે. ) મને કહેવામાં આવ્યું કે એનાં સંસ્કૃત બીબાં જાપાનમાં જ તૈયાર થયેલાં છે.

જાપાનમાં આ ખાતે થયેલા રસપ્રદ કામની ભૂગોળ સમજવામાં એથી ઘણી સહાય થાય છે.

ત્યાર પછી આ વિભાગોના કેટલાક વિદ્યાર્થીઓ મળ્યા. પૌર્વાત્ય અદબ અને જાપાની સલૂકાઈ એ અમેરિકા વગેરેમાં પ્રોફેસરો પ્રત્યેના પણ વિદ્યાર્થીઓના અક્કડ વલણથી કેટલી ભિન્ન છે! અહીં એક અમેરિકન વિદ્યાર્થી મળ્યા. કેલિફોર્નિયામાં સેક્રેમેન્ટોની કોલેજના એ ગ્રેજ્યુએટ છે અને છેલ્લાં પાંચ વર્ષથી ટોકિયોમાં બૌદ્ધ ફિલસૂફી આદિનો અભ્યાસ કરે છે. અહીં આવ્યા ત્યારે જાપાની અને ચિનાઈ ભાષાઓ બિલકુલ જાણતા નહોતા, પણ હવે બન્ને ઉપર પૂરું પ્રભુત્વ મેળવી લીધું છે એમ તેમના અધ્યાપકોનું કહેવું છે. બૌદ્ધ તર્કશાસ્ત્ર અને ફિલસૂફી એ કદાચ સૌથી દુર્ગમ નિર્વિશેષ (‘અબસ્ટ્રેક્ટ’) વિષયો પૈકી એક હશે. ગુજરાતમાંથી બૌદ્ધ ધર્મ જયારે કેવળ નામશેષ બની ગયો હતો ત્યારે પણ બુદ્ધિ અને વિચારોની વ્યવસ્થા ખાતર બૌદ્ધ તર્કશાસ્ત્રના દુર્ગમ પ્રમેયોનો (प्रमेया दुष्परिच्छेद्या बौद्धतर्कसमुद्भवाः) વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવવામાં આવતો હતો, એ ‘પ્રભાવકચરિત’ના કર્તા આચાર્ય પ્રભાચન્દ્રના નિર્દેશનું અહીં મને સ્મરણ થયું. વળી એ અમેરિકન વિદ્યાર્થી પોતાના જાપાની અધ્યાપકોની વિદ્વત્તા અને શોધક બુદ્ધિની પ્રશંસા કરતાં થાકતો નહોતો. જાપાનના વિદ્વાનો અને વૈજ્ઞાનિકો પશ્ચિમના કોઈ પણ દેશ કરતાં ઊતરતા નથી એ વાસ્તવિક હકીકત જાણવા છતાં જાપાનના પાશ્ચાત્ય મુરબ્બીઓએ એનો મુક્ત કંઠે સ્વીકાર કર્યો નથી એ ખેદની વાત છે.

જાપાનના વિદ્વાનો અને વૈજ્ઞાનિકો પ્રસંગોપાત્ત અંગ્રેજીમાં લખે છે, પણ મુખ્યત્વે તેઓ જાપાની ભાષામાં કામ કરે છે (પણ ઉચ્ચ શિક્ષણ સાથે સંબંધ ધરાવતો પ્રત્યેક જાપાની અધ્યાપક અને વિદ્યાર્થી ખપ પૂરતી અંગ્રેજી ભાષા જાણે છે, અને કેટલાક ફ્રેન્ચ અને જર્મન પણ જાણે છે. વળી યુદ્ધોત્તર કાળમાં એક ભાષા તરીકે અંગ્રેજી શીખ-

નારાંની સંખ્યામાં વધારો થતો જાય છે.) એનું એક પરિણામ એ આવે છે ખરું કે જાપાનમાં થતા કામ વિશે બહારના લોકોને કદાચ ઓછી માહિતી હોય, જો કે વિજ્ઞાન આંતરરાષ્ટ્રિય હોઈ એક દેશમાં થતા ઉચ્ચ કોટિના કામનું સારતત્ત્વ એ વિષયના તમામ જ્ઞાતાઓની જાણમાં આવે એવી વ્યવસ્થા આજ પહેલાં ઠીક કાર્યસાધક બની ચૂકી છે. ગમે તેમ, પણ જાપાનમાં વિદ્યા કે પ્રવૃત્તિના પ્રત્યેક ક્ષેત્રમાં મૌલિકતા દેખાય છે એનું સૌથી મહત્ત્વનું કારણ હું એમ સમજું છું કે જાપાનવાસીઓ પોતાની જ ભાષામાં ઉચ્ચ શિક્ષણ અને સંશોધનનું કામ કરે છે, કે જેમાં વિચારોનું વહન સૌથી નૈસર્ગિક રીતે થઈ શકે. તમને કદાચ જાણીને આશ્ચર્ય થશે, પણ જાપાનના નામાંકિત પ્રોફેસરો અને સંશોધકો કરતાં, જે હોટેલોમાં હું રહ્યો તેના કારકુનો વધારે સારું અંગ્રેજી બોલતા હતા, કેમકે તેમનું મુખ્ય કામ પરદેશી મુસાફરોની સરભરા કરવાનું હતું. વિદ્યાસંસ્થામાં અંગ્રેજી અને બીજી યુરોપીય ભાષાઓની હજારો ચોપડીઓ હોવા છતાં પ્રોફેસરો અને વિદ્યાર્થીઓને અંદરોઅંદરની વાતચીતમાં મેં કદી પણ અંગ્રેજી બોલતા સાંભળ્યા નથી, અને ટોકિયો અને ક્યોટોની યુનિવર્સિટીઓમાં અંગ્રેજીમાં લખેલું એક પણ પાટિયું મેં જોયું નથી! અહીના અંગ્રેજીના પ્રોફેસરો પણ પોતાનાં મુલાકાત-કાર્ડો જાપાની ભાષામાં છપાવે છે! અને અંગ્રેજીનું શિક્ષણ પણ જાપાની ભાષા દ્વારા જ આપવામાં આવે છે. બીજી તરફ, પોપટની જેમ અંગ્રેજી બોલે એ જ વધારે જ્ઞાની ગણાય, લોકો પણ તેનાથી અંજાય અને સરકાર એને જ નોકરી આપે એ જમાનો આપણા દેશમાં હજી ચાલુ છે! ચિનાઈ લિપિ સાથે જોડાયેલી જાપાની ભાષા જ્ઞાનનું અત્યંત કઠિન અને અગવડભર્યું સાધન છે, અને તે દ્વારા આ પ્રજાએ મેળવેલી સિદ્ધિઓ—અને તે પણ સને ૧૮૫૩માં એડમિરલ પેરીની તોપોએ જાપાનની સૈકાઓ જૂની ઊંઘ ઉગાડી દીધી તે પછીની માત્ર એક શતાબ્દીમાં મેળવેલી સિદ્ધિઓ—શકવર્તી છે અને તેમાં રાજભક્તિ અને સ્વદેશભક્તિ તથા સામુરાઈ-પરંપરાને કારણે પરા-

પૂર્વથી વિમ્સેની જાપાની પ્રજાની આકરી શિસ્ત ઘણે અંશે કારણ-ભૂત છે થોડાંક વર્ષ પહેલા જ જાપાન શાહીવાદી અને લશ્કરવાદી હતુ, તથા અંગ્રેજોના ગુલામ ભારતવાસીઓ પ્રત્યે ત્યાંના લોકો કંઈક તુચ્છકારની નજરે જોતા એમ તે સમયે જાપાન જઈ આવેલા કહે છે પણ કાળબળે જાપાનના અભિમાનના ચૂરા કર્યા છે અને પરિણામે તેના ગુણો વધુ પ્રકાશિત થયા છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી

તા ૨૪ મી એપ્રિલના સવારના 'જાપાન ટાઈમ્સ'માં જાપાનના શહેનશાહ (મિકાડો) અને શહેનશાહબાનુનો ફોટો છપાયો હતો બીજા દૈનિકોમાં પણ એ હતો બીજા વિશ્વયુદ્ધમાં પ્રાણાર્પણ કરનાર જાપાનના સૈનિકોના સ્મારક ઉપર તેઓ બન્ને આગલે દિવસે પુષ્પાંજલિ અર્પવા ગયાં હતા ત્યારે વરસાદ હતો, એટલે તે બન્નેએ પોતાને હાથે માથા ઉપર છત્રી ધરેલી હતી એ જોઈને મને પહેલા તો એમ થયુ કે પાછળ બીજુ કોઈ ઊભુ હશે અને તેણે છત્રી ધરી હશે પણ એમ નહોતુ જાપાનનો શહેનશાહ જે સૂર્યદેવના 'અમરેત્સુ'નો વંશજ ગણાય, જેની માની લીધેલી પ્રતિષ્ઠા ખાતર લાખોએ પ્રાણાર્પણ કર્યા, જેના મહેલ આગળથી પસાર થતાં દરેક નાગરિક નમન કરવાનો શિરસ્તો સેંકડો વર્ષથી ચાલ્યો આવતો હતો અને બીજા વિશ્વયુદ્ધને અંતે સમસ્ત પ્રજાને જાપાનની શરણાગતિની પ્રતીતિ કરાવવા માટે જેણે પોતાના દેવાંશીપણાનો જાહેર અસ્વીકાર કર્યો તે રાજ્યપતિનો આ પ્રકારનો ફોટો આટલાં વર્ષ પછી પહેલી જ વાર પ્રકટ થયો છે એમ શ્રી હાનાયામાએ કહ્યુ ભારતની જેમ જગતમાં સર્વત્ર મુગટધારીઓ અને સમરસધીઓ માટે બદલાયેલા સમયની આ એંધાણીઓ છે

જે સમાનમા બૌદ્ધ ફિલસૂફી અને સંસ્કૃતના વિભાગો છે ત્યા જ આવેલો ટોકિયો યુનિવર્સિટીનો આર્કિયોલોજી વિભાગ તથા એ સાથેનું નાનુ મ્યૂઝિયમ જોયા વચ્ચે વચ્ચે ત્રણ વાર જાપાની પદ્ધતિની લીલી

ચા પીને ઠેઠ સાંજે પ્રો. ત્સુજીની કારમાં પાછો હોટેલે આવ્યો. તેમણે અને પ્રો. હાનાયામાએ ખૂબ વિવેકપૂર્વક વિદાય આપી.

ટોકિયોથી તા. ૨૫ મી એપ્રિલે સવારે નવ વાગ્યે સ્પેશિયલ એક્સપ્રેસમાં ક્યોટો જવા નીકળ્યો. ક્યોટો એ જાપાનનું ટોકિયો પહેલાનું પાટનગર અને સાંસ્કૃતિક જાપાનનું સૌથી મોટું કેન્દ્ર. નવમી સદીથી ઈ. સ. ૧૮૬૮ સુધી ત્યાં રાજધાની હતી. ટોકિયોથી આશરે સવાત્રણસો માઈલ દૂર, નૈઋર્ત્ય ખૂણે તે આવેલું છે. ન્યૂ ઇન્ડિયા વીમા કંપનીવાળા શ્રી. તાઈશએ એમના માણસને સવારે ઇમ્પીરિયલ હોટેલે મોકલ્યા હતા અને તેઓ મને સ્ટેશને મૂકવા આવ્યા અને સ્ટેશન ઉપર ભાષાની મુશ્કેલીનો પણ સંભવ હોવાથી મારી અનામત જગાએ બેસાડી ગયા.

અહીં ટ્રેઈનોનાં નામ બહુ કવિત્વમય લાગે છે. ટોકિયોથી ક્યોટો થઈને ઓસાકા સુધી દરરોજ બે સ્પેશિયલ એક્સપ્રેસ દોડે છે, એમાંથી એકનું નામ 'ચકલી' (ત્સુબામે) અને બીજીનું નામ 'કબૂતર'. હું 'ચકલી'માં નીકળ્યો હતો! બપોરે લગભગ ચાર વાગ્યે ક્યોટો પહોંચ્યો ત્યાંસુધી આખે રસ્તે વરસાદ હતો, પણ ધૂમસ નહોતું તેથી પ્રદેશ બહુ સુન્દર લાગતો હતો. આખો વિસ્તાર ડુંગરાળ હતો, અને વારંવાર નાનામોટા બુગદાંમાંથી ટ્રેઈન પસાર થતી હતી, અને કેટલીક વાર સમુદ્રના કિનારે જ લાંબા સમય સુધી દોડતી હતી. જબરદસ્ત કારખાનાં અને હરિયાળાં ખેતરો સાથોસાથ દેખાતાં હતાં. ખરેખર, જાપાન બહુ સુન્દર દેશ છે. આ દેશમાં ખેતી લાયક જમીનની તંગી છે અને વસ્તી જોઈએ તે કરતાં વધારે છે, એટલે ડુંગરોના ઢોળાવ ઉપર કે ખૂણેખાંચરે ગમે ત્યાં જમીનનો નાનામાં નાનો ટુકડો પણ ખેતી માટે બરાબર ઉપયોગમાં લેવાતો હોય એ સ્પષ્ટ દેખાતું હતું.

ન્યૂ હેવનમાં મારા જાપાની મિત્ર પ્રો. ઈનેવેએ ક્યોટોની ઇમ્પીરિયલ યુનિવર્સિટીમાં અંગ્રેજીના પ્રોફેસર અને તેમના બાલમિત્ર

પ્રો. એઈજી ઇશિડાને મારી ક્યોટોની મુલાકાત વિશે જણાવ્યું હતું, અને ઇશિડાએ મને બર્કલે ખાતે આપેલા સુન્દર પ્રત્યુત્તરને અંતે લખ્યું હતું, 'I hope to make your visit at this time-honoured city as worth-while a job as possible.' (આ પુરાતન શહેરની તમારી મુલાકાત બને એટલી સફળ બનાવવાની હું આશા રાખું છું) અને સાચે જ તેમણે એ શબ્દો બરાબર સાચા પાડી બતાવ્યા. જે દિવસે હું ક્યોટો પહોંચ્યો તે જ દિવસે ઇશિડાને મારો પત્ર પહોંચ્યો. તેઓ ઘેર નહોતા, એટલે એમનાં પત્નીએ કૉલેજમાં ટેલિફોન કરીને ખબર આપી. વરસાદ પુષ્કળ હતો અને વાહન મળ્યું નહિ, એટલે તેઓ ચાલતા સ્ટેશને આવ્યા. ટ્રેઈન થોડીક મિનિટ પહેલા આવી પહોંચી હતી અને હું ટેક્સી મેળવવા માટેની લાઈનમાં ઊભો હતો, ત્યાં તેમણે મને ઓળખી કાઢયો. આ પછી મારા ક્યોટોનિવાસના બધા દિવસો તેમણે મારી સાથે ગાળ્યા, ભોજન અને નાસ્તો પણ હમેશાં સાથે લીધો, તથા આ અજાણ્યા દેશમાં મારા 'ફ્રેન્ડ-ફિલોસૉફર ઍન્ડ ગાઈડ' તરીકે તથા જરૂર પડે ત્યાં દુભાષિયા તરીકે પણ કામ કર્યું.

વીજળીના બત્તીઓ ઠેર ઠેર મૂકવામાં આવી હતી. ક્યોટો શહેરમાં ગેઇશાઓના બીજા લત્તાઓમાં પણ આ પ્રકારનો શણગાર ટેકસીમાં આવતાં જતા જોયો હતો (એક અસંત લાગણીપ્રધાન અને સંસ્કારી ગેઇશાના એક અમેરિકન લશ્કરી અમલદાર સાથેના કરુણાન્ત પ્રણયનું સંગીતનાટક રૂપે નિરૂપણ કરતી વિખ્યાત ઇટાલિયન ફિલ્મ 'મેડમ બટરફ્લાઈ' જેમણે જોઈ હશે એમને ગેઇશાઓના જીવન તથા એમની રહેણીકરણીનો તથા એમની આસપાસના વાતાવરણનો વાસ્તવિક ખ્યાલ આવશે )

નૃત્યો શરૂ થતાં પહેલાં ચા-પાનનો વિધિ ('ટી-ડ્રિંકિંગ સેરિમની') હતો આ વિધિનો ખરો આશય તો ચા-પાન નિમિત્તે જાપાનની પરંપરાગત અદબ શીખવવાનો અને તે પ્રમાણે વર્તવાનો છે એમાં ચા સાથે મીઠાઈ આપવામાં આવી મીઠાઈ ખાધા પછી સૌએ રકાબી સ્મરણચિહ્ન તરીકે લઈ જવાની !

થિયેટર ચિકાર હતું. આશરે બે હજાર માણસ હશે—મોટે ભાગે જાપાનીઓ અને બહુ થોડા વિદેશીઓ. અહીં વાદ્યમંડળ ('ઓરકેસ્ટ્રા')ની યોજના વિશિષ્ટ અને વિલક્ષણ હતી. સ્ટેજની બન્ને બાજુએ, કાટખૂણે, સ્ટેજ જેટલી જ ઊંચાઈની બેઠક ઉપર, પ્રેક્ષકવર્ગની ડાબી બાજુએ તેર નવયુવાન ગેઇશાઓ, કિશોરીઓને શોભે એવા રંગબેરંગી પોશાકમાં મુરજ કે તબલા જેવાં આતોદ્ય વાદ્યો વગાડતી હતી; પ્રેક્ષકવર્ગની જમણી બાજુએ જરાક મોટી વયની તેર ગેઇશાઓ ગંભીરતાસૂચક છતાં શૃંગાર રસના પોષક કાળા પોશાકમાં તંતુવાદ્યો વગાડતી હતી નૃત્ય કરનારી બાલિકાઓની બે ટુકડીઓ પ્રેક્ષકોની બન્ને બાજુએથી આવી વચમાં થઈને સ્ટેજ ઉપર ગઈ અને બીજી બે ટુકડીઓ નેપથ્યમાંથી સ્ટેજ ઉપર આવી.

પડદો ઊપડતાંની સાથે ગેઇશાઓના આખા સમુદાયે 'મિયાકો ઓડોરી વા યોઈયાસા' (હવે ચેરી-નૃત્યનો આરંભ થયો છે) એ

રેકત્તાળુ સમૂહગીત ગાયુ. સેંકડો વર્ષ થયાં જાપાનમાં ચેરીનૃત્યના આરંભે આ પરંપરાગત ગીત ગવાય છે, પણ બાકીના નાટ્યનું વસ્તુ, ખાસ કરીને ક્યોટોમાં, દર વર્ષે બદલાય છે દરવર્ષે નવું સંગીત–નાટ્ય ખાસ આ પ્રસંગ માટે તૈયાર થાય છે લગભગ પાંચસો વર્ષ પહેલાં સેગાકિયો મિયેમી નામે એક કલાકારે 'નોહ' નામથી ઓળખાતો લૌકિક નાટ્યપ્રકાર તથા એને લગતાં ગીતો સંકલિત કર્યાં તથા સેંકડો ગીતો નવાં પણ લખ્યાં (પંદરમા સૈકામાં ઊંઝાના અસાઇત ઠાકોરે કરેલી ભવાઈની શરૂઆતની અહીં મને યાદ આવે છે) 'નોહ' એ મૂળે ગીત નૃત્ય અને દીપ્તપ્રધાન રંજનનો એક પ્રકાર હતો સાધારણ રીતે કોઈ મન્દિરના પ્રાંગણમાં, ભવાઈની જેમ ખુલ્લામાં, મોટા લોકસમુદાય આગળ તે ભજવાતો હતો પણ ધીરે ધીરે તે લૌકિકમાંથી પ્રશિષ્ટ અને અમીરી પ્રકાર બન્યો. ચેરી–નૃત્યો દર વર્ષે નવાં યોજાતાં હોવા છતાં એના મૂળમાં આ 'નોહ' રહેલ છે જાપાનના સામંતશાહી યુગના હેઇકે અને ગેન્જી એ બે મુખ્ય રાજવંશો વચ્ચેનું યુદ્ધ અને તેમાંથી એક વંશનો નાયક અને બીજા વંશની નાયિકા વચ્ચેનો નિષ્ફળ કરુણ પ્રણય—એ આ વર્ષના નૃત્યનાટકનો વિષય હતો અને એ તૈયાર કરવામાં જૂના 'નોહ' ગીતોનો છૂટે હાથે ઉપયોગ કરવામાં આવ્યો હતો આ નૃત્યો એટલે એક સાચો રંગમેળો હતો, અને ભાષાની મુશ્કેલી, જાપાનના નાટ્ય-સમયોનું અને એની સંગીતકળાનું અજ્ઞાન હોવા છતાં કોઈ પણ સાચી કળા હૃદયને સ્પર્શ કર્યા વિના રહેતી નથી એ સાર્વત્રિક અનુભવ અનુસાર લગભગ એક કલાક સુધી આ નાટ્યપ્રયોગોના દર્શનથી મન મુગ્ધ થઈ ગયું આ પ્રસંગે વેચાતી સચિત્ર પત્રિકામાં પ્રસ્તુત નાટ્યને લગતી વિગતો ઉપરાંત ક્યોટોની મુખ્ય ગેઇશાઓના નાના ફોટા પણ આપવામાં આવ્યા હતા મને કહેવામાં આવ્યું કે ગેઇશાઓનાં નામ બહુ કોમળ ભાવો વ્યક્ત કરતાં અને કવિતાપૂર્ણ હોય છે સંસ્કૃત સાહિત્યમાં ગણિકાઓ અને નર્તિકાઓનાં નામોથી જેઓ પરિચિત હશે તેમને આથી આશ્ચર્ય નહિ લાગે

ત્યાંથી નીકળી, ટેક્સી કરીને અમે બન્ને 'ઈક્યુઆન' નામે 'બૌદ્ધ રેસ્ટોરાં'માં જમવા ગયા. એના સંચાલકને પ્રો. ઇશિકાએ અગાઉથી અમારા આગમન વિશે ખબર આપી રાખી હતી. ક્યોટોના એક પ્રસિદ્ધ મન્દિર સાથે એ જોડાયેલું હોવાથી એ ભોજનાલય 'બૌદ્ધ રેસ્ટોરાં' કહેવાય છે અને એવાં અનેક ભોજનાલયો ચીન અને જાપાનમાં છે. બૌદ્ધ રેસ્ટોરાંની ખાસિયત એ કે ત્યાં સંપૂર્ણ નિરામિષ ખોરાક જ આપવામાં આવે છે—ઈંડાં પણ નહિ. ટોકિયોમાં તેમ જ ચીનની ખડગ્ય ભૂમિમાં ચાલતાં આવાં દેવાલયસંબદ્ધ ભોજનાલયો વિશે મેં ચીન વિશેનાં પુસ્તકોમાં વાંચ્યું હતું તથા ત્યાં જમતા સાધુઓના ફોટા પણ જોયા હતા. બૌદ્ધ ધર્મ જાપાનમાં ચીન થઈને આવ્યો હોવાને કારણે આ પ્રકારનાં ભોજનાલયોની સંસ્થા પણ એની સાથે જાપાનમાં આવેલી છે. અહીં પ્રવેશતાં એમ લાગે જ નહિ કે કોઈ ભોજનાલયમાં પ્રવેશીએ છીએ, પણ એમ લાગે કે કોઈ ગૃહસ્થના નાનકડા સાદા નિવાસસ્થાનમાં દાખલ થઈએ છીએ. પૌરસ્ત્ય આદબ

સળીઓ ગ્રખીને તેનો કાંટાની જેમ ઉપયોગ કરીને ખાવાનું. આપણે હાથ વડે ખાઈએ તેટલી ઝડપથી શલાકાઓ વડે તેઓ ખાઈ શકે અને ભાતનો એકએક દાણો પણ તે વડે સહેલાઈથી ઉપાડી શકે પરંતુ જાપાનના ટૂંકા નિવાસમાં આ બધું શીખવાનો પ્રયત્ન મેં કર્યો નહોતો, એટલે મારે માટે છરી-કાંટા આવ્યા. (કોણ જાણે કેમ, પણ પશ્ચિમમાં તેમજ દૂર પૂર્વમાં હાથ વડે ખાવું એ અસંસ્કૃતપણાની નિશાની ગણાય છે, અને માણસો પોતાના હાથ વડે ખાય એ કેટલાક તો માનતા પણ અચકાય છે!) જાપાની પદ્ધતિનો નિરામિષ આહાર અહીં પહેલી વાર લીધો. પહેલી વાર ખાતાં એનો સ્વાદ બહુ પસંદ ન આવ્યો; પણ એ ખરેખર નવીનતાભર્યો અનુભવ હતો (જાપાનની પ્રથમ પંક્તિની હોટેલોમાં પાશ્ચાત્ય પદ્ધતિનો ખોરાક આપનાર ભોજન-

એમ નથી જાપાનના ચોખાથી ટેવાયા હોવાને કારણે અમેરિકાના ચોખા પોતાને ફીકા લાગે છે એમ ન્યૂ હેવનમાં મારા જાપાની મિત્રો કહેતા હતા એ વાત અહીં આવ્યા પછી સાચી લાગી ચોખામાંથી બનાવેલો 'સાકે' નામનો જલદ દારૂ જાપાનમાં બહુ લોકપ્રિય છે. ચિનાઈ માટીની બનાવેલી, ફૂલવેલની ડિઝાઈનવાળી, સાંકડી ઊંચી શીશીમાં તે રખાય છે અને નાની પ્યાલીમાં પીરસાય છે એ અગાઉ જોયું હતું. પરન્તુ આ બૌદ્ધ ભોજનગૃહમાં એ સાકે માટીની નાની કીટલીમા અપાતો જોઈ મને આશ્ચર્ય થયુ આ વિશે મે કુતૂહલથી પ્રશ્ન કરતાં ઇશિડાએ કહ્યુ, "બૌદ્ધ સાધુઓને દારૂ પીવાનો નિષેધ હતો, છતાં ઘણા ચાની કીટલીમાં દારૂ રાખીને પીતા ગુરુઓ કદાચ જુએ તો એમ માને કે અમારા ચેલા તો ચા પીએ છે! ધીરે ધીરે આ એક રૂઢિ બની અને ગુરુ તેમજ ચેલા બધાયે દારૂ પીતા થયા. આ કારણે બૌદ્ધ ભોજનાલયોમાં માટીની કીટલીમા જ-સાકે અપાય છે!" હમણાં મે કહ્યું તેમ, નિરામિષ ખોરાકની રૂઢિ ચીનમાંથી આવેલા બૌદ્ધ સાધુઓ લાવ્યા હતા, પણ હવે તો જાપાનમા લગભગ બધા બૌદ્ધ સાધુઓ માંસ ખાય છે, ગૃહસ્થ સ્ત્રી-પુરુષોમાંથી અમુક પ્રકારનુ વ્રત લીધું હોય એવાં કેટલાંક માંસ ખાતાં નથી, પણ એમની સંખ્યા પ્રતિદિન ઘટતી જાય છે અને અત્યારે તો નહિ જેવી હશે. (હોનોલુલુથી ટોકિયો આવતાં એક જાપાની જુવાને કહ્યું હતું કે 'મારી માતા બૌદ્ધ (એટલે કે વ્રતધારી) હતી અને તે માંસ ખાતી નહોતી.' મેં જ્યારે એના ખોરાક વિશે પ્રશ્ન કર્યો ત્યારે તે ગમ્મતથી હસવા માંડ્યો!) એટલે બૌદ્ધ ભોજનાલયો, પશ્ચિમનાં શાકાહારી ભોજનાલયોની જેમ હવે ખાનપાનમાં એક પ્રકારના વૈવિધ્યની દૃષ્ટિએ જ ચાલે છે એમ કહી શકાય અમે ગયા ત્યારે ગુરુવાર હતો અને અમે બે જ જણ એ સમયે જમનાર હતા, પણ ઇશિડાએ કહ્યું કે શનિ-રવિએ તો અહીં ઘણી ગિરદી થાય છે

ત્યાંથી બહાર નીકળ્યા, એટલે ભોજનાલયના વ્યવસ્થાપકે દરેકની રીત પ્રમાણે અમારા બૂટ લાવીને ધર્યા અને તે પહેરવાનું સરળ થાય

માટે વાંસની લાંબી ભૂંગળ ('શ્રુ-હોર્ન') આપી.

ભોજનાલયમાંથી પ્રશિડાને ઘેર અને ત્યાંથી હોટેલે જતાં આ પુરાતન શહેરની ગલીકૂંચીઓમાં ફર્યા પાશ્ચાત્ય ટોકિયોથી સાવ જુદું; પૌરસ્ત્ય વાતાવરણનો ઘેરો રંગ જ્યાં જુઓ ત્યાં સર્વત્ર! ક્યોટોના સાંકડા પણ અત્યંત સ્વચ્છ ઉપમાર્ગો ઉપર (જાપાનની સ્વચ્છતા પશ્ચિમના કોઈ પણ દેશની સરસાઈ કરે એવી છે) ચાલવાની અને નગરદર્શન કરવાની બહુ મજા આવી! ત્રણ-ચાર ઈંચ ઊંચી, હળવા લાકડાના કે ઘાસના તળિયાવાળી ચંપલો પહેરીને ચમકતી ચાલે વિહરતી સુન્દરીઓ ટોકિયોમાં ભાગ્યે દેખાય. આમ આપણી ચાખડીઓ કરતાં આ ચંપલો ભિન્ન પ્રકારની અને તે કરતાંયે અગવડભરી લાગે. પણ કહે છે કે એ પહેરીને દોડી પણ શકાય! ક્યોટોમાં વસ્તી અગિયાર લાખની છે, પણ એક પ્રાચીન શહેર અને જાપાની સંસ્કૃતિનું પ્રમુખ કેન્દ્ર હોઈ અમુક સ્થળો સિવાય પશ્ચિમનો ચળકાટ ક્યાંય દેખાતો નથી. ભાષાનો ભારે ભેદ હોવા છતાં પૌરસ્ત્યોને અહીં ઘણું

એક શ્રેષ્ઠ જગા પસંદ કરી છે એમ કહેવામાં ભાગ્યે અતિશયોક્તિ છે. એના ભોજનગૃહનાં ચિત્ર–વાતાયનોમાંથી સામી ટેકરીનું એવું નયન-મનોહર સૃષ્ટિસૌન્દર્ય નજરે પડે છે કે માણસ ભોજન કરવાનું પણ ભૂલી જાય! આ હોટેલમાં મારી રૂમ પાંચમા માળ ઉપર હતી, પણ આખું મકાન ઢોળાવ ઉપર બંધાયેલું હોવાને કારણે એ ઓરડાનું ચિત્ર-વાતાયન, પાછળની ટેકરી ઉપરના બગીચાને બરાબર અડીને આવેલું હતું, અર્થાત્ પાંચમા માળ ઉપરના ઓરડામાંથી એક પગથિયું પણ ઊતર્યા સિવાય પેલા બગીચામાં જઈ શકાય!

તા. ૨૬ મી એપ્રિલે સવારે ઇશિડા આવ્યા અને થોડી વારમાં અમે બહાર નીકળ્યા. સૌ પહેલાં 'હેઈઆન જિંગો' નામે શિન્ટો મન્દિરમાં ગયા. શિન્ટો મન્દિરમાં મૂર્તિ હોતી નથી, પણ એના સ્થાને પરમ તત્ત્વની નિર્મળતાનો સૂચક આયનો હોય છે. પરન્તુ કેટલેક સ્થળે શિન્ટો અને બૌદ્ધ ધર્મની માન્યતાઓ એવી મિશ્રિત થયેલી હોય છે કે બુદ્ધમૂર્તિ અને આયનો એક સાથે હોય છે. 'હેઈઆન જિંગો' ક્યોટોનાં સૌથી જોવા લાયક સ્થળોમાંનું એક ગણાય છે અને અહીંનું એ સૌથી મોટું શિન્ટો મન્દિર છે. સેંકડો લોકો અને નિશાળોમાંથી પર્યટને નીકળેલાં બાળકો અહીં આવતાં હતાં. આ મન્દિરની આસપાસ એક વિશાળ બગીચો છે. ક્યોટોમાં સેંકડો બૌદ્ધ તેમજ શિન્ટો મન્દિરો છે અને તેમાંનાં તમામ મુખ્ય મન્દિરોની આસપાસ વિશાળ બગીચાઓ છે. એ બગીચાઓનું સારી રીતે જતન થઈ શકે એ માટે મુલાકાતીઓ પાસે કંઈક ફી લેવાય છે. આ બધાં કારણે ક્યોટોમાં અને તેની આસપાસ એટલા બધા બગીચાઓ છે કે એને સાચા અર્થમાં બગીચાઓનું શહેર ગણી શકાય. મારી આ લાંબી મુસાફરીનો હવે છેડો આવવા થયો છે. મને હવે એવો પ્રશ્ન કરવામાં આવે કે "તમે અત્યાર સુધી જોયેલાં શહેરોમાં સૌથી સુન્દર શહેર કયું?" તો જરાયે વિચાર કર્યા વિના હું ઉત્તર આપું કે "ક્યોટો". આ પરથી મારા મન ઉપર અહીં પડેલી છાપ વિશે તમે કલ્પના કરી



ક્યોટોના શિન્ટો મન્દિર 'હેઇયાન જિંગો'માં—
પ્રો ઇશિડા સાથે.

શકશો. આ મન્દિરોમાંનાં ઘણાં ઐતિહાસિક છે અને કેટલાંક તો સેંકડો વર્ષ પહેલાં બંધાયેલાં છે. પરન્તુ જાપાનનું સ્થાપત્ય મુખ્યત્વે લાકડાનું હોવાને કારણે અગ્નિનો કોપ અને દર ઓગસ્ટ-સપ્ટેમ્બરમાં ઝંઝા (ટાઈફૂન)નો ઉપદ્રવ એ અતિસામાન્ય હોઈ આ બધાયે એક કરતાં વધારે વાર બંધાયેલાં છે.

શિન્ટો મન્દિરમા લગ્નવિધિ પણ થાય છે. 'હેઇઆન જિંગો'ના વિસ્તૃત પટાંગણમાં અમે ફરતા હતા ત્યારે કેટલાંક લગ્નો થતાં હતાં, અને બીજે કેટલેક સ્થળે પરણી ઊતરેલાં વરકન્યા અને જાનૈયા ફોટો પડાવતાં હતાં.

શાસન જાપાનના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે, અને એ રીતે તેઓ એક પરાક્રમી અમીર કુટુંબના વંશજ છે. વીસેક વર્ષ પહેલાં પૅરિસમાં ફ્રેન્ચ વિદ્વાનો લુઈ રનુ અને ફુશે પાસે એમણે સંસ્કૃતનો અભ્યાસ કરેલો. ક્યોટોમાં જે બૌદ્ધ યુનિવર્સિટીઓ કે વિદ્યાલયો છે ત્યાં સંસ્કૃતના અધ્યયન માટે જોગવાઈ છે ખરી, પણ તે મુખ્યત્વે બૌદ્ધ ફિલસૂફીમાં પ્રવેશના એક સાધન તરીકે પરન્તુ વ્યાપક અર્થમાં સંસ્કૃત સાહિત્યના અધ્યયનને સ્થાન તો આ શાહી યુનિવર્સિટીમાં જ છે. પ્રો. અશીકાગા 'પંચતન્ત્ર', 'રઘુવંશ' અને 'મનુસ્મૃતિ' એમના વિદ્યાર્થીઓ સાથે વાંચે છે તથા વેદ અને અવેસ્તાના અભ્યાસમાં પણ સારો રસ ધરાવે છે. સંસ્કૃત મુખ્ય વિષય તરીકે લેનારા તો ગણતરીના વિદ્યાર્થી અહીં છે, પણ ઇતિહાસ અને ફિલસૂફી જેમણે મુખ્ય વિષય તરીકે લીધાં હોય એવા સંખ્યાબંધ વિદ્યાર્થીઓ ગૌણ વિષય તરીકે સંસ્કૃત શીખવા આવે છે પ્રો. અશીકાગાએ તાજેતરમાં પ્રગટ થયેલી પોતાની એક પુસ્તિકા મને ભેટ આપી, જેના જાપાની શીર્ષકનું ભાષાન્તર કરીએ તો 'ભદ્રચરિપ્રણિધાનની હસ્તપ્રતો' એવો અર્થ થાય -ચૂ હેરનથી પ્રો એજર્ટન વિશે લખતાં જે 'બૌદ્ધ મિશ્ર સંસ્કૃત' પરત્વે મેં વાત કરી હતી એ ભાષામાં ભારતમાં રચાયેલી આ કૃતિનું તથા ઈ. સ ના છઠ્ઠા સૈકામાં તાંગ વંશના રાજ્યકાળમાં થયેલા એના ચિનાઈ અનુવાદનું એ સંપાદન છે. મૂળ સંસ્કૃત કૃતિ છઠ્ઠા શતકથી માત્ર થોડા દશકા અગાઉ ભારતમાં રચાયેલી લાગે છે. એની બે પાઠપરંપરાઓ ('વર્ઝન્સ') મળે છેઃ એક ઉત્તરની (નેપાલની) અને બીજી દક્ષિણની. ભદ્રચરિ નામે બોધિસત્ત્વનાં વ્રતોનું વર્ણન એમાં છે.

ક્યોટોની શાહી યુનિવર્સિટીનો સંસ્કૃત વિભાગ પ્રમાણમાં મોટો છે ત્યાં સંસ્કૃતના મદદનીશ પ્રોફેસર ઓજિહારા છે. ત્રણેક વર્ષ પહેલાં તેમણે પૂનામાં રહી પાણિનિનો અભ્યાસ કર્યો છે તથા પ્રાકૃતોમાં તેઓ રસ ધરાવે છે પરન્તુ તેઓ બિમાર હોઈ એમને મળવાનું બન્યું નહિ. ઝેમ્બા અને ઇટો એ બે લેક્ચરરો છે. એમાંના પહેલાનો રસ પાલિ

સાહિત્ય અને અવદાનમાં છે તથા બીજાનો વેદ અને પ્રાચીન દર્શની સાહિત્યના અધ્યયનમાં છે. એ બન્ને અશીકાગાના વિદ્યાર્થીઓ હોઈ અહીં જ તૈયાર થયેલા છે. મત્સુઓ ભારતીય ફિલસૂફીના મદદનીશ પ્રોફેસર છે અને ન્યાયમાં વિશેષ રસ ધરાવે છે. સાવા અર્વાચીન ફારસી અને હિન્દીના લેક્ચરર છે, તેઓ ઓસાકા યુનિવર્સિટીમાં કામ કરે છે, પણ ક્યોટો ત્યાંથી ઝાઝું દૂર નહિ હોઈ અઠવાડિયે કેટલાંક વ્યાખ્યાન ક્યોટોમાં પણ આપે છે. ફારસી અને હિન્દીના પણ થોડાક વિદ્યાર્થી અહીં છે.

પ્રો. અશીકાગાએ ભારતીય વિદ્યામાં સંશોધનની તાલીમ ફ્રાન્સમાં લીધેલી હોઈ તેઓ ભાંગ્યુંતૂટ્યું અંગ્રેજી મુશ્કેલીએ બોલતા હતા, અને વચ્ચે વચ્ચે ફ્રેન્ચમાં બોલવા માંડતા ત્યારે પ્રો. ઇશિડા દુભાષિયા બનીને મારી મદદે આવતા.

ઇશિડાના મિત્ર, અંગ્રેજી વિભાગના મિ કાવાદા થોડા સમય પછી ફુલબ્રાઈટના ઉપક્રમે અમેરિકા જવાના હોઈ તેમણે અમને સાંજે જમવા બોલાવ્યા હતા. અમેરિકાનું જીવન તથા ત્યાંની સંસ્થાઓની કાર્યપદ્ધતિ વિશે એમની સાથે વાતો કરી.

ક્યોટો અને નારા ઉપર બિલકુલ બોમ્બમારો થયો નહિ, અને તે કારણે ત્યાં જે કંઈ હતું તે અવિકલ રહ્યું. બાકી, મિત્રરાજ્યોના આગિયા બોમ્બોએ જાપાનનાં અનેક કાષ્ઠ-નગરોને થોડા કલાકમાં ભસ્મીભૂત કરી નાખ્યાં હતાં, પણ એ સાથે નોંધપાત્ર વસ્તુ એ છે કે આ કાષ્ઠ-નગરો અને પાટિયાંનાં હળવા મકાનો એટલી જ ઝડપથી પાછાં ઊભાં થઈ ગયાં છે અગાઉ મેં લખ્યું હતું તેમ, વિજેતા ઇંગ્લંડના પાટનગર લંડનમાં પુષ્કળ 'વૉર ડૅમેજ' હજી પ્રત્યક્ષ દેખાય છે અને જર્મનીમાં તો એનો કંઈ પાર નથી, પરન્તુ જાપાનનાં લાકડિયાં નગરોમાં એ ક્યાંય દેખાતો નથી! ક્યોટોના ગરીબ વિસ્તારોમાં હળવા લાકડાંનાં તકલાદી મકાનો જોઈને પ્રો. ઇશિડાને મેં પૂછ્યું કે 'આ તકલાદી મકાનો આગસ્ટ-સપ્ટેમ્બરની ઝંઝાઓ (ટાઇફૂન) સામે કેવી રીતે ટકે છે?' તેમણે ઉત્તર આપ્યો, 'નથી ટકતાં, ઊડી જાય છે. પણ ભારે મકાનો બાંધવાના પૈસા ક્યાં છે?' જીવન કેવી વિલક્ષણતાઓથી ભરેલું છે! ગરીબી પણ પુનર્નિર્માણમાં સહાયભૂત થાય છે. કોઈએ કહ્યું છે કે જાપાની પ્રજાને ધૈર્યશીલ અને હિંમતવાન બનાવવામાં

શૃગાલમન્દિરો છે. પણ એવાં ત્રણ સૌથી મોટાં મન્દિરોમાંનું આ એક છે. આમાં પથ્થરનાં મેંકડો શિયાળ છે, અને કેટલેક સ્થળે તો નાની દેરીઓમાં શિયાળની મૂર્તિઓ છે. 'ઇનારી જિંગો' સૌ પહેલાં આઠમા સૈકામાં બંધાયું હતું, ત્યાર પછી એનો અનેક વાર જીર્ણોદ્ધાર થયો હતો અને હાલનું મન્દિર ઈ. સ. ૧૬૪૦માં બંધાયું છે. ખાસ કરીને જે શિન્ટો મન્દિરો પૂર્વજોને અર્પણ કરેલાં છે ત્યાં (જાપાનના સ્થાનિક સંપ્રદાયોમાં પૂર્વજપૂજાનું ઘણું મહત્ત્વ છે એ જાણીતું છે.) પૂર્વજોના આત્માના સમારાધન માટે મન્દિર સાથે નર્તકાઓ રાખવામાં આવે છે. આ નર્તકાઓને 'મિકો' અને તેમની કલાને 'કાગુરા' (પવિત્ર નૃત્યસંગીત) કહેવામાં આવે છે. આ નર્તકાઓ, દેવદાસીઓની જેમ, મન્દિરમાં રહેતી નથી, પણ પોતાને ઘેરથી દરરોજ નૃત્યસંગીત માટે આવે છે. અમે ગયા ત્યારે 'ઇનારી જિંગો'માં ત્રણ નવયુવાન નર્તકાઓ હતી. એમણે પ્રવાસીઓના રંજન અર્થે થોડીક વાર નૃત્ય કર્યું ત્યારે પાસે બેઠેલા, સર્કસના વિદૂષક જેવી લાંબી ટોપી પહેરેલા બે જુવાન પુરોહિતોમાંનો એક વાંસળી અને બીજો કોઈ તંતુવાદ્ય વગાડતો હતો. બધાં શિન્ટો મન્દિરમાં લાકડાંને સિન્દૂરિયા રંગે રંગવામાં આવે છે. આ રંગ અદૃષ્ટ-પ્રારબ્ધનો સૂચક છે એમ અમને કહેવામાં આવ્યું. અહીં પણ મોટો બગીચો છે, જે જાપાનનાં બધાં મુખ્ય મન્દિરોમાં સર્વસામાન્ય છે.

ત્યાંથી લગભગ એક કલાકમાં નારા પહોંચ્યા, અને ત્યાંની પ્રસિદ્ધ નારા હોટેલમાં ચા-નાસ્તો કર્યો. શહેર ઘણું નાનું છે, વસ્તી માત્ર સવા લાખની છે, પણ બહુસંખ્ય ઉદ્યાનો અને મન્દિરોને કારણે ઘણું વિસ્તૃત અને ક્યોટો જેવું સુન્દર લાગે છે. નારામાં સૌથી જોવાલાયક વસ્તુ 'ટોડાઈજી' મન્દિરની પ્રચંડ બુદ્ધમૂર્તિ-'દાઇબુત્સુ' છે. સાડીત્રેપન ફૂટ ઊંચી અને ૪૫૨ ટન વજનની આ મહાકાય પ્રતિમા સોનેરી પદ્મની પાંખડીઓ ઉપર આસન વાળીને બેઠેલી છે. કામાકુરામાં આવેલી આના કરતાં થોડીક નાની બુદ્ધમૂર્તિ ખુલ્લા આકાશ નીચે બેઠેલી છે,

જ્યારે આ મૂર્તિ લાકડાના બનાવેલા બહુ મોટા, કંઈક અંધારિયા ગૃહમાં છે, અને તે જાપાનમાં સૌથી મોટુ કાષ્ઠગૃહ ગણાય છે. આ વિરાટ પ્રતિમા, તે ઢાળવાના આઠ નિષ્ફળ પ્રયત્નો પછી, ઈ. સ. ૭૪૯માં ઢાળી શકાઈ હતી. ન્યૂ યૉર્કના બારામાં આવેલા, ૨૨૫ ટન વજનના સ્વતંત્રતાના પૂતળા કરતાં બમણી આ મૂર્તિ બારસો વર્ષ પહેલાના કારીગરો કેવી રીતે ઢાળી શક્યા હશે એ આશ્ચર્ય તેમજ શોધનો વિષય છે.

ફરવા આવનારાઓ તેમજ પ્રવાસીઓનાં ટોળાં અહીં જામ્યાં હતાં. થોડાક પરદેશીઓને બાદ કરતાં સર્વે જાપાનવાસીઓ હતા. ભારતમાં આવાં સ્થળોએ જઈએ છીએ ત્યારે ઘણાખરા ધાર્મિક ભાવથી આવેલા યાત્રાળુઓ દેખાય. પણ જાપાનમાં અહીં તેમજ અન્યત્ર તેમ નહોતુ કોઈ રડ્યાખડ્યાં—વૃદ્ધ કે વૃદ્ધાઓ ધાર્મિક ભાવથી નમતા હતા જુવાનો અને વિદ્યાર્થીઓ તો ટટાર રહીને આમતેમ ડાફ-રિયાં મારતા કે ફરતા હતા. કેટલાક કુતૂહલથી આ બુદ્ધમુનિના ખોળામાં ચડી જતા હતા. ઘરમાં કે ભોજનગૃહમા પ્રવેશતાં જોડા કાઢવાનો આગ્રહ ધરાવનાર જાપાનવાસીઓનાં બાળકો અહીં જોડા સાથે જ બુદ્ધમૂર્તિ ઉપર કૂદકા ભરતાં હતાં. લોકોના ધાર્મિક ભાવોમાં અથવા કહો કે આચારોમાં કેવું પરિવર્તન આવ્યું છે એનું આ એક લાક્ષણિક દશ્ય હતુ.

'દાઇબુત્સુ'ની આસપાસ એક મોટો પ્રદક્ષિણામાર્ગ છે. કેટલીક જૂની મૂર્તિઓ ત્યાં મૂકેલી છે ત્યાં અમે ફર્યા એલ્યુમિનિયમનાં વાસણો બનાવનારી એક કંપનીએ આ પ્રચંડકાય બુદ્ધમૂર્તિને અનુરૂપ એક હજાર ગેલન ચા માય એવી કીટલી ભેટ આપી છે તે એના એક ખૂણામાં રાખવામાં આવી છે. એનું દશ્ય કંઈક બેહૂદી છાપ પાડતું હતું.

'દાઇબુત્સુ'થી નીકળીને નારા હોટેલમાં આવ્યા. શહેરની સૌથી ઊંચી ટેકરી ઉપર એ મકાન આવેલું હોઈ આખા શહેરનું દશ્યપટ

ત્યાંથી નજરે પડે છે. આશરે અર્ધી શતાબ્દી પહેલાં જૂના જાપાની રાજમહેલોની સ્થાપત્યશૈલી અનુસાર એ બંધાયું હોઈ આસપાસનાં જૂનાં મકાનો સાથે એનું પૂરું સામંજસ્ય છે. ત્યાં લચ લઈને કેટલાંક શિન્ટો અને બૌદ્ધ મન્દિરો જોયાં. એમાંના શિન્ટો 'કસુગા જિંગો'માં પથ્થરનાં આશરે ત્રણ હજાર ફાનસો છે! ત્યાંથી આગળ ચાલતાં ૪૮ ટન વજનનો ઘંટ જોયો; એ કરતાં મોટા ક્યોટોના ઘંટ વિશે હમણાં જ મેં ઉપર લખ્યું છે.

નાથમાં રહ્યું નથી, પણ મેકડો માઈલ દૂર આજે પણ નારામાં છે. તેર વર્ષ પહેલાં, સને ૧૯૪૪ના આરંભમાં હું સારનાથ ગયો હતો અને એ સમયે ત્યાં વસતા ભારતના શ્રેષ્ઠ બૌદ્ધ વિદ્વાન સ્વ. ધર્માનંદ કોસબીનો મળ્યો હતો એવું અહીં સ્મરણ થયું.

ત્યાંથી પાછા ફરતા વળી નારા અને ક્યોટોમાં કેટલાંક બૌદ્ધ તથા શિન્ટો મન્દિરો જોયા અને સાંજે મિયાકો હોટેલ ઉપર આવી પહોંચ્યા.

ક્યોટોમા અમે મિયાકો હોટેલમા અથવા પાશ્ચાત્ય પદ્ધતિના કોઈ રેસ્ટોરામા જમતા બૌદ્ધ ભોજનાલયમા એક વાર ગયા હતા, પણ પ્રો. હશિડાનો એનો આગ્રહ હતો કે જૂની પદ્ધતિના એક જાપાની ભોજન-ગૃહમાં પણ મારે અવશ્ય જવું. તા. ૨૮મી એપ્રિલે તેમણે એ નક્કી કર્યું. આ પ્રકારના ભોજનગૃહોમાં ભીડ ન થાય એ માટે અગાઉથી ટેલીફોન કરીને સમય નક્કી કરવાનો હોય છે, તે તેમણે કર્યો. એ દિવસે રવિવાર હોવાથી એમ કરવું ખાસ જરૂરી હતું. બપોરે બાર વાગ્યે ત્યાં પહોચ્યા ત્યારે ભોજનગૃહનો વ્યવસ્થાપક અને બીજી એક મહિલા સ્વાગત કરવાને બહાર ઊભાં હતાં. રેલવે નહોતી એ જમાનામાં ક્યોટોથી ટોકિયો જવાના રાજમાર્ગ ઉપર મેકડો વર્ષ જૂના એક વિશ્રાન્તિસ્થાનના (‘ઇન’) મકાનમા આ ભોજનગૃહ આવેલું છે. એમાં પણ જૂની પદ્ધતિ પ્રમાણે વિશાળ પટાંગણમાં પથ્થરનાં ફાનસો અને સુન્દર બગીચો, એ જ અનુત્તમ વ્યવસ્થા, સૌજન્ય અને સન્માન! ભોજનગૃહમા અન્યત્ર બીજા માણસો હશે કે કેમ એની અમને ખબર નથી, પણ અમને તો કોઈનો સંચાર સરખો સંભળાયો નહોતો. આમ દરેક મહેમાન ઉપર એવી છાપ પડે કે અત્યારે તો આ ભોજનગૃહ તેના એકલા ઉપર જ ચાલી રહ્યું છે! જાપાનમાં દરેક દુકાન, ઓફિસ, વિશ્રાન્તિગૃહ કે કલબ પોતાની સચિત્ર છાપવાળી દીવાસળીની પેટીઓ રાખે છે અને દરેક મુલાકાતીને એ આપવામાં આવે છે, તેવી રીતે અહીં પણ-અમને અપાઈ. જાપાનના સાંકડાં પણ સુઘડ અને કલા-ત્મક રીતે ગોઠવાયેલાં ઘરોમાં હોય છે તેમ અહીં પણ સરતા દરવાજા

(સ્લાઈડિંગ ડોર), અને ભીંતોને બદલે હળવાં લાકડાં કે વાંસની ફ્રેમોમાં રંગબેરંગી કાગળના પાર્ટિશન થોડાક મહિનામાં આ કાગળ બદલી નાખવા પડે, પણ બિલકુલ અદ્યતન પદ્ધતિએ તૈયાર કરેલાં આર. સી. સીના નવાં મકાનોની બારીઓના કાચ અનેક વાર ફૂટેલા કે તરડાયેલા દેખાય છે તેમ જાપાનમા ફાટેલા કાગળવાળી ફ્રેમો જોઈ નહિ. કહે છે કે નાનપણથી જ અમુક વ્યવસ્થાની ટેવ પડી હોવાને કારણે ઘરનાં બાળકો પણ એને કદી અડકતા નથી.

જાપાનમાં શાકાહારી રહેવુ મુસ્કલ છે, પણ અહીં અગાઉથી સૂચના અપાયેલી હોવાથી મારે માટે ભાત, ગરમ દૂધ, શાક અને ફળ તૈયાર હતાં અહીં પણ એ જોયુ અને અનુભવ્યુ કે આવાં ભોજન-ગૃહોની પરિચારિકા એ એક 'ટાઈપ' છે એની સેવાના બદલામાં મેં જ્યારે જાપાની ભાષામાં 'અરિગાટો' (ધન્યવાદ) કહ્યું ત્યારે લાલિત્ય-પૂર્ણ છતાં શિસ્તબદ્ધ વિવેક આચરતી એ લલનાના મુખ ઉપર પ્રસન્નતા છવાઈ ગઈ.

જે રીતે સ્વાગત કર્યું હતુ એ જ રીતે અમને ભોજનગૃહમાથી વિદાય આપવામાં આવી. ત્યાંથી નીકળી 'કબુરેન્જો'ના (નૃત્ય-સંગીત -વિદ્યાલય) નિયામક મિ. નાકાસિમાને એમની કચેરીમા મળ્યા. ક્યોટોની ગેઈશાઓનુ નૃત્યસંગીત વિદ્યાલય ('યાસાકા ન્યોકો બા ગાકુયેન') ત્યાં આવેલું છે અને ગેઈશા યુનિયનની કચેરી પણ ત્યાં છે ગેઈશાઓના વિદ્યાલયના એક સમારંભ વિશે 'જાપાન ટાઈમ્સ'માં થોડા દિવસ પહેલાં મેં વાંચ્યું હતું અને તેથી એ વિદ્યાલયની શૈક્ષણિક વ્યવસ્થા વિશે જાણવાની મને ઉત્કંઠા હતી. પ્રો. કશિડાએ પોતાના એક પત્રકાર મિત્ર મારફત મિ. નાકાસિમાની મુલાકાત ગોઠવી હતી. અપ-ટુ-ડેટ અમેરિકન પોશાકમાં સજ્જ થયેલા આ ભાઈ અંગ્રેજીનો કક્કો પણ સમજતા નહોતા, એટલે પ્રો. કશિડાએ અમારા દુભાષિયા તરીકે કામ કર્યું. આ વિદ્યાલયનું જાપાની ભાષામાં છાપેલું બોધપત્ર

મિ. નાકાસિમાએ આપ્યું. હું કે ભારતમાંના મારા મિત્રોમાંથી કોઈ જાપાની ભાષા જાણતા નથી કે ભારતમાં કોઈ યુનિવર્સિટીમાં પણ એ ભાષા શીખવાતી નથી, પણ ભવિષ્યમાં કોઈ જાણનાર નીકળી આવશે એ આશાએ તેમજ એક સ્મરણચિહ્ન તરીકે પાસે રાખ્યું.

અત્યારે ચેરીના કુસુમોત્સવનો મહિનો હોવાથી અને નૃત્યસમારંભો ચાલતા હોવાથી વિદ્યાલયનું કામકાજ બંધ હતું, પણ મારા પ્રશ્નોના મિ. નાકાસિમાએ આપેલા ઉત્તરોમાંથી જે જાણવા જેવું લાગ્યું તે અહીં નોંધું છું

જાપાનમા ગેઇશાની સંસ્થા અને ચેરી નૃત્યો બહુ પુરાતન છે તે સાથે ગેઇશાની તાલીમ પણ એટલી જ પુરાણી છે. પણ એ માટે વિદ્યાલયની સ્થાપના સને ૧૮૭૨ માં થઈ હતી, અને એ વખતે 'ન્યોકોબા' (કન્યાશાળા) નામથી તે સંસ્થા ઓળખાતી હતી. ઈ. સ. ૧૮૮૬ મા એને અત્યારનું નામ અપાયું, અને ૧૯૦૨ માં ગેઇશાઓના શિક્ષણ માટેના એક 'ફાઉન્ડેશન'રૂપે એનો વિસ્તાર થયો. દરવર્ષે નવીન ગીતકથાઓ ચેરી-નૃત્યોમાં દાખલ કરવાનું પણ સને ૧૮૭૨થી શરૂ થયું.

આ વિદ્યાલયમાં અત્યારે વિદ્યાર્થિનીઓની સંખ્યા ૩૫૦ છે, અને તે બધી જુવાન કે કિશોર વયની ગેઇશાઓ છે. એમને શીખવાના વિષયોમાં જાપાની નૃત્યકલા, વાદ્યસંગીત અને કંઠસંગીતના જુદા જુદા પ્રકારો છે. ભારતમાં પરંપરાગત નૃત્યના કલાગુરુઓ પુરુષો હોય છે, જ્યારે અહીં નૃત્યકલાનું શિક્ષણ સ્ત્રીઓ જ આપે છે. ક્યોટો એ જાપાનમાં ગેઇશાઓનું સૌથી મોટું કેન્દ્ર છે અને તેમના આ એકમાત્ર વિદ્યાલયની તમામ નૃત્યશિક્ષિકાઓ પોતાની કલા માટે પંકાયેલી છે. એમાંની એક, યાચિયો ઇનોવે, જાપાનની લલિત કલા અકાદમીની સભ્ય છે. સંગીત પણ મુખ્યત્વે સ્ત્રીઓ શીખવે છે. ચિત્રકલા પુરુષો શીખવે છે, અને એના મુખ્ય કલાગુરુ મિ. હોસોઇયે ત્યાં જ મળ્યા. વળી

ગેઇશાઓને ઉપયોગી સામાન્ય જ્ઞાન અને સંસ્કારિતાના કેટલાક વિષયો સાં ફરજિયાત હોય છે, જેમકે પરંપરાગત અદબથી ચા પીરસવાની રીત, પુષ્પ ગોઠવવાની અને હાર બનાવવાની કલા, લેખનકલા આદિ.

આ વિદ્યાલયમાં અગાઉ વર્ગો લેવા માટેના ૪૦ ઓરડા હતા. કયોટો ઉપર બૉમ્બમારો જો કે થયો જ નહિ. પણ સંભવિત બૉમ્બ-મારાની પરિણામી આગમાંથી શહેરનો બચાવ થાય એ માટે મકાનોની સળંગ હારમાંથી કેટલોક ભાગ તોડી નાખતા, તેમાં આ મકાન પણ તૂટ્યુ, પરન્તુ તૂટેલા ભાગ હજી ફરી બંધાયા નથી અમે ચેરી-નૃત્યો જોવા માટે આ મકાનમાં થઈને ગયા હતા, એટલે સ્પષ્ટ જણાયું કે અત્યારની સ્થિતિમાંયે એ કંઈ નાનુ નથી. કલાગુરુઓની સંખ્યા અત્યારે ૧૨ છે.

વળી અમને કહેવામાં આવ્યુ કે કયોટોના આખાયે ગેઇશા-વિસ્તારની જમીનની માલિકી ગેઇશા-યુનિયનની છે, એટલે આ વિદ્યાલયનાં કામો માટે ગમે તે સ્થળનો ઉપયોગ કરવામાં કદી મુશ્કેલી નડતી નથી. વિદ્યાલયનું વાર્ષિક ખર્ચ તેર લાખ યેન એટલે કે આશરે પચીસ હજાર રૂપિયા છે. કયોટોની વિખ્યાત ધંધાદારી નર્તિકાઓ—ગાયિકાઓ અહીં નજીવા પુરસ્કારથી શિક્ષણ આપે છે એ કારણે પણ ખર્ચ ઓછો થાય છે એમ જાણવા મળ્યું. સરકાર પાસેથી આ વિદ્યાલય કશી દેણગી મેળવવાનો પ્રયત્ન કરતુ નથી. જમીન અને મકાનોનાં ભાડામાંથી તથા ગેઇશા-વિસ્તારોમા આવેલાં ચા-ઘરોના ફાળામાંથી તેનો ખર્ચ ચાલે છે.

વિદ્યાલયના બોધપત્રમાં જો કે લખેલુ છે કે, સ્નાતક અને અનુ-સ્નાતક અભ્યાસક્રમોની જેમ, વિદ્યાર્થિનીઓએ પહેલાં ત્રણ વર્ષ અને પછી બે વર્ષ અભ્યાસ કરવો જોઈએ, પણ વ્યવહારમાં આવા બે, તદ્દન અલગ વર્ગો પાડવામાં આવતા નથી. દર વર્ષે પદવીદાન સમા-રંભ થાય છે, અને તેમાં બે પ્રકારનાં ઇનામ અપાય છે—એક, તો

અભ્યાસમાં ઉદ્યોગ અને ઊંડા ખંત માટે અને બીજું, વર્ષ દરમિયાન જેને સૌથી વધુ આવક થઈ હોય તે ગેઇશાને (આમાં નૃત્યસંગીતાદિમાં થયેલી રીતસરની કમાણી ઉપરાંત જે બેગમોગાદો મળી હોય તેનો પણ સમાવેશ થાય છે) તેની એ વ્યાવહારિક સિદ્ધિ માટે! આના ઇનામો થોડા દિવસ પહેલાં જ અપાયાના સમાચાર મેં ટોકિયોમાં વાંચ્યા હતા.

અહીં પણ મિ. નાગાસિમા સાથે જાપાની પદ્ધતિની ચા પીધી, અને એ પછી કુસુમોત્સવ નિમિત્ત વિદ્યાલયની વિદ્યાર્થિનીઓના ચિત્રોનું એક નાનું પ્રદર્શન યોજાયું હતું તે સાથે ફરીને તેમણે બતાવ્યું. અહીં પણ જોનાર નાગરિકોની ભીડ હતી, અને તેથી આ ગેઈશાવિસ્તાર અને તેમનું વિદ્યાલય એ કોઈ ત્યજાયેલો કે નૈતિક અર્થમાં પ્રતિબંધિત વિસ્તાર નહોતો એ સ્પષ્ટ હતું.

હતો ! એ પ્રયોગનો અમે લાભ લીધો

સાધારણ રીતે કબુકી સવારે અગિયાર વાગ્યે શરૂ થાય અને ચાર નાટકો બતાવી રાત્રે આઠ વાગ્યે પૂરુ થાય જેને થોડો સમય જોવુ હોય તે ગમે ત્યારે જાય અને ફાવે ત્યારે પાછા જાય અમે આખો દિવસ જોઈ શકત, પણ ભાષાની મુશ્કેલીને કારણે મને બધામા રસ ન પડે, એટલે ચારમાંથી કબુકીની પરંપરાને વફાદાર એવાં બે નાટકો જોવાનુ નક્કી કર્યું હતુ

એક ગણાય છે અને એનો અંગ્રેજી અનુવાદક એને જગતનાં શ્રેષ્ઠ નાટકોમાંનું એક ગણાવે છે. એ. સી. સ્કોટે કરેલું અને ટોકિયોના હોકુસીડો પ્રેસે પ્રગટ કરેલું એનું અંગ્રેજી ભાષાન્તર પ્રો. ઇશિડાએ મને ભેટ આપ્યું હતું, એટલે તે સમજવાનું પ્રમાણમાં સરલ હતું. 'જિત્સુરોકુ'ની ખૂબીઓ તેમણે મને સમજાવી હતી.

'કાન્જીન્ચો'નું વસ્તુ જાપાનના ઇતિહાસનાં સૌથી રંગીન પાત્રો સાથે સંબંધ ધરાવે છે કામાકુરામાં વસતી મિનામોટો જાતિનો સરદાર યોરિટોમો હતો. એના નાના ભાઈનું નામ યોશિત્સુને હતું. યોશિત્સુને પ્રસિદ્ધ તલવારબાજ હતો, અને કિશોર વયનો હતો ત્યારે જ તેણે બેન્કેઇ નામે એક લડાયક બૌદ્ધ સાધુ જેણે ક્યોટોના ગોજો પૂલ આગળ એને લૂંટવાનો પ્રયત્ન કર્યો હતો એને હરાવ્યો હતો. (આપણા દેશમાં પણ નાગા બાવાઓ લશ્કરમાં જોડાતા એ જાણીતું છે) યોશિત્સુનેની બહાદુરીથી ખુશ થઈને બેન્કેઈ એનો વફાદાર સેવક બની ગયો હતો.

. યોશિત્સુનેના પરાક્રમની ઘણી વાતો જાપાનમાં પ્રચલિત છે. એનો મોટો ભાઈ પણ એના વીરત્વની ઈર્ષ્યા કરવા લાગ્યો. એક વાર તે વિજય કરીને પાછો આવ્યો ત્યારે મોટા ભાઈએ એને ત્રણ અઠવાડિયા સુધી મુલાકાત પણ ન આપી. આથી યોશિત્સુને પાટનગરમાંથી ચાલી નીકળ્યો અને પોતાના ભાઈ સામે સૈનિકો એકત્ર કરવા લાગ્યો. પણ એમાં તેને સફળતા મળી નહિ. નાસીને પહાડોમાં છુપાવા સિવાય એની પાસે બીજો ઇલાજ ન રહ્યો. યોશિત્સુને પોતાના વફાદાર મિત્ર બેન્કેઈ, રખાત શીઝુકા અને બીજા કેટલાક માણસો સાથે 'યમાબુશી' પંથના બૌદ્ધ સાધુઓના વેશમાં ઉત્તરના પહાડો તરફ ચાલી નીકળ્યો. યોરિટોમોને આ વાતની ખબર પડી, એટલે તેણે દરેક સ્થળે એ પંથના સાધુઓની પૂરી તપાસ કરવાના હુકમો છોડી દીધા.

નાસતી ટુકડીને પણ આ ખબર મળી ગયા. બેન્કેઈએ પોતાના

સરદાર યોશિત્સુનેને 'ગોરીકી' અથવા પહાડી બોસિયાનો વેશ પહે-રાવી દીધો, અને આખી ટુકડીની પાછળ પાછળ થોડેક દૂર ચાલવા તેને કહ્યું.

આમ કરતાં તેઓ બધા સરહદ ઉપર પહોચ્યાં ત્યારે ચોકિયાતો એમના પ્રત્યે સંદેહની નજરે જ જોતા હતા મુખ્ય ચોકિયાત ટોગાશીએ તેમને પ્રશ્નો કરવા માંડ્યા, એના જવાબમા બેન્કેઈએ કહ્યુ કે "અમે સાધુઓ છીએ અને નારાના ટોડાઈ-જી મન્દિરના જીર્ણોદ્ધાર માટે ફાળો એકત્ર કરવા નીકળ્યા છીએ" ટોગાશીએ કહ્યુ "જો એમ હોય તો તમારી ટીપ બતાવો અને વાચી સભળાવો" બેન્કેઈ પહેલાં તો જરા મૂંઝાયો, પણ ક્ષણવારમા જ સમયસૂચકતાથી તેણે પોતાના સામાનમાંથી એક ટીપણુ કાઢ્યુ અને આડબરપૂર્વક તે મોટેથી વાંચવા માડ્યો.

એ વાચતો હતો ત્યારે ટોગાશીએ ટીપણામા જોયુ અને તેને ખાતરી થઈ કે આ બનાવટી ટીપ છે, પણ તે કશુ બોલ્યો નહિ. પછી ટોગાશીએ બેન્કેઈને બૌદ્ધ સાધુઓના પહેરવેશનો શો અર્થ છે એ વિશે અને બૌદ્ધ ધર્મગ્રન્થો વિશે પ્રશ્નો પૂછ્યા બેન્કેઈએ આ બધાના જવાબો બેધડક આપ્યા, કેમકે તે પોતે જ એક વાર સાધુ હતો! ટોગાશીએ પોતાના સંદેહ બદલ આ સાધુઓની ક્ષમા માગી, એમની બનાવટી ટીપમાં ફાળો આપ્યો તથા એમને આગળ જવા કહ્યુ

આ મૂર્ખ ઓમિયાને અહીં ને અહીં ખલાસ કરી નાખું છું!" સામુરાઈની રૂઢિ પ્રમાણે કોઈ પણ સિપાઈ પોતાના સરદારને આ રીતે મારે એ વાત જ અશક્ય હતી, એટલે યોશિત્સુને સામેનો સંદેહ દૂર થયો, એટલે બધાને સાથી ચાલવાની રજા મળી, અને આવા પવિત્ર સાધુની સામે શકની નજરે જોવા બદલ પ્રાયશ્ચિત્ત કરવા માટે ટોગાશી 'સાકે' લેવા ગયો!

એ ગયો એટલે યોશિત્સુનેએ આ સમયસૂચકતા બદલ બેન્કેઈને ધન્યવાદ આપ્યા, પણ પોતાના માલિકને માર્યાના પાપનો વિચાર કરતા બેન્કેઈની આંખમાં જીવનમાં પહેલી જ વાર આંસુ આવ્યાં!

ટોગાશી 'સાકે' લઈને આવ્યો અને તેણે બેન્કેઈને તે પીવા માટે આમંત્રણ આપ્યું. બેન્કેઈએ ટોગાશીનો આભાર માન્યો અને હાથમાં જપમાળા લઈને તે હર્ષથી નૃત્ય કરવા લાગ્યો. નૃત્ય કરતાં કરતાં જ તેણે પોતાના સાથીઓને સમહદ ઓળંગવા માટે સંકેત કર્યો. બેન્કેઈ નૃત્ય કરતો જ રહ્યો અને તેઓ જલદીથી પસાર થઈ ગયા. પોતાના સાથીઓ દૃષ્ટિમર્યાદાથી દૂર ગયા, એટલે બેન્કેઈએ હાથ ઊંચા કરી ઈશ્વરનો ઉપકાર માન્યો અને આનંદપૂર્વક તેમની પાછળ ચાલ્યો.

જાપાનવાસીની કલ્પનાનાં મર્મને સ્પર્શ કરે એવાં રસસ્થાનો 'કાન્જીન્ચો'માં છે. બેન્કેઈની શિસ્તભાવના અને માલિક પ્રત્યેની વફાદારી ઉપર અહીં હદ બહાર બોજો પડે છે. પોતાના સરદારને મારવાના ઘોર પાપનો વિચાર કરતાં આ જાલિમ યોદ્ધાની આંખમાંથી આંસુ ખરે છે. ટોગાશીના પાત્રની વફાદારી એ કરતાં સંકુલ છે. આખીયે ટુકડી સાધુ હોવાનો કેવળ ઢોંગ કરી રહી છે તે એ બરાબર જાણે છે, પરન્તુ જીવનના વિષમ સંયોગોમાં પણ એક સામુરાઈ પોતાની ફરજ કેવી અડગતાથી બજાવે છે એ જોઈ એનું હૃદય પ્રશંસાના ભાવથી ઊભરાઈ જાય છે. બેન્કેઈની ટોળીના બનાવટી સ્વાંગને એ સાચા તરીકે સ્વીકારી લે છે, અને આમાં પોતાની અપકીર્તિ છે એમ

જાણવા છતાં એ લોકોને નાસી જવા દે છે

આ નાટકનો નાયક યોશિત્સુને નહિ, પણ બેન્કેઈ છે અને ટોગારીની ભૂમિકા પણ ખૂબ કુશળતા માગી લે એવી છે યોશિત્સુનેનું આ પાત્ર ક્રિયાશીલ નહિ હોવા છતાં પ્રવીણ કલાકાર જ ભજવી શકે એવું છે જાપાની ભાષાનો કક્કો નહિ જાણવા છતાં મે કલાક સુધી આ નાટક મંત્રમુગ્ધ થઈને મે જોયું

બીજા નાટક જિત્સુરુકો નો અર્થ થાય છે 'સત્ય ઘટના' એનું વસ્તુ પણ મધ્યકાલીન છે એમાં એક ઠાકોરના પુત્રને એનો કપટી પ્રધાન અને એક દાસી મળી જઈને ઝેર આપી મારી નાખવાનો પ્રયત્ન કરે છે, પણ એક વફાદાર દાસી આ વાત જાણી લઈને ઝેરી ખોરાક પોતાના પુત્રને આપી રાજકુમારને બચાવી લે છે—એ વફાદારીની વાત છે

આપણે ત્યાં ભવાઈમાં લોકો રાત્રે ભવાઈ શરૂ થાય ત્યારથી સવાર સુધી વેશો જોયા જ કરે એવું કંઈક કબુકીમાં છે અહીં સવારથી મોડી રાત સુધી પ્રયોગ ચાલે છે, અને હવે તો કબુકી થિયેટરમાં ભજવાતાં હોવા છતાં મુખ્ય પ્રેક્ષકવૃન્દની બન્ને બાજુએ લોકો ખુરશીને બદલે ભોંય ઉપર બેઠા હોય, અને કુટુંબો નાસ્તાપાણી કરતા કરતા આખો દિવસ નાટક જુએ એ દૃશ્ય સાધારણ છે

આ બધું જોઈને રાત્રે હોટેલમાં આવ્યો ત્યારે પશ્ચિમી સુરવાલ અને ઝીણી ટોપી પહેરેલા એક ગૃહસ્થ ઑફિસ આગળ ઊભા હતા સહેજ પ્રશ્ન કરતાં માલુમ પડ્યું કે પાકિસ્તાની વડાપ્રધાન સુહરાવર્દીના રસાલાના એ માણસ હતા અને બીજે દિવસે સુહરાવર્દીનો મુકામ મિયાકો હોટેલમાં હોવાથી એને લગતી બધી વ્યવસ્થા જોવા આવેલા હતા

તા ૨૯મી એપ્રિલે સવારે એ જ 'ચકરી' એક્સપ્રેસમાં ક્યોટોથી ટોકિયો જવા નીકળ્યો પ્રો ઇશિડા એમના પત્ની અને પુત્ર સાથે વિદાય આપવા માટે સ્ટેશને આવ્યા હતા ટોકિયોથી ક્યોટો આવતી

વખતે ટ્રેઈનમાં મને નિરામિષ આહાર મેળવવાની થોડી મુશ્કેલી પડી હતી એની મેં કંઈક વાત કરી હશે, તેથી તેઓ અર્ધો ડઝન નાનાં કેળાં મારે માટે લઈને આવ્યા હતા! કેળાં એ જાપાનમાં અતિશય મોંઘું ફળ ગણાય છે અને બધે ઠેકાણે તે મળતું નથી, કેમકે જાપાનમાં કેળાંનો પાક થતો જ નથી અને નાનાં કેળાં પણ તૈવાન (ફાર્મોસા)થી આવે છે! આથી જાપાની ગૃહસ્થાઈના એક સાચા પ્રતિનિધિની આ ભેટ મારે મન ઘણી કિંમતી હતી.

જાપાનની ટ્રેઈનોની આદર્શ નિયમિતતા વિશે મેં અગાઉ લખ્યું છે. પણ તે સિવાય વ્યવસ્થાની બીજી એક લાક્ષણિકતા તરફ ક્યોટોના સ્ટેશન ઉપર ધ્યાન ખેંચાયું. સ્ટેશનના કયા 'ટ્રેક' અથવા પ્લેટફોર્મ ઉપર ટ્રેઈન આવે એ નિયત હોય, પરન્તુ એ 'ટ્રેક' ઉપર કયા નંબરનો ડબ્બો કયાં ઊભો રહેશે એનાં અનુક્રમ નંબર પ્રમાણે પાટિયાં મારેલાં હોય છે. જે તે નંબરનો ડબ્બો અનુક્રમે તે નંબરના પાટિયા આગળ ઊભો રહે છે, એટલે કોઈ પણ વર્ગમાં 'રિઝર્વ' થયેલી જગા શોધવાની મહેનત પડતી નથી; જેમકે મારી બેઠક ૧૦ નંબરના ડબ્બામાં હતી, એટલે ૧૦ નંબરના પાટિયા આગળ મારે ઊભા રહેવાનું. મોટાં સ્ટેશનોએ પણ ટ્રેઈન માત્ર ત્રણ મિનિટ ઊભી રહેતી હોવા છતાં આ વ્યવસ્થાને કારણે જરાયે દોડાદોડી થતી નથી. આપણા દેશમાં મુંબઈ અને અમદાવાદ જેવાં 'ટર્મિનસ'—છેવટનાં સ્ટેશનોએ આને કંઈક મળતી આછી વ્યવસ્થા થાય છે, પણ આ વાત હું વચ્ચેનાં

મળ્યું કે આ 'બૅાયઝ ફેસ્ટિવલ' (છોકરાઓનો ઉત્સવ) છે; પણ વધુ વાત થઈ શકી નહિ ટોકિયો આવ્યા પછી ન્યૂ ઇન્ડિયાવાળા મિ. તાર્દરાને આ વિશે પૂછ્યાં જાણવા મળ્યું કે આ રાષ્ટ્રિય તહેવાર છે અને તે તા. ૫મી મેએ આવતો હોઈ તેની તૈયારીમાં દસેક દિવસ પહેલાંથી આ વાવટા ફરકાવવામાં આવે છે. એના ઉપરનું ચિત્ર જાપાની ભાષામાં 'કોઈ' (અંગ્રેજી 'કાર્પ') નામે ઓળખાતી બળવાન માછલીનું છે. આ માછલી ખૂબ ચપળ અને હોશિયાર હોય છે, પણ એક વાર જાળમાં પકડાયા પછી તે છૂટવા માટે જરાયે તડફડાટ કરતી નથી, અને બંદીવાન સ્થિતિને પણ નિર્લેપભાવે બરદાસ્ત કરી લે છે. આથી કિશોરોના ઉત્સવમાં એનુ ચિત્ર વાવટા ઉપર મુકાય છે. જે ઘરમાં છોકરાઓ હોય ત્યાં જૂનાં હથિયારો, બખ્તરો વગેરે ગોઠવવામાં આવે છે. જાહેર સ્થળોની વાત કરું તો, ટોકિયોના હનેડા એર-પોર્ટ ઉપરના મુસાફરખાનામાં કોઈ મધ્યકાલીન સામંતનુ પાંચસો વર્ષ જૂનુ બખ્તર એક મનુષ્યાકૃતિને પહેરાવવામાં આવ્યુ હતું અને તેની નીચે, આ જાપાની ઉત્સવની પરદેશીઓને જાણ કરાવવા માટે અંગ્રેજીમાં જે લખ્યું હતું તેનું ગુજરાતી ભાષાન્તર આ પ્રમાણે છે—'છોકરાવાળુ દરેક કુટુંબ બખ્તર, તલવાર અને ધનુષબાણનુ નાનુ પ્રદર્શન પોતાના

ચિના આ દેશમાં મારી મિત્રાભરી કાળજી રાખનાર મિ. તાઈશાનો સંદેશો પણ પડેલો હતો.

હવે, ટોકિયોમાં એક મહત્ત્વની સંસ્થા જોવાની મારી ઇચ્છા હતી, અને તે 'નેશનલ ડાયેટ લાઇબ્રેરી.' ઇંગ્લંડ, ફ્રાન્સ અને અમેરિકાના રાષ્ટ્રિય પુસ્તકાલયો જોયા પછી આ પ્રગતિશીલ લોકશાહી પૌરસ્ત્ય દેશનું રાષ્ટ્રિય પુસ્તકાલય જોવાનું આવશ્યક હતું. મારા ટોકિયો–નિવાસના છેલ્લા દિવસ, તા. ૩૦ મી એપ્રિલે હોટેલના વ્યવસ્થાપકો મારફત સમય નક્કી કરાવીને હું ત્યાં ગયો. એ પુસ્તકાલયના અગ્રણી 'કોકુસાઈ બુન્કા શિન્કોકાઈ' (આંતરરાષ્ટ્રિય સંસ્કાર-સંપર્ક મંડળ, સોસાયટી ઓફ ઇન્ટરનેશનલ કલ્ચરલ રિલેશન્સ)ના ગ્રન્થપાલ તથા આ પુસ્તકાલયના એક વરિષ્ઠ અધિકારી મિ. માકોતો કુવાબારા સાથેના વાર્તાલાપમાંથી આ સંસ્થા વિશે માહિતી મેળવી તથા તેના બધા વિભાગોમાં ફર્યો; દરેક માસના છેલ્લા દિવસે પુસ્તકો આપવા–લેવાનું કામ આ પુસ્તકાલયમાં બંધ હોય છે, એટલે એની 'લાઇબ્રેરી સર્વિસ'ની પ્રત્યક્ષ કામગીરી જો કે જોઈ શકાઈ નહિ.

વિદ્યાર્થી માટે જોઈતું પુસ્તક ખોળી કાઢવામાં એનો ઉપયોગ થાય છે તથા જાહેર જનતાને પણ એ કામનું છે 'યુએનો લાઈબ્રેરી' સૌથી જૂની હોઈ વિરલ પુસ્તકો ત્યાં સૌથી વધારે છે.

કેન્દ્રવર્તી પુસ્તકાલયનો મુખ્ય ઉદ્દેશ 'ડાયેટ'-જાપાનની પાર્લામેન્ટની તથા ત્યાર પછી સરકારી કચેરીઓની તમામ જરૂરિયાતો પૂરી પાડવાનો છે. પરદેશી ભાષાઓમાં અંગ્રેજી, જર્મન, ફ્રેન્ચ ભાષાઓના પુસ્તકો ત્યાં સૌથી વધારે છે. (જાપાને પોતાની શિક્ષણપદ્ધતિ અને આધુનિક લશ્કરી વ્યવસ્થા જર્મની પાસેથી લીધાં હતાં તથા કાયદાની પદ્ધતિ ફ્રાન્સ પાસેથી લીધી હતી; અને એ બન્ને દેશોમાં પુષ્કળ વિદ્યાર્થીઓ અને અમલદારોને તેણે તાલીમ માટે મોકલ્યા હતા. અંગ્રેજની વાત બાજુએ મૂકીએ તો જાપાનમાં સારું જર્મન અને ફ્રેન્ચ જાણનારાઓની સંખ્યા આપણા દેશ કરતાં ઘણી મોટી છે. જો કે અમેરિકન લશ્કરે જાપાનનો કબજો લીધા પછી એની શિક્ષણપદ્ધતિ તેમજ લશ્કરી વ્યવસ્થામાં ભારે ફેરફારો થયા છે તે અહીં કહેવાની ભાગ્યે જરૂર હોય.) રશિયન, પોર્ટુગીઝ, ઇટાલિયન, સ્વીડિશ અને ચાઈનિઝ ભાષાનાં પુસ્તકો પણ છે. 'ટોકિયો બુન્કો' (ટોકિયોનું પૌરસ્ત્ય પુસ્તલય) ટોકિયો યુનિવર્સિટીની પાસે આવેલું છે. પૌરસ્ત્ય ભાષાઓનાં, પ્રાચીન સાહિત્યનાં તથા સંસ્કૃત, પાલિ, તિબેટન આદિ ભાષાઓનાં પુસ્તકો ત્યાં સૌથી વધારે છે તથા જૂની હસ્તપ્રતોનો સંગ્રહ પણ

સ્થપાયું હતું, એટલે એની કાર્યપદ્ધતિ ' લાઇબ્રેરી ઑફ કૉંગ્રેસ'ને મળતી છે. આ પુસ્તકાલય જ્યાં બેસે છે તે મકાન એક રાજમહેલ હતો, અને પુસ્તકાલયની કામગીરીને અનુરૂપ મકાન તો ' ડાયેટ'ની પાસે બાંધવાની યોજના ગતિમાન થઈ છે.

જાપાનમાં મોટા ભાગનાં પુસ્તકાલયો સ્થાનિક સંસ્થાઓ અને નિશાળોના છે. અમેરિકાની જેમ જાપાનમાં પણ જાહેર પુસ્તકાલયોની પ્રવૃત્તિ ખૂબ વ્યવસ્થિત અને કાર્યક્ષમ છે. જાપાનમાં અક્ષરજ્ઞાન લગભગ સો ટકા—જગતમાં સૌથી વધારે છે. આ નાના દેશમાં દર વર્ષે દસ હજાર નવાં પુસ્તકો પ્રગટ થાય છે અને લોકપ્રિય લેખકોની આવક સૌથી લોકપ્રિય ગેઈશાઓ કરતાં જરાયે ઊતરતી નથી! ટોકિયોના રાજમાર્ગ ' ગિન્ઝા ' ઉપર પુસ્તકોની દુકાનોમાં મેં જે ગિર્દી જોઈ છે તે જગતના બીજા કોઈ દેશમાં જોઈ નથી.

કેન્દ્રવર્તી પુસ્તકાલય પુસ્તકોના વર્ગીકરણ માટે ' નિપોં ડેસિમલ' પદ્ધતિ વાપરે છે, જે ' ડ્યુઈ ડેસિમલ ' પદ્ધતિમાં થોડોક ફેરફાર કરીને બનાવેલી છે. એ લોકો સામયિક સૂચિઓ તથા આખાયે રાષ્ટ્ર માટે વાર્ષિક ગ્રન્થસૂચિઓ પ્રકટ કરે છે. તેઓ પુસ્તકોનાં કાર્ડ પણ છપાવે છે અને જરૂર હોય તે પુસ્તકાલયોને પૂરાં પાડે છે. પણ લાઇબ્રેરી ઑફ કૉંગ્રેસ અને તેઓની વચ્ચે એક મૂળભૂત તફાવત છે. લાઇબ્રેરી ઑફ કૉંગ્રેસ પુસ્તકનું નામ તથા પોતાની વર્ગીકરણ પદ્ધતિ પ્રમાણે નંબરો વગેરે છાપીને કાર્ડ પૂરાં પાડે છે, જેથી બીજાઓનો શ્રમ, સમય અને ખર્ચ બચી જાય, જ્યારે આ લોકો વર્ગીકરણ નંબર છાપતા નથી. જાપાનમાં બીજાં પુસ્તકાલયો જુદી જુદી સ્વતંત્ર વર્ગીકરણ-પદ્ધતિઓનો ઉપયોગ કરે છે. તેઓની અનુકૂળતા ખાતર આમ થાય છે એમ કહેવામાં આવ્યું. કેન્દ્રવર્તી પુસ્તકાલય તથા તેની શાખાઓમાં મળી આશરે ૭૦૦ માણસો કામ કરે છે.

અહીંથી નીકળીને ન્યૂ ઇન્ડિયાની ઑફિસે ગયો. ત્યાંના શ્રી.

અરૂર મને ભારતીય રાજદૂતાવાસમાં લઈ ગયા. જાપાનમાં ભારતીય એલચીની જગા હમણાં ખાલી છે, પણ ચાર્જ દ' અફેર્સ શ્રી. મલિકને અમે મળ્યા. મારા મનમાં કે કોઈ અજાણ્યા પંજાબી ગૃહસ્થ હશે. પણ આ તો ગુજરાત કૉલેજના મારા સહાધ્યાયી, એ સમયના અમદાવાદના મ્યુનિસિપલ એન્જિનિયર શ્રી. મલિકના પુત્ર! કેટલાં વર્ષ પછી કેવા દૂર દેશમાં અમે મળ્યા! બીજા વિશ્વયુદ્ધમાં ભારતીય હવાઈ દળમાં કામ કર્યા બાદ એ ભાઈ પરદેશ ખાતામાં જોડાયા છે, અને હવે તો કાળી દાઢીમાં ઘણા સફેદ વાળ ફૂટી ગયા છે. જૂના દિવસોની અને આજના પ્રશ્નોની ઘણી વાતો કરીને તેમની વિદાય લીધી.

મેં અગાઉ કહ્યું તેમ, જાપાનનો મારો આ ટૂંકો નિવાસ સુખદ અને બોધક હતો. મને તો એમ પણ લાગે છે કે શિક્ષિત ભારતવાસીઓ પશ્ચિમના દેશોના પ્રવાસે જાય તે કરતાં યે જાપાનમાં આવે એ કેટલીક રીતે વધારે જરૂરી છે, કેમકે પશ્ચિમના દેશોમાં જે સારું છે તે જાપાને પોતાનું કરી લીધું છે, પરન્તુ તે ઉપરાંત તેની પાસે બીજું પણ ઘણું છે. શિસ્ત અને વ્યવસ્થા જાપાનને એના સદીઓ જૂના ઇતિહાસના વારસામાંથી મળી છે અને તે કારણે પશ્ચિમના દેશોએ ત્રણસો વર્ષના ગાળામાં જે સાધ્યુ તેને જાપાને એક શતાબ્દીમા વીજળીની ઝડપે સિદ્ધ કર્યું, છતાં પોતાની પરંપરાગત સંસ્કારિતાને તેણે તિલાંજલિ આપી નથી કે એનો તિરસ્કાર કર્યો નથી. જાપાની લોકો પોતાની લાગણીઓ સામાન્ય રીતે વ્યક્ત કરતા નથી—અજાણ્યા આગળ તો નહિ જ. એ તાલીમ એમને બાળપણથી મળેલી છે. અણુ-અખતરાઓ સામે જાપાનને હાડોહાડ વિરોધ છે; સેંકડો અમેરિકનો અહીં આવે છે, પણ પ્રત્યેકની સાથે જાપાની નાગરિકોનું વર્તન અત્યંત વિવેકભર્યું હોય છે. અહીં વસેલા કેટલાક ભારતવાસી મિત્રોએ મને કહ્યું કે ઑફિસોમાં અમારી સાથે કામ કરતા કોઈ જાપાનીને અમે ક્રોધાયમાન થતો જોયો નથી. આ વિધાનમાં અમુક પ્રકારની એકાંગિતા હશે એમ માની લઈએ તો પણ આ કથન અનુભવીઓનું છે એ ભૂલવાનું નથી.

ન્યૂ યૉર્કથી લંડન થઈને જલદી સ્વદેશ પહોંચવાને બદલે પૅસિફિકના લાંબા માર્ગે કંઈક અવઢવ સાથે હું નીકળ્યો હતો, પણ જાપાનમાંના ટૂંકા પણ આહ્લાદક નિવાસ અને ભરચક પ્રવૃત્તિને પરિણામે એક સમૃદ્ધ અને પુષ્પિત સંસ્કૃતિના કિંચિત્ પરિચયની કૃતાર્થતા અનુભવું છુ એમ લખવામાં અતિશયોક્તિ કરતો નથી.

લિ.

ભોગીલાલ સાંડેસરાના

સપ્રેમ નમસ્કાર

[ ૭ ]

# સિંગાપોર, બેંગકોક અને એંગકોર વાટ

વડોદરા, તા. ૨૧ મે ૧૯૫૭

સ્ને શ્રી. હરિપ્રસાદભાઈ,

આ પત્ર ખરું જોતા મારે તમને સિંગાપોર કે બેંગકોકથી લખવો જોઈતો હતો. પરન્તુ સતત ઝડપી પ્રવાસમાં કટકે કટક પણ એટલી નિવૃત્તિ મળી નહિ, એટલે વડોદરા પહોંચ્યા પછી લગભગ એક અઠવાડિયે આ લખુ છુ.

તા. ૩૦મી એપ્રિલે રાત્રે ટોકિયો છોડયું. ન્યૂ ઇન્ડિયાવાળા શ્રી. તાઈરા અને શ્રી. અરૂર તે સાંજે મને જમવા લઈ ગયા. ત્યાં અને ત્યાર પછી ઇમ્પીરિયલ હોટેલમા જાપાનના જીવન વિષે તેમની સાથે અનેકવિધ વાતો કરી, રાત્રે હું અને શ્રી. અરૂર ટોકિયોના હનેડા એર-પોર્ટ ઉપર પહોંચ્યા. મારી પાસે જે યેન વધ્યા હતા તે જાપાનના હુંડિયામણના નિયમો અનુસાર ત્યાં પાછા ડોલરમાં વટાવ્યા, અને રાત્રે સાડાઅગિયાર વાગ્યે જાપાન એર-લાઇન્સના વિમાન 'સિટી ઓફ નાગોયા'માં ટોકિયોથી હોંગકોંગ જવા નીકળ્યો. પરદેશીઓ માટે જાપાનના હુંડિયામણના અને બીજા નિયમો ઘણા કડક અને સંકુલ હોવા છતાં ક્યાંય અગવડ પડી નહિ અને વ્યવસ્થામાં સર્વત્ર વિવેક અને સફાઈની છાપ પડી

પરોઢમાં ચાર વાગ્યે વિમાન ઓકિનાવા ટાપુના એર-પોર્ટ ઉપર

પહોંચ્યું, અને ત્યાં થોડા કલાક અમે રોકાયા. ત્યાં નાસ્તો આપવામાં આવ્યો. ૭ લાખની વસ્તીનો આ ટાપુ ઓકિનાવા બીજા વિશ્વયુદ્ધ પછી અમેરિકાના કબજામાં છે, અને જાપાનની એ પાછો મેળવવાની કાયમી માગણી હોવા છતાં ફાર્મોસાનો પ્રશ્ન ઉકલે નહિ ત્યાં સુધી તેને એ પાછો મળે એવો કોઈ સંભવ જણાતો નથી. (જગતના ચિત્રપટરસિકોમાં 'ટી–હાઉસ આફ ધ આગસ્ટ મૂન' એ વિખ્યાત કલાકૃતિ દ્વારા ઓકિનાવાનુ નામ જાણીતું બનેલું છે. એનું કથાવસ્તુ ઓકિનાવાનું છે, પણ એનાં બધાં દશ્યો જાપાનના પ્રાચીન પાટનગર નારામાં ઝડપેલાં છે.) એ ટાપુમાં 'બી–યેન'નામથી ઓળખાતું અમેરિકન લશ્કરી નાણું ચાલે છે

તા. ૧લી મેએ, સવારે ૭ા વાગ્યે નિયત સમયે હોંગકોંગ આવી પહોચ્યા. એનું કાઈ–તાક એર–પોર્ટ ચીનની ખંડસ્થ ભૂમિ ઉપર છે, જ્યારે હોંગકોંગ શહેર એ નામના ટાપુ ઉપર છે, અને એર–પોર્ટ ઉપરથી શહેરમાં જવા માટે સમુદ્રની ખાડી ઓળગવી પડે છે. કોઈએ હોંગકોંગને પ્રવાસીઓ અને ખરીદી કરનારાઓનું 'મક્કા' કહ્યું છે. એ મક્કાની હજ તો હું કરી શક્યો નહિ (આ અરસામાં હોંગકોંગમાં ફ્લ્યુના કારણે બે લાખ માણસો બિમાર હોવાનું વર્તમાનપત્રોમાં વાચ્યું હતુ), પણ આ ટાપુ અને આસપાસની ખાડીઓનું મનોહર વિહંગ-દર્શન આકાશમાંથી નીચે ઊતરતાં કર્યું.

ન્યૂ યોર્કથી રોકફેલર ફાઉન્ડેશને મને આપેલા પ્રવાસ-કાર્યક્રમ ('ઇટિનરરી') પ્રમાણે, જાપાન એર-લાઇન્સના વિમાનમાં સાડાસાત વાગ્યે હું હોંગકોંગ પહોંચતો હતો, અને ત્યાથી સિંગાપોર જવા માટે કેથે પેસિફિક એર–વેઝનું (સી. પી. એ. નું) વિમાન મને, ચાર કલાક પછી, સાડાઅગિયાર વાગ્યે મળતુ હતું. ('કેથે' એ ચીનના દક્ષિણ અને અગ્નિ પ્રદેશનુ પ્રાચીન નામ છે ચીનથી કોન્સ્ટન્ટિનોપલ સુધી વિસ્તરેલા ચંગીઝખાનના સામ્રાજ્યનું સૂત્રસંચાલન કેથેમાંથી થતું

હતું એ ઇતિહાસના અભ્યાસીઓને સુવિદિત છે.) એટલે હોંગકોંગના એર–પોર્ટ ઉપર નિરાંતે ચાર કલાક ગાળીને, સિંગાપોર માટેનું પ્લેન પકડવાનો મારો ખ્યાલ હતો. પરન્તુ હોંગકોંગમાં, જાપાન એર–લાઇન્સના વિમાનમાંથી ઊતરી, એર–પોર્ટની કચેરીમાં જવા માટેની બસમાં બેઠો, ત્યાં કોઈ ચીના અધિકારીએ આવીને પ્રશ્ન કર્યો કે, 'ડૉ. સાંડેસરા કોણ છે?' હું નીચે ઊતર્યો, એટલે તેણે મારો સરસામાન બદલાવવા માટે જાપાન એર–લાઇન્સના કર્મચારીને સૂચના કરી. હું સમજ્યો કે એ કંઈ પેસિફિકનો માણસ હતો. એ ત્યાંથી લગભગ દોડ્યો, અને મને પોતાની પાછળ આવવા કહ્યું. જલદીથી મને 'લેન્ડીંગ પરમિટ' અપાવી અને ત્યાં રાહ જોવા સૂચવ્યું. પાંચેક મિનિટ પછી એક પરિચારિકા ચા આપી ગઈ અને ત્યાર પછી પાંચ–દસ મિનિટે બીજો માણસ આવીને કહે, "મારી સાથે ચાલો." મેં આશ્ચર્ય સાથે પૂછ્યું, 'ક્યાં?' તો કહે, 'સિંગાપોર માટેના વિમાનમાં.' હું ઘડીભર વિચારમાં પડી ગયો, પણ પછી અનુમાન કર્યું કે, 'મારું વિમાન તો સાડા-અગિયારે ઊપડે છે, પણ હું વહેલો આવી પહોંચ્યો છું, એટલે ત્યાર પહેલાં ઊપડતા કોઈ વિમાનમાં આ લોકો મને લઈ જાય છે!' વિમાન ઊપડયાને થોડા કલાક બાદ ઉતરાણપત્રક ('ડિસ–એમ્બાર્કેશન કાર્ડ') ભરતાં મારી પાસે બેઠેલો એક અંગ્રેજ ઉતારુ, જે મલાયામાં ક્વાલા લુમ્પુર ખાતે શાહી હવાઈ દળનો એક અમલદાર હતો તેને આ વિમાનના ઉડ્ડયન–અંક (ફ્લાઈટ–નંબર) વિશે પૂછતાં તેણે ઉત્તર આપ્યો, 'એકસો પાંત્રીસ'. મને વધારે આશ્ચર્ય થયું, કેમકે મારા કાર્યક્રમમા સાડાઅગિયારે ઊપડતા વિમાનનો અંક એ જ હતો! અમારી બેઠકની આગળ મૂકેલું કંપનીનું સમયપત્રક જોયું, તેમાં પણ પ્રસ્તુત ઉડ્ડયન–અંકનો સમય એ જ હતો. છેવટે મેં વિમાનના એક અધિકારીને આનો ખુલાસો પૂછ્યો ત્યારે તેણે ઉત્તર આપ્યો 'બધું બરાબર છે; માત્ર સિંગાપોર જવા માટે ઊપડતા આ વિમાનનો સમય આજે જ બદલાયો છે!' ગમે તેમ, પણ જાપાન એર–લાઇન્સનું

વિમાન બરાબર સમયસર હોંગકોંગ આવ્યુ એને બદલે એકાદ કલાક પણ મોડુ હોત તો મારે હોંગકોંગમા ફરજિયાત રોકાવુ પડત, અથવા કૅથે પૅસિફિકના માણસોએ એ વિમાન આવતા વેંત મને ખોળી કાઢ્યો ન હોત તો પણ મુસ્કેલી થવાનો સભવ રહેત ટ્રેઇન કરતા પણ આંતરરાષ્ટ્રિય હવાઈ-પ્રવાસ એ અર્થમા વધારે સગવ છે કે ઍર-લાઈન્સ બને ત્યાં સુધી પ્રવાસીઓનો સપર્ક સાધે છે, કારણ કે એમ જો ન થાય તો બીજી બાબતો ઉપરાત, એક દેશના નાગરિકને બીજા દેશમા રોકાવુ પડે એ જાતના આંતરરાષ્ટ્રિય પ્રશ્નો અકારણ ઊભા થાય છે

કૅથે પૅસિફિકની સર્વીસ તદ્દન સાધારણ છે વિમાન નાનુ અને ધીરુ હતુ અને કઈક ટેકનિકલ ખામીને લીધે સિંગાપોર પહોચતા સુધીમા લગભગ બધા પ્રવાસીઓની શ્રવણશક્તિને કામચલાઉ જફા પહોચી હતી ! ટોકિયોની ટાઢના મુકાબલે, હોંગકોંગની હવા આપણા દેશમા માહ-ફાગણમા હોય એવી સમધારણ હતી પણ બપોરે અઢી વાગ્યે બેંગકોક પહોચ્યા અને ત્યાંના ઍર-પોર્ટ ઉપર જમ્યા ત્યારે તો પુષ્કળ તાપ લાગતો હતો યુરોપ અને અમેરિકાની મુસાફરીમાં એ અનુભવ્યુ નહોતુ, પણ જાપાન છોડ્યા પછી બધી મુસાફરીમા એ જોયુ કે માત્ર ચાપાણી માટે વિમાનમાથી ઊતરવાનુ હોય તોપણ કર્મચારીઓ બધાના પાસપોર્ટ ભેગા કરી લે છે અને વિમાનમા ચડતી વખતે જ એ પાછા આપે છે ! અગ્નિ એશિયામા સામ્યવાદનો ડર છે, અને એકને બદલે બીજા ભળતા જ માણસો ઘુસી જાય એવુ ન બને તે ખાતર આમ કરવામા આવે છે એવો ખુલાસો કેટલાકોએ આપ્યો, જો કે એમાં કેટલુ વજૂદ છે તે હૂં જાણતો નથી

સાંજે સાત વાગ્યે સિંગાપોર આવી પહોંચ્યા પરીખ ઍન્ડ કપની વાળા શ્રી બચુભાઈ પરીખ અને પાટણ હાઈસ્કૂલના મારા એક જૂના, આનદી સહાધ્યાયી (તેઓ સિંગાપોરમા છે એવો મને ખ્યાલ પણ નહોતો !) શ્રી ચદુલાલ પરીખ ઍર-પોર્ટ ઉપર મળ્યા, અને અમે

સાથે રેફલ્સ હોટેલમા ગયા, જ્યા મારે રહેવાની વ્યવસ્થા થઈ હતી. ન્યૂ હેવન ખાતે પત્ર લખીને મને પોતાને ત્યા જ રહેવાનો આગ્રહ બચુભાઈએ કર્યો હતો, પણ રહેવુ હોટેલમા અને જમવું એમને ત્યાં એવો મધ્યમ માર્ગ મે કાઢ્યો હતો, એટલે રાત્રે એમને ત્યા જમવા ગયો મુંબઈથી ગયા જૂનમા ઊપડતાં મિત્રોને ત્યાં રસપુરીનું જમણ હતુ અને લગભગ અગિયાર માસ બાદ ફરી સિંગાપોરમા! સિંગાપોરનો ટાપુ એ હોંગકોંગની જેમ વેપારનુ જ મથક છે અહીં ખેતી તેમ જ ફળ કે શાક પણ લગભગ થતા નથી ફરી 'સ્યામ' એટલે કે થાઈ લેન્ડથી આવે છે. જમ્યા પછી સિંગાપોરના સમુદ્રકિનારે 'એલિઝાબેથ વૉક' (જેને મુંબઈના 'મરિન ડ્રાઈવ' સાથે સરખાવી શકાય) ઉપર પરિભ્રમણ કરી ત્યાંની સ્ફૂર્તિની હવાથી થાક ઉતાર્યો અને પછી હોટેલ ઉપર આવીને આરામ લીધો

સિંગાપોરના સ્થાપક બ્રિટિશ ગવર્નર સર સ્ટેમફર્ડ રેફલ્સના નામ ઉપરથી બંધાયેલી રેફલ્સ હોટલ સિંગાપોરમાં સૌથી અગ્રગણ્ય છે એમા જ આવેલી 'ક્વાન્ટાસ એમ્પાયર એર-વેઝ'ની ઑફિસમા, બેંગકોક જવા માટેની વ્યવસ્થા પાકી કરીને તા ૨૭ મેએ સવારે માર્કેટ સ્ટ્રીટમા આવેલી બચુભાઈની ઑફિસે હુ ગયો તેમણે મને લખ્યુ જ હતુ કે સિંગાપોરમાં તમને પરદેશ જેવુ લાગશે નહિ, તે અક્ષરશ સાચું હતું માર્કેટ સ્ટ્રીટ અને મલાક્કા સ્ટ્રીટ એ સિંગાપોરના સૌથી પ્રવૃત્તિમય વિસ્તારોમા તમને સેંકડો ગુજરાતીઓ મળે ન્યૂ ઇન્ડિયાની ટોકિયો ઑફિસે સિંગાપોર ઑફિસને કેબલ કર્યો હતો, એટલે સિંગા-પોર ઑફિસના વ્યવસ્થાપક શ્રી જે. એચ મહેતા (તેઓ મારા મિત્ર શ્રી મધુકર રાંદેરિયાના નિકટના સંબંધી છે તે અહીં આવ્યા પછી જાણ્યુ), ગુજરાત કૉલેજના મારા એક સહાધ્યાયી શ્રી રસિકલાલ શાહ અને પાટણના શ્રી રમણલાલ પરીખ મળ્યા આર જુમાભાઈની ઑફિસના શ્રી મુસ્તફાભાઈ (જેમણે 'બિઝનેસ-એડમિનિસ્ટ્રેશન'નો અભ્યાસ અમેરિકામાં કર્યો છે) અને યુસુફભાઈ (જે સિંગાપોરમા

બૅરિસ્ટર તરીકે પ્રૅક્ટિસ કરે છે) અહીં મળ્યા. એમની જ પડોશમાં ઑફિસ ધરાવતા, વડોદરાના શ્રી. કાન્તિલાલ જમનાદાસ શાહ મળ્યા. વાત તદ્દન નાની છે, પણ મુંબઈ છોડ્યા પછી પહેલી જ વાર તેમને ત્યાં પાનનું બીડું ખાધું એ વસ્તુ આ લાંબા પ્રવાસમાં ભૌતિક સંસ્કારિતાની દૃષ્ટિએ સૂચક જણાઈ. પાન ખાવાનો રિવાજ ભારત કરતાં સારાયે અગ્નિ એશિયામાં વધારે વ્યાપક છે.

સિંગાપોર આશરે અગિયાર લાખની વસ્તી ધરાવતું એક જગદ્યાડી (કૉસ્મોપોલિટન) શહેર છે. જ્યાં જુઓ ત્યાં એકસાથે ત્રણચાર દેશના અને જુદા જુદા દેશવિશિષ્ટ પહેરવેશવાળા માણસો દેખાય જ. ચીનાઓ અહીં ભારે બહુમતીમાં છે, એમની સહાનુભૂતિ લાલ ચીન તરફ છે અને આખાયે અગ્નિએશિયામાં નાણાંકોથળી તેમના હાથમાં છે, એટલું જ નહિ, સિંગાપોરમાં તો દુકાનદારીથી માંડી મજૂરી સુધીના લગભગ બધા ધંધા તેમને હસ્તક છે! આ પ્રદેશના સાચા વતની મલાય તો અહીં હોય જ, પણ ચીનાઓની તુલનાએ સિંગાપોરમાં તેઓ લઘુમતીમાં છે અને મલાયાના સમવાય–તંત્રમાં પણ તેઓ પચાસ ટકાથી વધારે નથી. અંગ્રેજો અને ઇન્ડો-નેશિયાના વતનીઓ અહીં સારી સંખ્યામાં છે. બધા જ પ્રાન્તના ભારત-વાસીઓ અહીં છે, પણ તેમાં સંખ્યાદૃષ્ટિએ વિચારીએ તો, સીલોનની જેમ, સિંગાપોરમાં પણ તામિલ લોકો સૌથી વધારે છે, અને એથી અભણ મલાય લોકો ઊજળા વાનવાળા માણસને એકાએક ભારતવાસી તરીકે સ્વીકારવા તૈયાર નથી! ગુજરાતીઓ અને સિન્ધીઓ જથાબંધ વેપારમાં છે. હોંગકોંક અને બૅંગકોકની જેમ સિંગાપોરમાં પણ ખુલ્લું નાણાંબજાર છે, અને તેમાં આંતરરાષ્ટ્રિય નાણાંની લેવડદેવડ કરનાર મુખ્યત્વે તામિલ-મુસલમાનો છે. ચોકીદારો બધે જ સીખ લોકો છે. અગાઉ તો પોલીસદળમાં પણ સીખ સિપાહીઓ અને અમલદારો મોટી સંખ્યામાં હતા, પરન્તુ બીજા વિશ્વયુદ્ધમાં સુભાષબાબુની આઝાદ હિન્દ ફોજમાં એમાંનો મોટો ભાગ જોડાઈ ગયો હતો; એટલે જાપાન

પાસેથી સિંગાપોર પાછું કબજે કર્યા પછી સરકારી અથવા સરકારના વર્ચસવાળી નોકરીમાથી સીલોને વીણી વીણીને કાઢવાની નીતિ બ્રિટિશ સરકારે અખત્યાર કરી હતી. પોલીસમાં હવે સીલોનવાસી અમલદારોનું પ્રમાણ વધી ગયુ છે.

હોંગકોંગની જેમ સિંગાપોર પણ 'ફ્રી પોર્ટ' છે, એથી એ બે લગભગ ઉજ્જડ ટાપુઓમાં અનેક દેશોના લોકો ધંધાર્થે આવીને વસ્યા અને બન્ને ય આંતરરાષ્ટ્રિય શહેરો બન્યાં. આખા એશિયામાં સિંગાપોરનું જીવનધોરણ સૌથી ઊંચું છે. સમગ્ર મલાયાની માથાદીઠ વાર્ષિક આવક ૨૫૦ (અમેરિકન) ડોલર છે, જ્યારે સિંગાપોર શહેરની ૪૫૦ ડોલર છે. (સિગાપોરનો મુખ્ય ચલણી સિક્કો મલાયન ડૉલર છે અને તેની કીમત આશરે પોણાબે રૂપિયા જેટલી છે) અગિયાર લાખની વસ્તીમાં સિંગાપોરમાં ૫૫ હજાર કાર છે. વર્લ્ડ બૅન્કના અહેવાલ પ્રમાણે, અહીની સમૃદ્ધિનુ રહસ્ય ઓછી વસ્તીના પ્રમાણમા વિપુલ સાધનસામગ્રીમાં રહેલું છે. એમાયે હવે પરદેશીઓના સ્થળાન્તર અને વસવાટ ઉપર ભારે અંકુશો છે. અહીના ભારતીઓ હવે મોટે ભાગે બ્રિટિશ નાગરિક છે અને તા. ૩૧ ઑગસ્ટ ૧૯૫૭ના રોજ સિગાપોરનું સ્વતંત્ર રાજ્ય અસ્તિત્વમા આવતા એ બધા સિગાપોરના નાગરિકો બનશે.

રાત્રિયોમાં ઇમ્પીરિયલ હોટેલ એર-કન્ડીશન્ડ હતી, સિંગાપોરમાં રેફલ્સ અને બીજી કેટલીક હોટેલો પણ એર-કન્ડીશન્ડ છે. જાપાનની ઠંડી હવાની તુલનાએ સિંગાપોરમા ૯૫ ડીગ્રી એટલે સખત ગરમી હતી. પરન્તુ મકાનો કે ઑફિસો એર-કન્ડીશન્ડ હોય એ વસ્તુ જાપાન, ભારત અને એશિયાના બીજા દેશોની જેમ સિંગાપોરમાં અસામાન્ય નથી, પણ તદ્દન સામાન્ય છે, અને એ વસ્તુ પણ ત્યાંના પ્રમાણમાં ઊંચા જીવનધોરણની સૂચક છે.

સિંગાપોરના નાના ટાપુનો વહીવટ કાર્યક્ષમ બ્રિટિશ ધોરણે ચાલે છે. પચરંગી એશિયાઈ વસ્તી ધરાવતું સિંગાપોર પ્રમાણમાં ઘણું સ્વચ્છ

છે. વહીવટની ભાષા અંગ્રેજી છે. પરન્તુ માત્ર સિંગાપોર અને મલાયામાં જ નહિ, આખા અગ્નિએશિયામાં સર્વસામાન્ય વ્યવહારભાષા મલાય છે. ' ઇન્ડોનેશિયન ' નામે ઓળખાતી ઇન્ડોનેશિયાની રાષ્ટ્રભાષા થોડાક ફેરફારો સાથેની મલાય છે. તદ્દન સાધારણ શિક્ષણ પામેલા પરદેશીઓ પણ અહીં અંગ્રેજી અને મલાય એ બે ભાષા બોલે છે, અને મલાય ભાષા શીખવા માટે ઘણી સહેલી છે એમ અનુભવીઓ કહે છે. મલાયા અને ઇન્ડોનેશિયામાં આ ભાષા અરબી કે રોમન લિપિઓમાં લખાય છે, અને પુસ્તકો તથા વર્તમાનપત્રો પણ એ લિપિઓમાં છપાય છે. અલબત, અરબીની તુલનાએ રોમન લિપિનો પ્રચાર ઇન્ડોનેશિયામાં વિશેષ છે. પરન્તુ સિંગાપોરના રાજમાર્ગો ઉપર તો મલાયમાં—અરબી લિપિમાં લખેલું પાટિયું ભાગ્યે જ દેખાય. બધે અંગ્રેજી અને ચાઇનિઝ!

ઇતિહાસ સાથે સંબંધ ધરાવતાં સેંકડો પૂતળાં ત્યાં છે. એ પાછળ ખર્ચ તો અનર્ગળ કર્યો હશે, પણ મને એ બધું સુન્દર નહિ, પણ ભડકામણું અને બેહૂદું લાગ્યું. હસતા બુદ્ધનું પૂતળું તો બુદ્ધ કરતાં સેતાન જેવું વધારે લાગે છે. એ જ લોકોનો 'હોપાર વીલા' હોંગકોંગમાં પણ છે.

ત્યાંથી હું અને શ્રી બચુભાઈ પરીખ 'યુનિવર્સિટી ઓફ મલાયા'માં 'ડિપાર્ટમેન્ટ ઓફ ઇન્ડિયન સ્ટડીઝ'ના પ્રોફેસર શ્રી. રાજકન્નુને મળવા ગયા. આ યુનિવર્સિટીની સ્થાપના યુદ્ધ પછી, ઈ. સ ૧૯૪૭માં થઈ છે, અને જૂની રેફલ્સ કોલેજની આસપાસ એનો વિસ્તાર થયો છે એ કેવળ શૈક્ષણિક અને આર્થિક વિદ્યાપીઠ હોઈ, શહેરથી ચારેક માઈલ દૂર એનું સારું 'કેમ્પસ' છે. એમાં આશરે બે હજાર વિદ્યાર્થી છે.

શ્રી. રાજકન્નુ તામિલના માણસ છે. યુનિવર્સિટીની સ્થાપના માટે નિમાયેલા કમિશને ભલામણ કરી હતી કે આ યુનિવર્સિટીમાં મલાય, ચાઈનિઝ અને તામિલ એ ત્રણ ભાષાઓના કાર્યક્ષમ વિભાગો જોઈએ, કેમકે મલાયાની જનસંખ્યા મુખ્યત્વે આ ત્રણ ભાષા બોલનારી છે. ચાઈનિઝ અને મલાય ભાષાઓના વિભાગો કેટલાંક વર્ષથી ચાલે છે (ચાઇનિઝના પ્રોફેસર તો એ સમયે જ મળ્યા), પણ તામિલનો વિભાગ ગયે વર્ષે શરૂ થયો છે. મલાયાના ભારતવાસીઓમાં બહુમતી તામિલ બોલનારાઓની હોવાથી આ વિભાગને સાંસ્કારિક દૃષ્ટિએ વ્યાપક ભૂમિકા ઉપર મૂકવા સારુ એને 'ડિપાર્ટમેન્ટ ઓફ ઇન્ડિયન સ્ટડીઝ' કહેવામાં આવ્યો છે. જતે દિવસે એમાં સંસ્કૃત, હિન્દી અને બીજી ભારતીય ભાષાઓની જોગવાઈ થશે અને ભાષાસાહિત્યો દ્વારા ભારતીય સંસ્કૃતિના અભ્યાસ તરફ ધ્યાન અપાશે, એવી શ્રી. રાજકન્નુની યોજના છે. તેઓ મદ્રાસના છે, અને આ યુનિવર્સિટીમાં ઊંચી નોકરી પર આવેલા છે, અને ભારતની બધી મુખ્ય ભાષાઓનું સારું પુસ્તકાલય પોતાના વિભાગમાં વસાવવાની આકાંક્ષા રાખે છે.

યુનિવર્સિટી ઑફ મલાયામાં ચાર્લીનઝ, મલાય અને તામિલના પ્રોફેસરો અને અપવાદરૂપે ભૂસ્તરવિજ્ઞાનના પ્રોફેસર પિચામુટ્ટુ (જે ભારતવાસી છે) સિવાય બધાજ પ્રોફેસરો અગ્રેજ કે યુરોપિયન છે. સિંગાપોરમાં સંખ્યાદષ્ટિએ બહુમતી અને આર્થિક વર્ચસ ધરાવતા ચીનાઓએ 'નાન્યાંગ' યુનિવર્સિટી સ્થાપેલી છે તે સરકારની કશી આર્થિક સહાય વિના ચાલે છે. લીન યુ ટાંગ એના પહેલા વાઇસ-ચાન્સેલર હતા. અમેરિકા, ચીન અને અન્યત્ર વસતા ચીના વિદ્વાનોનો સ્ટાફ એમણે સિંગાપોરમાં એકત્ર કર્યો હતો. પણ કેટલાક મૂળભૂત મતભેદોને કારણે થોડાક માસ પહેલાં તેઓ છૂટા થયા છે.

સાંજે પાંચ વાગ્યે શ્રી. રજબઅલી જુમાભાઈને ત્યાં એક નાની પાર્ટીમાં હાજરી આપી. મુંબઈ રાજ્યના ઇન્સ્પેક્ટર-જનરલ ઑફ પોલિસ શ્રી. ચુડાસમા (તેઓ વાહનવ્યવહાર માટેની આંતરરાષ્ટ્રિય કોન્ફરન્સમાં હાજરી આપવા માટે ટોકિયો જતા હતા), તેમનાં પત્ની, પુત્ર અને પુત્રવધૂ તથા શ્રી. રજબઅલીના બીજા થોડાક મિત્રો હતા. ત્યાંથી નીકળીને એક ટેકરી ઉપર બહુ સુન્દર જગાએ આવેલી સિંગાપોરની 'આઇલૅન્ડ કલબ' જોવા ગયા, જેના શ્રી. રજબઅલી એક હોદ્દેદાર છે. ત્યાર પછી ગાંધીસ્મારકનું મકાન તથા એમાં નાનકડો ગાંધીસ્મારક હૉલ જોયો. ભારતીય તામિલ વસ્તીના મધ્યમાં એ મકાન આવેલું છે. પં. જવાહરલાલ નહેરૂને હસ્તે એનું ઉદ્ઘાટન થયું હતું. એમાં ખાલી કબાટો પડ્યાં છે, પણ પુસ્તકો નથી! કહે છે કે ભારત સરકાર તરફથી પુસ્તકો આવે એની રાહ જોવાય છે. પાસે જ નેતાજી સ્મારક હિન્દી સ્કૂલ છે, ત્યાં એક ચાઇનિઝ છોકરી હમણાં હિન્દીની પરીક્ષામાં પહેલી આવી. અગ્રેજી નિશાળમાં ભણતાં બાળકો, સવારે કે સાંજે ત્યાં હિન્દી શીખે એવો ક્રમ છે.

તા. ૪થી મેએ સવારે ૪ાા વાગ્યે હોટેલના પોર્ટરે મને ઉઠાડ્યો ત્યાર પહેલાં હુ જાગી ગયો હતો. થોડી વાર પછી મોટરમાં ઍર-પોર્ટ ઉપર આવી નાસ્તો લીધો અને ઑસ્ટ્રેલિયન કંપની-ક્વાન્ટાસ એમ્પાયર-

એર-વેઝના વિમાનમાં સવારે સાડાસાત વાગ્યે નીકળીને સાડાદસ વાગ્યે થાઈપ્રદેશના (જેને અંગ્રેજીમાં 'થાઇલેન્ડ' કહેવામાં આવે છે) પાટનગર બેંગકોક આવી પહોંચ્યો. બેંગકોકનું એર-પોર્ટ શહેરથી અગિયાર માઇલ દૂર છે, એટલે કાયદેસરની વિધિઓ પતાવીને લગભગ સવાબાર વાગ્યે ઓરિયેન્ટલ હોટેલમાં આવ્યો ત્યારે મુંબઈના મારા સાહિત્યકાર મિત્ર શ્રી. ભગવાનદાસ ભૂખણવાળાના નાના ભાઈ શ્રી. અરવિન્દ ભૂખણવાળા જેઓ બેંગકોકમાં ન્યૂ ઇન્ડિયા વીમા કંપનીની ઓફિસમાં કર્મચારી છે તેમનો સંદેશો પડેલો હતો. થોડી વારમાં તેઓ તથા તેમના બે સહ-કાર્યકરો શ્રી. મદનમોહન અને શ્રી. શશી શરાફ હોટેલમાં આવી પહોંચ્યા, અને કંપનીના મકાનમાં તેઓ બધા રહે છે ત્યાં મને જમવા લઈ ગયા. પશ્ચિમના દેશોમાં કોઈ પણ માણસ માટે નિરામિષાહારી રહેવું પ્રમાણમાં સરલ છે, પણ જાપાન અને અગ્નિએશિયાના દેશોમાં ઘણું મુશ્કેલ છે, એટલે બેંગકોકના મારા નિવાસ દરમિયાન તેમણે પોતાની સાથે મારી જમવાની વ્યવસ્થા કરી.

સિંગાપોરની ગરમી વિષે મેં વાત કરી, પણ બેંગકોકની ગરમી તો તે કરતાં ક્યાંય ચઢી જાય એવી હતી. અહીં શિયાળો તો છે જ નહિ, અને બારે માસ ગરમી જ રહે છે હું મે માસમાં ગયો તે સીઝન તો આખા વર્ષમાં સૌથી ગરમ. બેંગકોક નહેરોની આસપાસ વસેલું હોવાને કારણે બફારો પુષ્કળ થાય. બેંગકોકની એ ગરમી પછી મે માસની વડોદરાની ગરમી તો મને વસંત ઋતુ જેવી લાગે છે! વળી ભેજવાળી હવાને કારણે આ શહેરમાં મચ્છરનો ભારે ત્રાસ છે, અને તેથી મચ્છરદાની રાખ્યા છતાં પણ ખુલ્લી બારીએ સુવાય નહિ. બેંગકોકની હોટેલોના એર-કન્ડીશન્ડ રૂમ જાપાન કે સિંગાપોરની તેમ જ યુરોપ-અમેરિકાની હોટેલો કરતાં પણ મોંઘા છે, અને વિદેશી પ્રવાસીઓની લાચારી જ એમાં કારણભૂત હોવી જોઈએ. મારે પણ અગાઉથી નિયત થયેલો ઓરડો બદલીને નિરુપાયે બેફામ ભાડાનો એક એર-કન્ડીશન્ડ ઓરડો રાખવો પડ્યો.

જૂના અને નવા બેંગકોકની વચમાં થઈને મેનામ અથવા ચાઓ ફ્રયા નદી વહે છે. બેંગકોકની બધી હોટેલોમાં એકમાત્ર ઓરિયેન્ટલ હોટેલ આ નદીને કિનારે આવેલી હોઈ, એનુ મકાન પ્રમાણમાં જૂનું છતાં મોખરાની દૃષ્ટિએ શ્રેષ્ઠ છે. હોટેલનું ભોજનગૃહ નદીના બિલકુલ કિનારે જ આવેલુ છે ત્યાં તેમજ તાપ નમતાં સાંજે છત્રીઓ નીચે નદીકિનારે બેસીને એમાં અવિરત ચાલી રહેલી પ્રવૃત્તિ જોવી એ ખરેખર સુખકર છે. નદી પહોળી અને ઊંડી છે અને સમુદ્ર બેંગકોકથી ૯૦ માઈલ દૂર આવેલો હોવા છતાં ઠેઠ આ હોટેલ સુધી સ્ટીમરો આવી શકે છે, અને લોન્ચ અને હોડીઓનો વહેવાર તો અવિરત ચાલે છે; અને માત્ર એક જ માણસ કે બાળક પણ બેસીને ચલાવી શકે છે એવી નાનકડી હોડીઓ, આસપાસની નાની નહેરોમાં જોવામાં આવે છે.

જાપાન અને સિંગાપોર પછી પહેલી વાર બેંગકોકમાં એશિયાના વિશિષ્ટ વહીવટી શૈથિલ્યનો અનુભવ થયો, પણ શ્રી. ભૂખણવાળા જેવા બેંગકોકના અનુભવી મિત્રની સહાયથી જુદી જુદી કચેરીઓમાં ફરીને મારા 'ઇમિગ્રેશન'ના પ્રશ્નો પ્રમાણમાં સરળતાથી ઊકેલી શકાયા.

તા ૫ મી મેએ સવારે નાસ્તો પતાવીને તૈયાર થયો ત્યારે શ્રી. ભૂખણવાળા, શ્રી. મદનમોહનનાં પત્ની શકુન્તલાબહેન અને શ્રી. શશી શરાફ આવ્યા અને તેમની કારમાં અમે એક નાના પર્યટને નીકળ્યા. સૌથી પહેલાં બેંગકોકની પોસ્ટઑફિસના મકાન આગળથી પસાર થયા. નવું વિશાળ મકાન છે, અને દ્વાર ઉપર બન્ને બાજુએ ગરુડની પ્રચંડ મૂર્તિઓ દ્વારપાલ તરીકે છે. પણ કહે છે કે થાઈલેન્ડમાં ટપાલની સેવા ઘણી અનિયમિત છે, અને સ્થાનિક પત્રો પણ બેંગકોકમાં ઘણી વાર ચાર દિવસે મળે છે।

ત્યાંથી 'વાટ સુથાઈ' ('વાટ એટલે-મન્દિર; 'સુથાઈ' એટલે 'ઉત્તમ થાઈ.') નામે બૌદ્ધ મન્દિરમાં ગયા. ત્યાં કાંસાની વિશાળ બુદ્ધમૂર્તિ છે. આગલે દિવસે જ બુદ્ધજયંતિના ઉપક્રમમાં, આ

શહેરની જેમ આ મન્દિરમાં પણ મોટો ઉત્સવ હતો એના અવશેષ જોઈ શકાતા હતા. મુખ્ય મૂર્તિની આગળ કેસરિયા વસ્ત્રધારી સંખ્યાબંધ બૌદ્ધ સાધુઓનાં હૂબહૂ પૂતળાં હતાં, જે જોઈને અમને બધાને દૂરથી પહેલાં તો એમ લાગ્યુ કે આ બધા ખરેખર સાધુઓ ઉત્સવ નિમિત્તે બેઠેલા છે!

પરન્તુ બાજુમાંની બેઠકો ઉપર ખરેખરા સાધુઓ માટે આસનો ગોઠવેલાં હતાં, જ્યાં આગલે દિવસે તેઓ બેઠા હશે. ત્યાં દરેક આસનની સાથે એકએક પિકદાની હતી, જેમાં તેઓ સતત પાન ચાવતાં થૂકી શકે એ સમયે એક વૃદ્ધ સાધુ લહેરથી પાન વાગોળતા અને થૂંકતા બેઠા હતા.

ઉત્સવના સ્મૃતિચિહ્નરૂપે જસતની અને માટીની નાનકડી બુદ્ધમૂર્તિઓ ત્યાં વેચાતી હતી. જસતની બે મૂર્તિના ૨૦ ટિકલ અને માટીની બે મૂર્તિના ૧૦ ટિકલ. (૧ ટિકલ=૪ આના. ટિકલને 'બહાસ' પણ કહેવામાં આવે છે ) અમે થોડીક મૂર્તિઓ ખરીદી. ત્યાં અમને કહેવામાં આવ્યું કે જે માટીની આ મૂર્તિ બનાવેલી છે તેમાં બુદ્ધગયામાંથી કેટલીક માટી લાવીને નાખેલી છે.

આપણા ભારતવાસી ખ્યાલોની દૃષ્ટિએ જોઈએ તો આ લોકોનો ધાર્મિક પૂજ્યભાવ ઓગળી ગયો હોય એમ લાગે જોકે જાપાન, થાઈલૅન્ડ, કંબોડિયા, લાઓસ અને સીલોન જેવા પૂર્વ એશિયા, અગ્નિ એશિયા, અને દક્ષિણ એશિયાના બૌદ્ધ ધર્મ પાળતા દેશોમાં જે સમારોહપૂર્વક બુદ્ધજયંતિનો ઉત્સવ ઉજવાઈ રહ્યો છે તે જોતાં તથા બૌદ્ધ મઠો અને સાધુઓની જે સંખ્યા છે તે વિચારતાં એમ માનવું વધારે પડતુ ગણાય. પણ આપણા દેશના પ્રચલિત ધાર્મિક આચારોની અપેક્ષાએ જોઈએ તો મન્દિરના ઠેઠ ગર્ભગૃહમાં કેટલાયે માણસો સિગરેટ પીતા હતા, અને એક માણસ સિગરેટ પીતાં પીતાં, બુદ્ધની નાની ધાતુમૂર્તિઓ ઉઠાવીને સર્વના દેખતાં આમતેમ મૂકતો હતો—એવી રીતે કે સિગરેટની રાખ પણ મૂર્તિ ઉપર પડે!

'વાટ સુથાઈ'માંથી 'થાઈ–ભારત કલ્ચરલ લોજ'માં ગયા. આ સંસ્કારસંસ્થા ભારતવાસીઓ અને તેમાંયે મુખ્યત્વે પંજાબીઓ ચલાવે છે. બેંગકોકનો કાપડનો લગભગ બધો વેપાર પંજાબી—હિન્દુ અને સીખ વેપારીઓના હાથમાં છે. ગુજરાતી હિન્દુ કુટુંબો અહીં ત્રણ કે ચાર છે, એ બધાંને હું મળ્યો હતો. પણ ગુજરાતી વોરા અને મુસલમાનો અહીં ઠીક સંખ્યામાં છે. સિંગાપોરમાં જેમ ચોકીદારો સીખ છે તેમ બેંગકોકમાં સર્વત્ર, સરકારી કચેરીઓમાં પણ ચોકીદારો બિહાર અને પહાડી પ્રદેશના ભૈયાઓ છે બેંગકોકમાં, દુકાનો, ઑફિસો અને બૅન્કોનાં પાટિયાં ઉપર ઠેર ઠેર દેવનાગરી અને ગુરુમુખી લિપિમાં લખાયેલાં નામો નજરે પડે છે (કોઈ વાર બહુ ઉતાવળે નજર નાખતાં દેવનાગરી અને થાઈ અક્ષરો વચ્ચે સંભ્રમ થાય છે. ન્યૂ ઇન્ડિયાની કચેરીએ પોતાના કર્મચારીઓ માટે તૈયાર કરેલા, થાઈ લિપિની વર્ણમાલાના તુલનાત્મક પરિચય ઉપરથી પણ એ સંભ્રમ સકારણ છે એમ લાગ્યું. એનું કારણ એ છે કે અગ્નિ–એશિયાની કેટલીક વર્ણમાલાઓ દેવનાગરીનાં વિભિન્ન પ્રાચીન સ્વરૂપો ઉપરથી ઊતરી આવેલી છે.) 'થાઈ–ભારત કલ્ચરલ લોજ' એક સારું પુસ્તકાલય, વાચનાલય તથા નિશાળ ચલાવે છે અને ભારતવાસીઓના સામાહિક સંમેલનો યોજે છે. એના નિયામક શ્રી. રઘુનાથ શર્મા શુદ્ધ ખાદીધારી એક પંજાબી વેપારી છે અને એક સાચા કાર્યકર્તા છે એમણે મને ન્યૂ હેવન ખાતે પત્ર લખીને આ સંસ્થામાં જ ઊતરવા આગ્રહપૂર્વક જણાવ્યુ હતું, ખાસ તો એટલા માટે કે 'આ પરદેશમાં હમવતનીને અજાણ્યું લાગે નહિ.' તેમણે સદ્ભાવથી આવકાર આપ્યો. લોજનું મોટું મકાન તથા વિશાળ પટાંગણ છે અને તેના એક ભાગમાં હિન્દુ સમાજ તથા નિશાળ છે. તા. ૫ મી મેએ રવિવાર હોઈ, સાપ્તાહિક સભા હતી. આવી સભાઓમાં, વ્યાખ્યાનો અને પ્રાર્થના વગેરે થાય છે. બધા સામાજિક દરજ્જાના લોકો અને તેમનાં સ્ત્રીબાળકો હાજર હોઈ, એક પ્રકારના સામાજિક સમારંભ અને ઉત્સવનું વાતાવરણ હતું. આ દૂર દેશાવરમાં, વૃત્તિ મેળવવા માટે

રાતદિન અનેક વ્યવસાયો કરનારાં મનુષ્યોના જીવનનો ઘસારો પૂરવા માટે તથા તેમાં નવપલ્લવતા આણવા માટે, ઉત્સવો અને મિલનો બહુ જરૂરી છે. આપણે જૂના તહેવારો અને ઓચ્છવો ગુમાવતા જઈએ છીએ, નવા પેદા કરી શકયા નથી અથવા જૂના ઉત્સવોને નવા જમાનાને અનુરૂપ બનાવી શકયા નથી અને પરિણામે આનંદનું ઉત્પાદન ઘટી જાય છે એ સ્થિતિ કોઈ રીતે ઈષ્ટ નથી. બૅંગકોકના આ સમારંભમાં તો જૂના અને નવાનું અનોખું મિશ્રણ હતું, અને હાજર રહેલા લોકોનો આશય તો એમાંથી કોઈ પણ પ્રકારે આનંદ મેળવવાનો સ્પષ્ટ જણાતો હતો. છેલ્લે, 'જય જગદીશ હરે'ના ધ્રુવપદવાળું પ્રાર્થનાગીત બધાએ ઊભા થઈને સમૂહમાં ગાયું ત્યારે ભારતના જ કોઈ ધાર્મિક સ્થાનમાં હાજર હોઈએ એવો અનુભવ થયો. શીરાનો પ્રસાદ લઈ ચા પીને બધા વીખરાયા.

એ જ મકાનમાં નીચે સ્વામી સત્યાનંદપુરી પુસ્તકાલય અને વાચનાલય ચાલે છે. સામયિકો અને પુસ્તકો હિન્દી, થાઈ અને અંગ્રેજી એ ત્રણે ભાષાનાં હતાં. બીજી કેટલીક ભારતીય ભાષાઓનાં પણ થોડાંક હતાં. બૅંગકોકના ભારતવાસીઓને પરસ્પરનો સંપર્ક સાધવામાં, સાધારણ ભણેલાં માણસોમાં પણ પરંપરાગત સંસ્કારોને જાગતા રાખવામાં તેમ જ ભારતવાસીઓને થાઈલૅન્ડ અને એની સંસ્કારિતાના પરિચયમાં સહાય કરવામાં આ સંસ્થાની સેવાઓ શ્લાઘનીય છે.

ત્યાંથી બૅંગકોકના જગતપ્રસિદ્ધ બૌદ્ધમન્દિર 'વાટ ફ્રાકેઓ' ('એમિરાલ્ડ બુદ્ધ'—માણિક્ય બુદ્ધ)માં અમે ગયા. આ મન્દિરને અડીને રાજમહેલ આવેલો છે, એમાંથી રાજમહેલમાં જઈ શકાય. આ રાજપૂજિત મન્દિર છે, એટલે બિસ્માર રહેતાં બૅંગકોકનાં બહુસંખ્ય બૌદ્ધ મન્દિરોની તુલનાએ (એ બધાં મન્દિરોમાં બુદ્ધજયંતિના ઉપલક્ષ્યમાં જ તાજેતરમાં કંઈક સાફસૂફ અને મરામત થઈ છે એમ મને કહેવામાં આવ્યું.) એની દેખભાળ બહુ સારી થાય છે. મન્દિરના અંગ્રેજી નામ ઉપરથી કંઈક ભ્રાન્તિ થવા સંભવ છે, તેથી લખું છું કે એમાંની બુદ્ધ-

મૂર્તિ લાલ માણેકની નથી, પણ સહેજ ભૂખરા રંગના કીમતી પથ્થરની છે. મૂર્તિની ઠેઠ પાસે અમે જઈ શક્યા, જેવું આપણા દેશમાં હિન્દુ મન્દિરોમાં ભાગ્યે બને છે અનેક યાત્રિકો ચૈત્યવંદન કરતાં હતાં અને વાતાવરણ શાન્ત તથા પૂજ્યભાવથી પરિપ્લુત હતું જેઓ બુદ્ધને પુષ્પ કે પુષ્પમાળાઓ ચઢાવવા ઇચ્છે તેઓ એ અંદર લઈ જતાં નથી, કેમકે એ બધું અંદર લઈ જવામાં કચરાનો અને તેની સાફસૂફીનો પ્રશ્ન ઊભો થાય; આથી મુખ્ય દેવગૃહની બહાર નિશ્ચિત સ્થળે યાત્રિકો પુષ્પાદિ મૂકી દે છે, અને એ મૂકીને પ્રણિપાત કર્યા બાદ અંદર પ્રવેશે છે. ભક્તો પાસેથી આ પુષ્પમાળાઓ લઈને એકત્ર કરવા માટે એક બાઈ ત્યાં બેઠેલી હતી

આપણા દેશની જેમ, અહીં પણ મુખ્ય દેવગૃહની આસપાસ સંખ્યાબંધ નાનાં મન્દિરો હોય છે આ બધાં નાનામોટાં મન્દિરોનાં છાપરાંની આસપાસ નાની નાજુક ઘંટડીઓ ટાંગવામાં આવે છે દરેક ઘંટડીના લોલક સાથે, પણ ઘંટડીની બહાર લટકે એવી રીતે ધાતુનું ચપટું પાનું લટકાવેલું હોય છે પવનની લહેર આવે, એટલે તે પાન હાલે છે અને તેની ગતિથી લોલક ઘંટડી સાથે અથડાઈને મજાનો રણકાર કરે છે અને વાતાવરણમાં બધે ઘંટડીની મધુરતાનું વાતાવરણ છવાઈ જાય છે. પવનચક્કીઓ અહીં જણાતી નથી, પણ પવનની ગતિનો આ કેવો કવિત્વમય વિનિયોગ !

'વાટ ફ્રાકેઓ'ના સિંહદ્વારની બહાર, આવાં સ્થળે સામાન્ય રીતે હોય તેમ, અનેક ચીજો વેચનારાઓ ઊભેલા હતા. પણ એમાં એક ખાસ નોંધપાત્ર વેપાર જોયો અને તે પક્ષીઓ ઉરાડવાનો ! કેટલીક સ્ત્રીઓ ચકલી જેવડાં નાનાં સિયામી પક્ષીઓની મોટી સંખ્યાને પાંજરામાં લઈને બેઠી હતી. પાંજરામાં પુરાયેલા પક્ષીને છોડાવવાનું પુણ્ય જેમને લેવું હોય તેઓ કીમત આપીને એમાંથી થોડાંકને છોડાવે છે. કેટલાકને એ રીતે પંખી છોડાવતા જોયા. આ જરા હાસ્યજનક લાગે. પણ ગાયનો માલિક ગાય અને ઘાસ બન્ને લઈને ઊભો હોય,

એને પૈસા આપીને એમાંથી થોડુંક ઘાસ ખવરાવીએ અને પુણ્ય ઉપાર્જન કર્યાનો સંતોષ લઈએ એ પણ એટલું જ હાસ્યજનક નથી? પરિચિતતાને કારણે અનેક રૂઢિઓની વિલક્ષણતા એકાએક ખટકતી નથી.

'વાટ ફ્રાકેઓ'ના મુખ્ય દેવગૃહની આસપાસ મોટો પ્રદક્ષિણા-માર્ગ છે, અને તેની ભીંતો ઉપર રામાયણની થાઈ પરંપરાને અનુસરતાં સેંકડો રંગીન ભીત્તિચિત્રો છે ચિત્રો બહુ જૂનાં લાગતાં નથી. દરેક ચિત્રની સાથે થાઈ ભાષામાં સમજૂતી લખેલી હતી તે અમે વાંચી શકતા નહોતા, પણ પરિચિત કથાને સમજવી મુશ્કેલ નહોતી. પણ પ્રશ્ન એ છે કે આ બૌદ્ધ મન્દિરમાં રામાયણનાં આટલાં બધાં ચિત્રો શાથી? રામકથાને 'રામકેતન' (સંસ્કૃત 'રામકીર્તન' ઉપરથી એ હશે) નામથી સિયામમાં નાનું બાળક પણ જાણે છે. સિયામમાં બૌદ્ધ ધર્મ પ્રસર્યો ત્યાર પહેલાં આવેલા હિન્દુ ધર્મ સાથે રામકથા પ્રચલિત બની હોય એ સંભવિત છે. સિયામના ઐતિહાસિક રાજાઓમાં 'રામ' નામના રાજાઓ કદાચ સૌથી વધારે છે. અત્યારે ભારતમાં પ્રચલિત રામકથાથી સિયામની રામકથા કેટલાક કથાંશોમાં ભિન્ન છે. એ ભિન્ન અંશોમાંના કેટલાક, સેંકડો વર્ષ પૂર્વે ભારતમાંથી અગ્નિ એશિયામાં ગયા હોય અને કાળાન્તરે ભારતમાં ભુલાઈ ગયા હોય તેમજ કેટલાક કથાંશો અગ્નિ એશિયાની પરંપરાગત કથાઓ અને પ્રચલિત લોકધર્મોમાંથી ઉમેરાયા હોય. એક જ ઉદાહરણ અહીં આપુ મેનામ નદીના કિનારે આવેલા 'વાટ અરુણ'ની પાસેના એક નાના બૌદ્ધ મન્દિરના આંગણામાં રાવણ અને સહસદેવની મૂર્તિઓ છે. સિયામી રામાયણ પ્રમાણે, સહસદેવ રાવણનો સલાહકાર હતો અને તેને એક હજાર માથાં તથા બે હજાર હાથ હતા. સિયામી રામાયણ આજે પણ લોકપ્રિય છે અને તેની પ્રયત્તા આશરે બે હજાર મુદ્રિત પાનાં જેટલી છે એમ એક જાણકારે કહ્યું. એનો આશરે બસો પાનાંમાં અંગ્રેજી કથાસંક્ષેપ કેટલાંક વર્ષ પહેલાં બહાર પડ્યો છે તે હાલ મળતો નથી, પણ 'થાઈ–ભારત કલ્ચરલ લોજ'માં એ પુસ્તક

જોવામાં આવ્યું.

'વાટ ફ્રાકેઓ'માંથી નીકળીને ફળ અને શાકની મોટી માર્કેટમાં ગયા અને ત્યાંનો વ્યવહાર જોવામાં આનંદ પડ્યો આ ઋતુમાં આ પ્રદેશમાં કેરી પુષ્કળ અને સસ્તી મળે છે દર્યાન નામે મોટું ફળ (જેના ઉપર ફણસ જેવા, પણ તે કરતાં અણીદાર કાંટા હોય છે) ૨૦ થી ૨૫ ટિકલનું મળે છે ભારતવાસીની જેમ સિયામી લોકો પુષ્કળ મરચા ખાય છે અને જાતજાતનાં મરચાં અહીં જોવામાં આવે છે આપણા દેશમાં પાનનું બીડું' હોય છે, પણ પાનની 'બીડી' અહીં જોઈ બીડીની જેમ એ પાન લાંબુ વાળેલું હોય છે નાનાં બાળકો આસોપાલવ કે પીપળાનાં પાનની પીપુડીઓ બનાવે છે એવો એનો દેખાવ લાગે છે અને અજાણ્યાને કલ્પના પણ ન આવે કે આ ખાવાનું પાન હશે એની સાથે લીલી સોપારી ચાવવાની

ત્યાંથી નીકળતા એક સ્થળે 'સુખશાન્તિ' હોટેલનું અને બીજે 'સુર્યાનંદ' હોટેલનું પાટિયું જોયું પ્રથમ હિંદુ ધર્મ અને ત્યાર પછી પાલિ અને બૌદ્ધ અસરને કારણે ઘણા સંસ્કૃત અને સંસ્કૃતોત્થ શબ્દો થાઈ ભાષામાં છે સમગ્ર અગ્નિ એશિયાની ભાષાઓ માટે પણ આ વિધાન સાચું છે, પણ હમણાં હું માત્ર થાઈ ભાષાની વાત કરીશ દક્ષિણ સિયામમાં 'દ્વારવતી' છે એને પશ્ચિમ ભારતની દ્વારકા સાથે સંબંધ હશે? બેંગકોક પહેલાંનું સિયામનું પાટનગર 'અયુથિયા' (અયોધ્યા) છે એ રામકથાની લોકપ્રિયતાની દૃષ્ટિએ સૂચક ન ગણાય? ટિકલના સોમા ભાગને 'શતાંક' કહેવામાં આવે છે હજી પણ સિયામી ભાષા સંસ્કૃતમાંથી શબ્દો ઉછીના લે છે અથવા ચાલુ સંસ્કૃત શબ્દો, ધાતુઓ અને પ્રત્યયોની સહાયથી સંખ્યાબંધ પારિભાષિક અને વૈજ્ઞાનિક શબ્દો તથા ઘણીખરી ઔપચારિક અને રાજદ્વારી પદવીઓનાં નામ ઘડી કાઢે છે કારને અહીં 'રોથ' (રથ) અને સાયકલને 'દ્વિચક્ર' કહે છે ટેલિફોનનો વાચક 'દૂરશબ્દ' અને એરોપ્લેનનો 'આકાશયાન' છે રેલ્વેના એક અધિકારીને 'રથચારણપ્રત્યક્ષ' અને નહેર ખાતાના

ઉપરીને 'વાન્સિીમાધ્યક્ષ' કહેવામાં આવે છે ઉચ્ચ વર્ગના સ્ત્રીપુરુષોનાં નામ હજી મોટે ભાગે સંસ્કૃત છે સિયામમાં આધુનિક સુધારાઓ અને કેળવણી દાખલ કરનાર રાજવી ચૂલાલોકોર્ન (સંસ્કૃત 'ચૂલાલંકરણ')ના સ્મારકરૂપે બેંગકોકમાં ચૂલાલોકોર્ન યુનિવર્સિટી છે, હાલના રાજાનુ નામ પ્રજાધિપોક (સંસ્કૃત 'પ્રજાદીપક') છે, અને હાલના વડા પ્રધાનનુ નામ બિપુન (વિપુન) સગ્રામ છે

તા ૬ ઠ્ઠી મેએ સવારે શ્રી ભૂખણવાળાની સાથે નેશનલ મ્યૂઝિયમ અને નેશનલ લાયબ્રેરી જોવા ગયો અગ્નિ એશિયા અને ખાસ કરીને સિયામની કલાના વિશિષ્ટ નમૂનાઓ મ્યૂઝિયમમા જોવાની આશા સ્વાભાવિક રીતે રહે, અને નેશનલ લાયબ્રેરીમાં પાલિ અને બીજી પ્રાચીન ભાષાઓની આશરે ૩૬૦૦૦ હસ્તપ્રતો છે પણ તે દિવસે નાસ્યાસ્તિક દિનની રજા હોવાથી એ બન્ને સસ્થાઓ બધ હતી આથી એ દિવસ બેંગકોકની ગલીકુચીઓમા ફરવામા અને અહીના થોડાક ગુજરાતી સજ્જનોને મળવામા ગાળ્યો

જીવનવ્યવહાર કેવી રીતે ચાલતો હશે એનું રસપ્રદ ચિત્ર રાજા ચૂલા-લોંકોર્નની અગ્રેજ શિક્ષિકા મિસિસ એના લિયોનોવેન્સે લખેલા ' એન ઇંગ્લીશ ગવર્નેસ એટ ધ સિયામિઝ કોર્ટ ' અને ' ધી રોમાન્સ ઑફ હેરમ ' એ બે દળદાર ગ્રન્થોમાં મળે છે. ખરું જોતાં, ગઈ સદીના ઉત્તરાર્ધના સમગ્ર સિયામી જીવન માટે પણ આ બે પુસ્તકો ભારે અગત્યનાં છે એના ઉપરથી - મિસિસ માર્ગરેટ લૅન્ડને લખેલી આકર્ષક નવલકથા ' એના ઍન્ડ ધ કીંગ ઑફ સિયામ'ની પુષ્કળ નકલો પશ્ચિમના દેશોમાં ખપેલી છે પણ મિસિસ લિયોનોવેન્સનાં પુસ્તકોમાં જે ઊંડી માનવતા અને સહાનુભૂતિ વરતાય છે એને લગભગ બાકાત કરીને, પ્રસ્તુત નવલકથા ઉપરથી ટ્વેન્ટીએથ સેન્ચરી-ફૉક્સ કંપનીએ ઉતારેલા ચિત્ર ' ધ કીંગ ઍન્ડ આઈ ' ઉપર થાઇલૅન્ડની સરકારે પ્રતિબંધ મૂક્યો હતો એ વિદેશી ચિત્રોના રસિકોને યાદ હશે.

મેનામ નદીના પૂર્વ કિનારે બેંગકોક છે, જ્યારે પશ્ચિમ કિનારે નહેરો આસપાસ વસેલું જૂનું શહેર અને જેને અગ્રેજીમાં ' ફ્લોટિંગ માર્કેટ (તરતું બજાર) નામે ઓળખવામાં આવે છે તે સ્થળ છે. તળ બેંગકોકની ઘણીખરી નહેરો તો વાહનવ્યવહારની સગવડ માટે પૂરી નાખવામાં આવી છે.

મેનામ નદીમાં ઉપરવાસ થોડુંક ફરીને પછી આસપાસની નહેરોમાં ત્રણેક કલાક ફર્યા. નહેરોની બન્ને બાજુએ લાકડાનાં હળવાં મકાનો બધા થાંભલા ઉપર બાંધેલાં, અને તેમાં વસવાટ, દુકાનો અને કારખાનાં. હોડીઓ બનાવવાનાં અને ફર્નિચરનાં મોટાં કારખાના પણ ત્યાં જ. કાપડ, અનાજ, કેળાં, પાન, શાક, કેરી, મચ્છી અને બીજી પરચુરણ ચીજો ફરતી હોડીઓમાં વેચાતી હોય કે ભરાતી હોય. ચા-કોફી કે નાસ્તાની નાનકડી દુકાનો હોડીઓમાં તરતી, એક સ્થળેથી બીજે સ્થળે જાય અહીં તો રાજમાર્ગ કે ગલીકૂંચી જે ગણો તે નહેરો, એટલે પડોશીને ઘેર જવા માટે પણ હોડીનો ઉપયોગ કરવો પડે. સાત-આઠ વર્ષનાં નાનાં બાળકો, એકબે માણસ બેસી શકે એવી ટચુકડી હોડીઓ

આત્મવિશ્વાસપૂર્વક ચલાવતાં દેખાય. નહેરોની બન્ને બાજુએ ઘણું ખરું વસવાટ હતો અને ત્યાંથી યુવાન સ્ત્રીઓ અને બાળકો પ્રવાસીઓની લોન્ચ આવતી જોઈને આનંદના પોકારો કરતાં હતાં. કેટલાક પ્રવાસીઓ આ તરતા બજારમાંથી કંઈક ચીજો ખરીદતા પણ હતા. ક્વચિત્ નહેરના કિનારે લીલી વનરાઈ અને ઉદ્યાન જેવું હતું કેટલીક નહેરો તદ્દન સાંકડી ગટરો જેવી હતી. નહેરોનાં પાણી, નદીથી તદ્દન જુદાં, ગંદાં હતાં અને કિનારે રહેતાં કુટુંબોનાં આંગણાં આ નહેરોમાં જ હોવાથી પણ એમાં પારાવાર ગંદકી થતી જોઈ શકાતી હતી. માણસો પાણીની અંદર જ કેવી રીતે રહે એનો કંઈક ખ્યાલ આ પર્યટન ઉપરથી આવ્યો. મેં કાશ્મીર જોયું નથી, પણ મારી સાથેનાં એ ભારતવાસી મિત્રોનું એમ કહેવું હતું કે ત્યાંનું તરતું બજાર આસપાસની નિસર્ગશ્રીને કારણે બેંગકોક કરતાં ઘણું વધારે સુન્દર છે

તરતા બજારમાંથી પાછા ફરતાં, બુદ્ધજયંતિ અંગે હોડીઓનું સરઘસ તા. ૨૪મી મેએ નીકળવાનું હતું તેની તાલીમ લેતી સરકારી હોડીઓ જોઈ એમાં મોટા ભાગે નૌકાસૈન્યના માણસો હતા. એ સરઘસમાં, સોનેરી હલેસાંવાળી એક સોનેરી હોડી હતી. સરઘસના દિવસે બુદ્ધની મૂર્તિ એ હોડીમાં સ્થાપિત કરવાની હતી

શરૂ થયું હતું. બપોરે ત્યાં પાછા આવી પહોંચ્યા ત્યારે એર-ઈન્ડિયાની ઑફિસેથી સંદેશો આવેલો હતો કે તા. ૧૨મી મેએ મુંબઈ જવા માટેની મારી પ્રવાસવ્યવસ્થા નિશ્ચિત છે. સ્વદેશ નિકટ આવતો જાય છે એ કલ્પના કેટલી હૃદ્ય છે!

તે સાંજે બેંગકોકના જાણીના ચોખાના વેપારી શ્રી. ગાંગજી પ્રેમજીને ત્યાં જમવા ગયો, અને થોડા કલાક ત્યાં ગાળ્યા એ પેઢીના બે મુખ્ય વ્યવસ્થાપકો શ્રી. કાન્તિલાલ શાહ અને શ્રી. ચિમનલાલ શાહ સંસ્કારપ્રેમી યુવાનો છે. સીલોનના વેપારી શ્રી. શાન્તિકુમાર ઝવેરી જેઓ લંડન અને સિંગાપોરમાં મળ્યા હતા તેઓ પાછા અહીં પણ મળ્યા

રાત્રે 'મિનિસ્ટ્રી ઑફ કલ્ચરલ અફેર્સ'ના સભાગૃહમા સોવિયેટ નૃત્યકારો અને સંગીતકારોનો એક ઉત્તમ કાર્યક્રમ જોયો. આ મંડળનો કાર્યક્રમ ગયે વર્ષે ભારતમા થયો હતો એમ રશિયન એલચી ખાતાના એક અમલદારે કહ્યું.

રાત્રે બાર વાગ્યે શ્રી. મદનમોહનને ઘેર આવી, ત્યાંથી ટેક્સી ઠરાવીને (બેંગકોકમા ટેક્સીઓને- મિટર-હોતાં નથી, એટલે દર વખતે રકઝક કરીને ભાવ ઠરાવવો પડે છે તેમજ પરદેશીઓ કે અજાણ્યાઓને લૂંટવાની ટેકસીવાળાઓ પણ સારી તક લે છે) હોટેલ ઉપર આવ્યો, કેમકે બીજે દિવસે, તા. ૮મી મેએ સવારે કંબોડિયા જવા માટે નીકળવાનું હતુ.

દેશમાંથી નીકળ્યો ત્યારથી દેશમાં પાછો આવ્યો ત્યાંસુધીનો લગભગ અગિયાર માસનો મારો પ્રવાસ બધી રીતે સુખરૂપ હતો એ વાતનો મેં આ પહેલાં પણ નિર્દેશ કર્યો છે એમાં અણધારી મુશ્કેલીઓ તો ન કહીએ, પણ અણધારી વિચિત્રતાઓ અને વિલક્ષણતાઓનો અનુભવ મને માત્ર બે પ્રસંગે થયો. એક તો પાસપોર્ટમાં કંબોડિયા જવા માટેનું 'એન્ડોર્સમેન્ટ' લેતાં લંડનમાં, અને બીજું, કંબોડિયા

પહોંચ્યા પછી ત્યાંના તંત્રનું અંધેર અનુભવતાં. ભારત છોડયું ત્યાર પહેલાં થાઈલૅન્ડ અને કંબોડિયા જવાનો મારો વિચાર નહોતો, તેથી તે દેશોની મુલાકાત લેવાની પરવાનગી મારા પાસપોર્ટમાં નહોતી. લંડનમાં રહ્યો તે દરમિયાન વિચાર બદલાયો, અને ૧૯૫૬ની તા. ૧૩મી ઑગસ્ટે (જર્મની જવા માટે નીકળ્યો તેના ત્રણ દિવસ પહેલાં) ઇન્ડિયા હાઉસના કોન્સુલેટ વિભાગમાં, આ બે દેશોનાં 'ઍન્ડોર્સમેન્ટ' લેવા માટે ગયો. એ વિભાગના એક અમલદાર સાથે આ બાબતમાં મારે રમૂજી સંવાદ થયો અને ત્યાર પછી જે બન્યું એનો શબ્દશઃ અહેવાલ અહીં આપું છું. બન્ને પક્ષે સંપૂર્ણ વિવેક અને અદબ હતાં એ નોંધવું જરૂરી સમજું છું.

અરજદાર—"મારા પાસપોર્ટમાં થાઈલૅન્ડ અને કંબોડિયાનું 'ઍન્ડોર્સમેન્ટ' જોઈએ છે."

અમલદાર—"કમ્બોડિયા શું છે?"

અરજદાર—"કંબોડિયા એક દેશ છે."

અમલદાર—"પણ અમે તે વિષે કદી સાંભળ્યું નથી."

અરજદાર—"લંડનમાં કંબોડિયાનું એલચીખાતું છે; ત્યાં હું ગયો હતો. તેમનું આ સરનામું અને ટેલીફોનનંબર છે. એમને તમે પૂછી જુઓ કે તેઓ અસ્તિત્વ ધરાવે છે કે કેમ?"

અમલદાર—(પોતાના ટેબલ ઉપરનો ઍટલાસ બતાવીને) "પણ આ ઍટલાસમાં તો કંબોડિયા બતાવેલું નથી."

અરજદાર—"એ જૂનો ઍટલાસ હશે. કંબોડિયાનો સમાવેશ હિન્દી ચીનમાં થતો હતો અને તે ફ્રેન્ચ સામ્રાજ્યનો ભાગ હતો. એ દેશ થોડાં વર્ષ પહેલાં જ સ્વતંત્ર થયેલો છે, એટલે જૂના ઍટલાસમાં કદાચ એ જુદો નહિ બતાવ્યો હોય." (થોડીક નિરાશા સાથે, ઍટલાસ હાથમાં લઈ મેં જોવા માંડયો. પણ સદ્ભાગ્યે, એ નવો ઍટલાસ હતો અને તેમાં કમ્બોડિયાનું

જુદું રાજ્ય બતાવેલું હતું અને જ્યાં મારે જવું હતું તે 'એંગકોર વાટ' પાસેનું નાનકડું સીમરીપ પણ એમાં દર્શાવેલું હતું. બેંગકોકથી કેવી રીતે સીમરીપ જઈને મારે પાછા બેંગકોક આવવું છે એ મેં નકશાને આધારે બતાવ્યું, એટલે જગતમાં કે નકશામાં કંબોડિયાના અસ્તિત્વ–અનસ્તિત્વનો વિષય ચર્ચાપાત્ર રહ્યો નહિ.)

અમલદાર—"પણ અમે કંબોડિયાનું 'એન્ડોર્સમેન્ટ' કદી આપ્યું નથી."

અરજદાર—"પરન્તુ એનો અર્થ એવો નથી કે તમે કદી તે આપી શકો નહિ. આપણા દેશના વિદ્યાર્થીઓ અને વેપારીઓ મોટે ભાગે પશ્ચિમના દેશોમાં આવે છે. કેટલાક વેપારીઓ જાપાન વગેરે પૂર્વના દેશોમાં જાય છે. કંબોડિયામાં ભાગ્યે કોઈ જતું હશે. વળી જે જનાર હશે તે આ બધી વિધિ ભારતમાં કરતા હશે. કંબોડિયા જવા ઇચ્છનાર કોઈ ભારતવાસી તમને લંડનમાં ન મળ્યો હોય એ સમજી શકાય એવું છે."

અમલદાર—"પણ અગ્નિ એશિયાના દેશોમાં લશ્કરી અને રાજકીય પરિસ્થિતિ અસ્થિર છે. તેથી તે દેશોનાં 'એન્ડોર્સમેન્ટ' માટે દિલ્હી પુછાવવું એવી ભારત સરકારની સૂચના છે."

અરજદાર—"એ વિશે મને ખબર નથી. પરન્તુ ભારત સરકારની એ પણ સૂચના છે કે પરદેશ જતા વિદ્યાર્થીઓ અને વિદ્વાનોને જોઈતી બધી સહાય અને સલાહ આપવી. હું રૉકફેલર ફાઉન્ડેશનના આમંત્રણથી પ્રવાસે નીકળ્યો છું. કંબોડિયા જવામાં મારો આશય, આપણા દેશની પુરાતન સંસ્કૃતિના જે અદ્ભુત અવશેષો ત્યાં છે તે જોવાનો છે, અને એ કામમાં તમે મને સહાય આપો તો ભારત સરકારની સૂચનાને એ અનુરૂપ થશે." (આમ કહીને, રૉકફેલર ફાઉન્ડેશનનો

આમંત્રણપત્ર તથા મારી યુનિવર્સિટીએ આપેલ ઓળખપત્ર વગેરે કાગળો મેં તેમને બતાવ્યા.)

અમલદાર—(તે વાંચીને) "આટલા બધા રૂપિયા! તમે ભાગ્યશાળી માણસ છો. (એ વિષે થોડીક વાતચીત) અમારી મુશ્કેલીઓ તો છે જ. પણ આ બધું મારા ઉપરીને હું બતાવું છું અને આ બાબતમાં તેમની સલાહ લઉં છુ."

અરજદાર—"પણ મને 'એન્ડોર્સમેન્ટ' ન આપવું હોય તો એકતરફી નિર્ણય મહેરબાની કરી ન કરશો. મને બોલાવીને ચર્ચા કરજો"

અમલદાર—(થોડી વાર પછી બહાર આવી) "મેં બધું ઠેકાણે પાડી દીધું છે. તમને 'એન્ડોર્સમેન્ટ' કરી આપીશું."

અરજદાર—"ધન્યવાદ"

મારી પાસેથી જરૂરી ફી, પાસપોર્ટ વગેરે લેવામાં આવ્યાં, અને મારે બીજે દિવસે (તા. ૨૪ મી ઑગસ્ટે) સાંજે પાસપોર્ટ પાછો લેવા માટે આવવાનું હતું. બરાબર નિયત સમયે એ લેવા ગયો ત્યારે પાસપોર્ટ જ હાથ લાગતો નહોતો! પરદેશમાં કોઈનો પાસપોર્ટ ખોવાય એ તો ભારે હોનારત જેવું ગણાય. થોડી વાર પછી માલૂમ પડયું કે પેલા અમલદાર આગળની વિધિ માટે પાસપોર્ટ મોકલવાનું ભૂલી ગયા હતા! ઑફિસ બંધ થવા આવી હતી, એટલે તે દિવસે તો આગળની વિધિ શક્ય નહોતી, એટલે મારે બીજે દિવસે ફરી આવવાનુ ઠર્યું. પણ ત્યારે તો પાસપોર્ટ મળવો જ જોઈએ એવું આખરીનામું મેં રજૂ કર્યું, કેમ કે ત્રીજે દિવસે સવારે મારે જર્મની જવા માટે નીકળવાનું હતું. મેં શાન્તિ જાળવી એ બદલ પેલા અમલદારે મારી પ્રશંસા કરી, પણ તે સાથે તેમની એ ફરિયાદ હતી કે કેટલાક ભારતવાસી ાગરિકોનું—ખાસ કરીને સીખ ફેરિયાઓનું વર્તન અવિવેકી હોય છે, ો ભારત સરકારે પોતાના અમલદારોને પૂરી અદબ રાખવાની સૂચના

આપેલી હોઈ, તેમને શાંતિ રાખવી પડે છે! તેમની શાન્તિ અને સત્યપ્રિયતાને અંજલિ આપીને મેં વિદાય લીધી.

આ પ્રસંગ તો ગયે વર્ષે લંડનમાં બન્યો, પણ કમ્બોડિયા ગયા પછી જે અનુભવો થયા (એ વિષે હું થોડીક વાર પછી લખીશ) તેથી એનું સ્મરણ તાજું થયું. વિદેશોમાં જવા માટે ભારતના નાગરિકોને પરવાનગી આપનાર, ભારતીય પરદેશ ખાતાની એક વરિષ્ઠ કચેરીના કર્મચારીને, જ્યાં સેંકડો વર્ષ સુધી ભારતીય સંસ્કારિતાનું એકચક્રી રાજ્ય હતું તે કમ્બોડિયાના નામની પણ જાણ નહોતી, એ જેટલું હાસ્યજનક તેટલું ખેદજનક હતું. અને કમ્બોડિયાથી પાછા વળતાં, એ દેશના તંત્રની ગેરઆવડત અને રીઢાપણાનો જે અનુભવ થયો એ પણ હમેશ યાદ રહે એવો હતો.

ઉજાગરો અને થાક બન્ને ભેગાં થયાં હતાં, એટલે હોટેલના પોર્ટરે તા. ૮ મી મેએ સવારે, બેંગકોકમાં જગાડ્યો નહોત તો મારું નીકળવાનું મુશ્કેલ બની જાત. સવારે સાડાપાંચ વાગ્યે, 'રૉયલ ઍર-કમ્બોજની'ની બસ લેવા આવી. સાત વાગ્યે ઍરપોર્ટ ઉપર આવી પહોંચ્યા અને નાસ્તો કર્યો. કંપનીએ ઉતારુઓ માટે એટલી બધી સરળતા કરી દીધી હતી કે અમારે માત્ર વિમાનમાં બેસવાનું જ કામ

જિનીવા-કરાર અંગે નિમાયેલા, આંતરરાષ્ટ્રિય કમિશનના સભ્ય ત્રણ દેશો છે ભારત પોલેન્ડ અને કેનેડા એમાં કેનેડિયન કમિશનના આ ભાઈ સભ્ય છે ઉત્તર વિયેટનામના પાટનગર હેનોઈમાં ૭ માસ રહ્યા છે (અગ્નિ-એશિયાના ઇતિહાસ અને સંસ્કૃતિના રસિકો માટે હેનોઈની ' ફ્રેન્ચ સ્કૂલ ઑફ એક્સ્ટ્રિમ ઓરિયેન્ટ '—દૂર પૂર્વની ફ્રેન્ચ સંશોધન સંસ્થા નું નામ સ્મરણીય છે થોડાક યુવાન ફ્રેન્ચ પુરાવિદોએ આરંભેલી આ નાની સંસ્થા કાળાન્તરે વિશાળ વટવૃક્ષ બની અને તેનું કામ જગ મશહુર બન્યું ફ્રેન્ચ પ્રજાની કૌતુકપ્રિયતા અને તેના વિદ્વાનોની અદમ્ય જિજ્ઞાસા તથા ખંતનો એ સંસ્થા મૂર્તિમંત નમૂનો બની પણ બીજુ વિશ્વયુદ્ધ, હિન્દી ચીનમાંથી ફ્રેન્ચોની હકાલપટ્ટી અને વિયેટનામના ભાગલા—એ બધાને પરિણામે એ ખનામ થઈ ગઈ મિ નિમ્મિકના કહેવા પ્રમાણે ભાગ્યે જ કોઈ ફ્રેન્ચ વિદ્વાન કે વિદ્યાર્થી હવે ઉત્તર વિયેટનામમાં હશે ) સીમરીપ પહોંચતાં સુધીનો દોઢ ક્લાક કૅપ્ટન નિમ્મિક સાથેની વાતોમાં જ ગયો (તેમની સાથે વાત કરતાં એ જાણ્યુ કે કેનેડાની વસ્તીનો ઠીક ભાગ ફ્રેન્ચ ભાષા બોલતો હોઈ ત્યાં કેન્દ્રીય સરકારમાં પણ અંગ્રેજી અને ફ્રેન્ચ એ બે માન્ય ભાષાઓ છે પરન્તુ ફ્રેન્ચ ભાષા બોલનારા પ્રદેશોમાં તો ફ્રેન્ચ જ મોન્ટ્રિયલમાં બારન્તેર ફ્રેન્ચ અખબારો બહાર પડે છે, પણ અંગ્રેજી માત્ર બેત્રણ! પણ અંગ્રેજી ભાષા વધારે વ્યાપક હોવાથી, ફ્રેન્ચ બોલનારા અંગ્રેજી શીખે છે, પણ અંગ્રેજી બોલનારા ફ્રેન્ચ શીખવાની પરવા કરતા નથી! આપણા દેશમાં પણ હિન્દી અને પ્રાદેશિક ભાષાઓ સંબંધમાં આવી જ કંઈક પરિસ્થિતિ નથી?) ડૉ જુનિયન જ્હૉન્સને વખેલુ અને સિયામ ખાતેના રંગાસ્વામી સંસ્થાને પ્રકટ કરેલુ 'ધી પાથ ઑફ ધ માસ્ટર્સ ' એ પુસ્તક તેઓ વાચતા હતા એમાંથી અમારી વાતોનો આરંભ થયો આ લશ્કરી અમલદાર અત્યંત સાત્ત્વિક પ્રકૃતિના જણાયા કેટલાક માસથી તદ્દન નિરામિષાહારી બન્યા છે, અને તેમ કર્યા પછી શરીર અને મન બન્ને વધારે સારુ કામ આપે છે એવો તેમનો

વ્યક્તિગત અનુભવ છે. અહિંસાની ભૂમિ ભારતમાં, પંજાબ અને કલકત્તામાં નિરામિષ આહાર મેળવવામાં પોતાને મુશ્કેલી પડી એ વિષે તેમણે આશ્ચર્ય વ્યક્ત કર્યું. ભારતની આધ્યાત્મિક ચિંતનપરંપરાના એ પરમ પ્રશંસક, અને કર્મ અને પુનર્જન્મના સિદ્ધાન્તોમાં ઊંડી શ્રદ્ધા ધરાવનારા જણાયા પરસ્પરની રુચિઓમાં અમને એટલું સામ્ય લાગ્યુ કે કોઈને થોડા વેદિયાવેડા લાગે તોપણ અહીં નોંધવાનું મન થાય કે જાણે કોઈ પરમ તત્ત્વે અહીં અંતરિયાળ અમને મેળવ્યા. આ વિચાર પહેલાં તેમણે વ્યક્ત કર્યો, ત્યારે પેલો સુપ્રસિદ્ધ શ્લોક મેં કહ્યો કે—

यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वत् भूतसमागमः ॥

અમે કલાકો સુધી આ જ રીતે વાતો કરી શકત, પણ સાડાનવ વાગ્યે સીમરીપ આવ્યુ, અને અમે ભાવપૂર્વક એકબીજાની વિદાય લીધી.

ગામનું સીમરીપ નામ એ નામે ઓળખાતી નદી ઉપરથી છે. સીમરીપનું એર-પોર્ટ એટલે એક નાનો 'રન વે' અને એક નાનો ઓરડો. લાઇટિની વ્યવસ્થા નહિ, એટલે બનતાં સુધી રાત્રે કોઈ વિમાન ઊતરી શકે નહિ એર-પોર્ટ ઉપર કોઈ કાયમી સ્ટાફ જ નહિ. વિમાન આવવાનું હોય ત્યારે ગામના પોલિસ-સ્ટેશનમાથી બેત્રણ માણસો એર-પોર્ટ ઉપર આવે અને આવના જતા ઉતારુઓ માટે જરૂરી વિધિ પતાવીને ઉતારુઓ સાથે જ પાછા ગામમાં ચાલ્યા જાય! તડકામાંથી બચવા માટે અમે વિમાનની પાંખની છાયામાં ઊભા રહ્યા! થોડી વારમાં કાયદાની વિધિઓ પતાવીને 'ગ્રાન્ડ હોટેલ'ની બસમાં હોટેલ ઉપર આવી પહોંચ્યા. એર-પોર્ટથી હોટેલ પાંચેક માઇલ હશે. બધે આસ્ફાલ્ટના સુન્દર રસ્તાઓ, પણ એની બન્ને બાજુએ, ગરમ દેશોનાં જંગલોમાં જ હોય એવી ઘેઘૂર વનરાજિ. તાપ પણ પુષ્કળ દસ વાગ્યે હોટેલ પહોંચ્યા, અને તુરત જ સાડાદસ વાગ્યે, બસમાં, ત્યાંના મન્દિરસમુદાય પૈકી 'એંગકોર થોમ'ના પર્યટને નીકળ્યા.

'એંગકોર' નામનું કોઈ ગામ અત્યારે અહીં નથી. સીમરીપમાં આશરે ૭ હજાર માણસની વસ્તી છે અને ત્યાં જે કંઈ છે તે મુખ્યત્વે 'એંગકોર વાટ'ના પ્રવાસીઓને આભારી છે. થોડીક હોટેલો, સરકારી મકાનો, નાનું બજાર, એક નાનું સિનેમાઘર, થોડાક નાના બંગલા, ગરીબ વસ્તીનાં છાપરાં, અને આસપાસ માઈલો સુધી ધ્વસ્ત મન્દિરોનો સમુદાય! 'દેલવાડા'નો અર્થ જેમ 'મન્દિરોનો સમુદાય' થાય છે તેમ 'એંગકોર વાટ'ને પણ 'મન્દિરોના નગર' તરીકે જ વર્ણવી શકાય. ફ્રેન્ચ રાજ્યઅમલ દરમિયાન વિકસેલી 'ટુરિઝમ'ની અદ્યતન સગવડો જો ન હોય તો પગે ચાલીને આ બધું જોવા માટે પંદરેક દિવસ અવશ્ય જોઈએ. ઉપર્યુક્ત 'ગ્રાન્ડ હોટેલ'—પેરિસની મધ્યમ કક્ષાની હોટેલો જેવી સગવડભરી છે. સીમરીપની સીમા ઉપર નદીકિનારે ટેકરી ઉપર આવેલા એના મકાનના ઉપલા માળની બારીઓમાંથી, પશ્ચિમના સ્પર્ધામય ઝડપી જીવનથી સાવ દૂર રહેલા આ ગ્રામપ્રદેશની ધીરી ધીરી પ્રવૃત્તિ અને એને હૂંફાળી ગોદમાં સમાવતી પ્રકૃતિ—એ બન્નેનો જાણે સતત સહકાર અનુભવાતો હતો. હોટેલમાં લીફ્ટ છે, પણ તે સાથેની મોટર નથી, કેમકે ૧૯૪૧માં જાપાનનું આક્રમણ થયું ત્યારે જાપાની લશ્કરે પોતાના ઉપયોગ માટે તે કાઢી લીધી હતી અને ત્યાર પછી નવી મોટર મૂકવામાં આવી નથી! પરન્તુ અહીં લીફ્ટની એવી જરૂર પણ શી છે? ગ્રાન્ડ હોટેલ મોં. વર્ગોઝ નામે એક જાડો, આનંદી ફ્રેન્ચ ગૃહસ્થ ચલાવે છે એના 'ટુરિઝમ વર્ગોઝ'ના નિયત કાર્યક્રમો આ અજાણ્યા પ્રદેશમાં દેશદેશના પ્રવાસીઓને આશીર્વાદરૂપ છે. બસ અને જીપના એક નાના કાફલા ઉપરાંત બે હાથીઓ પણ તેણે રાખ્યા છે, જેથી કે પ્રાચીન કાળના રાજાઓની જેમ હાથી ઉપર બેસીને જેમને એંગકોર વાટ જોવાની ઇચ્છા હોય તેઓ તેમ કરી શકે.

એંગકોર વાટનાં ખંડેરોની સૌ પહેલી 'શોધ' ઈ સ. ૧૫૭૦માં એક કૅથોલિક મિશનરીએ કરી હતી; પણ તે આ ભવ્ય અને

અદ્‌ભુત ખંડેરોને સેતાનની કરામત માનતો હતો! સત્તરમા સૈકામાં થયેલા સંખ્યાબંધ નકશાઓમાં 'ઓન્કો' (Onco, ઍંગકોર) નામે સ્થળનો નિર્દેશ છે, પણ આ તરફ સૌ પહેલાં ઐતિહાસિક દૃષ્ટિએ ધ્યાન ખેંચવાનું માન ફ્રેન્ચ પ્રકૃતિવિદ્ અને ફોટોગ્રાફર હેનરી મુહોતને ઘટે છે. એનું પ્રવાસવર્ણન ઈ. સ. ૧૮૬૩માં બહાર પડ્યું છે. એ પછી સાઈગોનથી થાઈલૅન્ડ જવા માટે નીકળેલા એક ફ્રેન્ચ લશ્કરી મિશનને રાજકીય કારણસર કેટલાક માસ સીમરીપમાં રોકાઈ રહેવું પડ્યું, અને તે સમય એના સભ્યોએ ઍંગકોર વાટના મન્દિર–સમુદાયનો વ્યવસ્થિત અભ્યાસ કરવામાં ગાળ્યો. એ મિશનના નેતા ગાર્નિયરે તે વિષે લખેલું પુસ્તક ઈ. સ. ૧૮૭૩માં પ્રસિદ્ધ થયું. ઍંગકોર વાટ અને ત્યાંના શાસક ખ્મેર રાજવંશના ઇતિહાસના, ઉત્તમ સાહિત્યિક સંસ્કૃત ગદ્ય અને પદ્યમા લખાયેલા એના બહુસંખ્ય શિલાલેખોના અને કંબોજ, ચંપા આદિના ભારત સાથેના રાજકીય અને સાંસ્કૃતિક સંબંધોના ઇતિહાસના અભ્યાસનો ત્યારથી આરંભ થયો. આ આખોયે મન્દિર–સમુદાય ત્યારે ગાઢ જંગલોથી વીંટાયેલો હતો. પણ આજે ત્યાં જંગલમાં મંગલ દેખાય છે. ફ્રેન્ચ વિદ્વાનોનો પ્રચંડ પરિશ્રમ અને કલાદૃષ્ટિ તથા ફ્રેન્ચ ઇજનેરોની બુદ્ધિ—બન્નેના સુભગ સમન્વયનું પરિણામ અહીં નજરે પડે છે. આ પ્રદેશો વિષે ઘણુંખરું મૌલિક કામ ફ્રેન્ચમાં થયું છે, પણ એ બધાનું સારતત્ત્વ ગ્રહણ કરીને લખાયેલો, કંબોડિયાના ઇતિહાસ વિષેનો અદ્યતન અને શ્રેષ્ઠ અંગ્રેજી ગ્રન્થ, સદ્‌ગત એલ. પી. બ્રિગ્ઝે ૧૯૫૩માં પ્રકટ કરેલ, 'એન્શ્યન્ટ ખ્મેર ઍમ્પાયર' છે. એના કર્તાએ સાઇગોન ખાતે અમેરિકન કૉન્સલ તરીકે કેટલાંક વર્ષ સુધી કામ કર્યું હતું, અને વર્ષો પહેલાં તેમણે પ્રકટ કરેલી પુસ્તિકા, 'પિલ્ગ્રિમેજ ટુ ઍંગકોર' (ઍંગકોરની યાત્રા) વિલીન થયેલા એક મહાન હિન્દુ સામ્રાજ્યના આ ભવ્ય–અદ્‌ભુત પાટનગરના પ્રત્યેક પ્રવાસીએ વાંચવા જેવી છે. રમેશચંદ્ર મજમુદાર, નીલકંઠ શાસ્ત્રી વગેરે ભારતીય વિદ્વાનોએ આ

દિશામાં સારું કામ કર્યું છે. એ બધાનો સાર કે એનું વિવેચન અહીં અનાવશ્યક છે. મારા ધ્યાન પર ચઢી તે વિગતો અને સૂઝ્યા તે વિચારો જ અહીં નોંધું છું.

અમારા પર્યટનમાં ભોમિયા તરીકે, પચીસેક વર્ષનો એક ગામડિયા જેવો છોકરો હતો. તેણે પહેલાં તો અંગ્રેજીમાં સમજાવવા માંડ્યું, પણ પછી પોતાના અંગ્રેજીથી કંઈક શરમાઈને, I am a French guide (હું ફ્રેન્ચ ભાષા બોલનાર ભોમિયો છું.) એમ કહીને તે ફ્રેન્ચ બોલવા માંડ્યો. આ પર્યટનમાં અમે પચીસેક જણા હતા, તેમાં મોટે ભાગે અમેરિકનો, થોડાક ચીનાઓ (તે પણ અમેરિકન નાગરિકો), બેત્રણ અંગ્રેજો, બેત્રણ કમ્બોડિયનો, અને એક હું ભારતવાસી—એટલા હતા. એમાં સાધારણ ફ્રેન્ચ જાણનાર ત્રણચાર જણ હશે, એટલે સૌના આગ્રહથી તેણે અંગ્રેજીમાં બોલવાનું ચાલુ રાખ્યું. સીમરીપમાં અંગ્રેજીનો કોઈ શિક્ષક નહિ હોવાથી, ગ્રામોફોન રેકર્ડની સહાયથી પોતે અંગ્રેજી શીખ્યો હોવાનું તેણે જણાવ્યું! એના અંગ્રેજી ઉપર ફ્રેન્ચ ભાષાની પૂરી છાયા દેખાતી હતી, તોપણ આ રીતે અભ્યાસ કર્યો હતો એ જોતાં એનું ભાષાપ્રભુત્વ ખરેખર પ્રશસ્ય હતું. માત્ર એને એવી લાગણી થતી હતી કે આ પરદેશીઓ કરતાં પોતે ઊતરતું અંગ્રેજી બોલે છે મેં તેને આશ્વાસન આપતાં કહ્યું કે જાપાનમાં અંગ્રેજી બોલનારા ભોમિયાઓ સાવ ભાંગ્યુંતૂટ્યું બોલે છે એમની તુલનાએ તો એ ઘણું સારું બોલતો હતો!

'એંગકોર વાટ' એ સીમરીપ પાસેના એક વિશિષ્ટ હિન્દુ મન્દિરનું નામ છે, જે અહીંનાં મન્દિરોમાંથી સૌથી મોટું છે; પણ સામાન્ય અર્થમાં, આ આખાયે 'દેવકુલપાટક'ને એ નામે ઓળખવામાં આવે છે. 'એંગકોર વાટ'નો શબ્દાર્થ છે 'એંગકોરનું મન્દિર.' એંગકોર એ કમ્બોડિયાનું ત્યજાયેલું પ્રાચીન પાટનગર છે એના સ્થાન ઉપર આ બધાં મન્દિરો આવેલાં છે. એમાં સૌ પહેલાં અમે 'એંગકોર થોમ' જોવા ગયા. ત્યાં જ્યાં અમે થોભતા ત્યાં કમ્બોડિયન કારીગરીની છરીઓ, નાની

કુહાડીઓ, ધનુષ્યબાણ, અને 'બૂમ-રાંગ' (અલબત્ત આ કાર્ડની ફેંટાબાજી અને મુદ્રા, પાશ્ચાત્ય દેશો અને જાપાનનાં કાર્ડ કરતાં ઘણું જુદાં જ હતાં) મળતાં, તથા ઉનાળાના સખત તાપમાંથી બચવા માટે પહોળી કિનારીવાળી વાંસની હેટ પણ વેચતી.

'ઍંગકોર થોમ'માં 'થોમ'નો અર્થ 'મહાન' થાય છે: એનો વિસ્તાર અગિયાર કીલોમિટરનો છે 'બેયોન'નું પ્રસિદ્ધ મન્દિર એની અંદર આવેલું છે, જે લોકેશ્વર બુદ્ધની મુખમુદ્રાઓ માટે વિશ્વવિખ્યાત છે દક્ષિણ ભારતનાં સૌથી વિશાળ, નગરસદૃશ મન્દિરોની યાદ આપતા આ ખંડેરમાં કુલ ૫૦ બુરજો છે અને દરેક બુરજમા, ચારે દિશાએ અવલોકતાં બુદ્ધનાં ચાર મુખ છે, એટલે કે કુલ ૨૦૦ મુખ છે આશ્ચર્યની વાત એ છે કે આ સર્વે મુખાકૃતિઓ, પરસ્પરથી સાવ અભિન્ન હોય તેમ, એકસરખું પ્રસન્ન શાન્ત સ્મિત કરે છે. આટલા મોટા વિસ્તારમાં જ્યાં નજર કરો ત્યાં આ લોકોત્તર મુખમુદ્રા નજરે પડે એની અસર કોઈ આગંતુક ઉપર તો અવર્ણનીય છે. પ્રારંભમાં એમ મનાતુ કે આ સ્થાપત્ય બંધાવનાર રાજા જયવર્મનની એ મુખમુદ્રા છે. પરન્તુ હવે છેલ્લા કેટલાક દસકાથી એ નિશ્ચિત છે કે ચારે દિશાઓને અવ-લોકતા લોકેશ્વર બુદ્ધની એ મુદ્રાઓ છે. આ સ્થાપત્યની મધ્યમાં આવેલો મુખ્ય બુરજ ૪૪ મિટર ઊંચો છે.

'બેયોન'ની આસપાસ અને અંદર અમે ઘણું ફર્યાં. એના દ્વાર આગળ જ સૂતેલા બુદ્ધની એક સુન્દર મૂર્તિ છે. આ પ્રકારની મૂર્તિઓ થાઈલેન્ડ અને કમ્બોડિયામાં ઘણી સામાન્ય છે, અને કોઈ પણ હિન્દુને તો આપણા દેશમાં સુપરિચિત એવી શેષશાયીની મૂર્તિની યાદ આપે છે. ગરુડની મૂર્તિઓ સંખ્યાબંધ છે—જે ગરુડ અર્વાચીન થાઈલેન્ડનું એક પ્રતીક છે.

અહીં માથાં કપાયેલી અનેક બુદ્ધમૂર્તિઓ છે ઘણેય સ્થળે મન્દિર-માંના ગોખલાઓ મૂર્તિરહિત છે, જેવું આપણા દેશનાં ખંડેરોમાં

અતિ સામાન્ય છે. આના કારણરૂપે અમને 'બ્રાહ્મણોનું ધર્મઝનૂન' આપવામાં આવ્યું ! તે પણ કારણ હશે, પરન્તુ સૈકાઓ સુધી પોતાના આ મહાન વારસાનું સંપૂર્ણ વિસ્મરણ કરનાર કંબોડિયાની પ્રજા પણ એટલી જ જવાબદાર છે.

'બેયોન'નાં શિલ્પો જેમ કલાના ઉત્કૃષ્ટ નમૂનાઓ છે તેમ ઐતિહાસિક કંબોડિયાના જીવન પરત્વે પણ એટલાં જ રસપ્રદ છે. ખ્મેર સામ્રાજ્ય એ કાળે અગ્નિ એશિયામાં સૌથી બળવાન હતું. અહીંનાં શિલ્પોમાં જળ અને સ્થળ ઉપર યુદ્ધના તથા ખુશ્કી લશ્કર અને નૌકાસૈન્યની કવાયતના દશ્યો સામાન્ય છે. ખ્મેર સૈન્યના પોશાક અને હથિયારોની ઝીણામાં ઝીણી વિગતો આ શિલ્પમાંથી મળે છે, તથા નદીઓ અને ખાડીઓથી વીંટાયેલા આ પ્રદેશની હોડીઓ અને વહાણોનાં પણ એટલાં જ દશ્યો તેમાં છે. યુદ્ધમાં વપરાતા રથ પણ નોંધપાત્ર છે. મોટે ભાગે બે પૈડાંના એ રથ છે અને બળદ અથવા પાડા એને જોડેલા છે. લશ્કરને પુરવઠો આપનાર કટકિયા વેપારીઓ તમામ ખોરાક અને રસોઈનાં વાસણો પણ લઈને સૈન્યની સાથે જ પ્રવાસ કરે છે. રાજમહેલમાં રાજાની પરિચર્યામાં માત્ર સ્ત્રીઓ જ હોય છે, અને તેને વિજયના સમાચાર શત્રુ-સેનાપતિઓનાં કપાયેલાં માથાંની ભેટ વડે આપવામાં આવે છે. રાજાના વિનોદ માટે જે નૃત્યાદિ અને મલ્લયુદ્ધના પ્રયોગો થતા તે અર્વાચીન કંબોડિયામાં પણ એ જ સ્વરૂપે કાયમ છે. શિકાર, મચ્છીમારી, બજાર, વણાટ, સુથારકામ અને બીજી કલાકારીગરીનાં દશ્યો પણ આ શિલ્પોમાં છે. પ્રાચીન કંબોડિયાની મોટી સિદ્ધિ પાષાણનાં વિશાળ સ્થાપત્યોમાં છે, અને એવાં સ્થાપત્યોનાં બાંધકામનો કંઈક ખ્યાલ પણ આ શિલ્પો ઉપરથી આવે છે. ચાબુકવાળા મુકાદમોની નિર્દય દેખરેખ નીચે કામ કરતા ગુલામો ખાણોમાંથી પથ્થર ખોદે છે, પથ્થરની વચ્ચે કાણાં પાડવામાં આવે છે, જેથી વાંસડા ઉપર તે ઊંચકી લઈ જઈ શકાય. પથ્થરોને ઘસીને સાફ કરવા સારુ કેટલીક વાર, એક પથ્થરને બીજા



'બેયોન' (કંબોડિયા)નું એક શિલ્પ.

પથ્થર ઉપર દોરડાથી લટકાવવામાં આવે છે, જેથી ઘસાઈને બન્ને સાફ થાય પુરાણકથાઓમાંથી પણ પાર વિનાનાં દશ્યો અહીં છે. દેખીતું છે કે શિલ્પ અને સ્થાપત્યની આ કલા, સંસ્કારિતાનાં બીજાં કેટલાંયે અંગોની જેમ કમ્બોડિયાને ભારત પાસેથી મળેલી છે પણ ભારતમાં પ્રાચીન શિલ્પાદિમાં એક અથવા બીજી રીતે શૃંગારના નિરૂપણને પ્રાધાન્ય મળે છે તેવું કમ્બોડિયામાં જ્વલ્લે જ જોવામાં આવે છે એનાં કારણો હજી તપાસવાનાં રહે છે, પણ એક પાશ્ચાત્ય લેખિકાએ આ બધુ જોઈને એવું વિલક્ષણ અનુમાન કર્યું છે કે આ શિલ્પીઓ સ્ત્રીઓ હોવા જોઈએ, અને ખરા બધાણીઓમાં જાતીય વૃત્તિનો લોપ થતો હોઈ એ તત્ત્વ જ આ શિલ્પોમાં નથી! (જેમ બીજા કોઈએ સતીના રિવાજના કારણરૂપે એવો તર્ક કર્યો છે કે રાજકુટુંબોમા રાણીઓ પોતાના પતિને ઝેર આપીને મારી નાખે એવો ડર હતો, એના વારણરૂપે આ રિવાજ દાખલ થયો હશે!)

ફરનારાઓ જીવન અને મૃત્યુ વચ્ચેનું એક દષ્ટિએ વૈષમ્ય તો બીજી દષ્ટિએ જાણે કે સામ્ય અનુભવતા હતા. કોણ જાણે કેમ, પણ આ ભવ્ય મન્દિરોમાં ફરતાં મારા મનમાં એક પ્રકારની પરિચિતતાનો ભાવ પેદા થયો. છેવટે તો ભારતનાં મન્દિરો કરતાં અહીં તાત્વિક દષ્ટિએ ભિન્ન હતુ જ શું ? વાસ્તવિક રીતે જોતાં, કમ્બોડિયામાં આ ભારતીય મન્દિરો જ હતાં અથવા કંબોડિયા એ વિશાલ ભારત હતું. અહીં બધા શિલાલેખો સંસ્કૃતમાં હતા, પણ બૌદ્ધ સાધુઓના મંત્રોને અપવાદરૂપ ગણીએ તો એક માત્ર પાલિ સિવાય બધી ભારતીય ભાષાઓ આજે અહીં એકસરખી અજ્ઞાત છે અને અંગ્રેજીનું ચલણ પણ નાહ જેવું છે. છતાં આવી ઊંડી પરિચિતતાનો ભાવ પશ્ચિમના દેશોમાં ક્યાય અનુભવ્યો નહોતો.

બપોરે સાડાબાર વાગ્યે, પાછા લંચ માટે હોટેલમાં આવ્યા. પૂર્વના દેશો કરતાં પશ્ચિમના દેશોમાં નિરામિષાહારી રહેવું વધારે સહેલુ છે, અને તેમાંયે અમેરિકા તો બધી રીતે શાકાહારીઓનું સ્વર્ગ છે, અને આપણા દેશ કરતાં ઘણો પોષક ખોરાક ત્યાં પ્રમાણમાં ઘણો સસ્તો મળે છે. સિંગાપોરમાં તો હજારો ભારતવાસીઓ છે, પણ જાપાન અને થાઇલૅન્ડમાં, યુરોપીય પદ્ધતિની હોટેલોમાં નિવાસના કારણે અને મિત્રોના સૌજન્યને લીધે કશી મુશ્કેલી મને પડી નહોતી. સીમરીપની આ ગ્રાન્ડ હોટેલમાં કંઈક તકલીફ પડશે એમ માન્યું હતુ, પણ મારી જરૂરિયાત વિષે વાત કરતાં, તેમણે બહુ સહાનુભૂતિપૂર્વક સરસ વ્યવસ્થા કરી. બ્રેડ, ભાત, સલાડ, શાક, કેળાં, કેરી, પપૈયું, ચા ઇત્યાદિ, જે બધું હું ખાઈ પણ ન શકું. અહીં હોટેલમાં પણ અંગ્રેજી બહુ ઓછું સમજાતું હતું. માલિક વર્ગીઝ ભાંગ્યુંતૂટ્યું અંગ્રેજી બોલતો હતો અને ભોજનાલયના નોકરો તો ફ્રેન્ચ જ બોલતા હતા. અહીંના નિવાસમા મારી સાથે બધો વખત સાન ફ્રાન્સિસ્કોના એક અમેરિકન વકીલ મિ વિલિયમ સ્ટાર્ઇન અને તેમનાં પત્ની હતાં. એ ભાઈ નિશાળમાં, બીજી ભાષા તરીકે ફ્રેન્ચ ભણીને ભૂલી ગયેલા. પણ

દૈનિક ઉપયોગનાં થોડાંક વાક્યો યાદ હતાં તે અહીં બહુ કામ આવ્યાં! બૅંગકોક તેમજ સીમરીપમાં ભારે તાપ હતો, પણ બૅંગકોકમાં નદી અને નહેરોના ભેજને કારણે અસહ્ય લાગતો તેટલો સીમરીપમાં નહોતો લાગતો. બન્ને દેશોમાં આ સીઝનમાં થોડોઘણો વરસાદ ગમે ત્યારે આવે. લંચ પછી બહાર નીકળવાની તૈયારી કરતા હતા ત્યાં એક ઝાપટું આવ્યું અને માટીની સુગંધથી હવા ખુશનુમા થઈ ગઈ.

બપોરે ત્રણ વાગ્યે 'ઍંગકોર વાટ'ના પર્યટને નીકળ્યા. કોઈએ એને જગતના સૌથી વિરાટ ધાર્મિક સ્થાપત્ય તરીકે વર્ણવ્યું છે. અંગત વાત કહું તો ઓરિસામાં આવેલું કોણાર્કનું સૂર્યમન્દિર જોયા બાદ, આ એક જ સ્થાપત્ય મને overwhelming—સ્તબ્ધ કરી દેનારું લાગ્યું છે. બૅંગકોકથી આવ્યા ત્યારે સીમરીપના ઍર-પોર્ટ ઉપર ઊતરતાં વિમાને ઍંગકોર વાટની આસપાસ ચકરાવો લીધો હતો ત્યારે એનું પહેલું દર્શન થયું અને કેટલાક પ્રવાસીઓએ ચાલુ વિમાને એના ફોટા લેવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા હતા. ત્યાર પછી બસમાંથી ઊતરતાં, પ્રમાણમાં નિકટથી એને જોતાં, અનેક ભાવો હૃદયમાં જાગૃત થયા— પુરાવિદના, ભારતવાસીના, ધાર્મિક હિન્દુના, પરદેશીના.

કોણાર્કના સૂર્યમન્દિર વિષે સને ૧૯૫૦માં 'બુદ્ધિપ્રકાશ'માં મેં લખ્યું છે, જે પાછળથી 'જગન્નાથપુરી અને ઓરિસા (પુરાતન અવશેષો)' એ પુસ્તકમાં, સસ્તા સાહિત્ય તરફથી પ્રકટ થયું છે. કોણાર્કની જેમ ઍંગકોર વાટનું વર્ણન પણ શબ્દોમાં કરવું મુશ્કેલ છે. પણ એની વિશાળતાની કલ્પના થાય એ માટે થોડીક વિગતો અહીં આપું. મન્દિરની આસપાસની ખાઈ ૬૫૦ ફીટ કરતાં યે વધુ પહોળી છે. મંદિરના પ્રાકારને બરાબર અડીને ખાઈ આવેલી છે. અને પ્રાકારની કુલ લંબાઈ આશરે અઢી માઈલ છે મંદિરના મુખ્ય શિખરની ઊંચાઈ ૨૧૦ ફીટ છે. હજારો માણસોએ પચાસ વર્ષ કામ કરીને તે પૂરું કર્યું હતું એવી કિંવદન્તી છે. બહારથી મંદિરમાં જવા

માટે ખાઈ ઉપર પથ્થરનો પૂલ છે. એ પૂલની બન્ને બાજુના કઠેડા ઉપર સામાન્ય આડને બદલે મહાકાય નાગનાં શિલ્પ છે, જે અહીંનાં બીજાં મન્દિરોમાં પણ સામાન્ય છે. કંબોડિયાની ખ્મેર કલાનો એંગકોર વાટ એ સર્વોચ્ચ નમૂનો છે, જેની કંઈક તુલના માત્ર 'બેયોન' કરી શકે. કમ્બોડિયાના રાષ્ટ્રધ્વજ ઉપર 'એંગકોર વાટ'નું ચિહ્ન છે એ સર્વથા ઉચિત છે.

સવારે 'બેયોન'માં કર્યું હતું તેમ અહીં પણ અમે ચંક્રમણ કર્યું. એંગકોર વાટ વિષ્ણુનું મન્દિર છે અને બારમા સૈકામાં રાજા સૂર્યવર્મને તે બંધાવ્યુ હતુ. ખ્મેર રાજાઓ દેવાંશી મનાતા અને સૂર્યવર્મન બીજાના અવસાન બાદ આ મન્દિરના અધિષ્ઠાયક દેવ સાથે તે એકરૂપ બને એ અર્થમાં 'એંગકોર વાટ' માત્ર ધાર્મિક સ્થાન નહિ, સમાધિમન્દિર પણ હતું રાજા એ પરમાત્માની વિભૂતિ છે એવા સામાન્ય અર્થમાં નહિ, પણ ઈશ્વરી રાજ્યકર્તાની કલ્પનાને પ્રાચીન યુગના બીજા કેટલાક દેશોની જેમ, કમ્બોડિયામાં કેવી રીતે વ્યવહારમાં ઉતારવામાં આવી હતી એ વિષે ઘણી વિગતો ટાંકી શકાય, પણ તેમ કરવું અહીં પ્રસ્તુત ગણ્યું નથી.

ખાઈના પાણીમાં પુષ્કળ કમળ ખીલેલાં હોઈ, કોઈ પણ આગંતુકના મન ઉપર એક પ્રકારના આહ્લાદની છાપ પડતી હતી. પ્રદક્ષિણામાર્ગમાં મનુષ્ય જેટલી ઊંચાઈની આઠ હાથવાળી એક વિષ્ણુમૂર્તિ આગળ પુષ્કળ ધૂપસળીઓ સળગતી હતી અને નૈવેદ્ય મૂકેલાં હતાં. લોકો બુદ્ધ માનીને એની પૂજા કરતા હતા. વિષ્ણુમૂર્તિના આઠ હાથ પુરાવિદોએ નવા બનાવેલા હતા બીજી પણ અનેક મૂર્તિઓનાં માથાં ભાગેલાં હતાં તે બૌદ્ધોએ ભાગ્યાં હશે એમ ગણવું?

પ્રદક્ષિણામાર્ગની દિવાલો પર રામાયણ અને મહાભારતનાં પુષ્કળ શિલ્પો છે વિશિષ્ટ કાળી પૉલિશવાળી દિવાલ ઉપર બાણયુદ્ધનું, આખી દિવાલને આવરી લેતું શિલ્પ, એની વિશાળતા તેમ જ સૂક્ષ્મ કારીગરી

વડે નજરને બાંધી લે છે. આ મન્દિર બંધાવનાર રાજા સૂર્યવર્મન અને એના પરિવારનાં શિલ્પ પણ પ્રદક્ષિણામાર્ગમાં છે. એમાં મૂળ રંગ સોનેરી છે અને તે આજ સુધી સચવાયો છે. સિંહાસનારૂઢ રાજા, ચામરવાળી દાસીઓ, દરબાર, હાથીઓ, ચતુરંગ સૈન્ય—એ એનો વિશાળ દસ્યપટ છે. સૈનિકોના વિવિધ પ્રકારના પોશાક અને શિરોભૂષણ ઉપરથી તેઓ વિવિધ દેશો અને જાતિઓના હોય એવું અનુમાન થાય છે.

એ જ પ્રદક્ષિણામાર્ગમાં આગળ નરક, પૃથ્વી અને સ્વર્ગની વિવિધ પ્રવૃત્તિઓનાં બહુસંખ્ય તેમ જ રસપ્રદ શિલ્પો છે. પાડા ઉપર આરૂઢ થયેલ પ્રસન્નમુખ ધર્મરાજ (યમ), ધર્મરાજની સભા, ચિત્રગુપ્ત અને અન્ય સભાસદો તથા ચિત્રગુપ્તનો ચોપડો, પાપીઓને કેવી રીતે પૃથ્વી ઉપરથી નરકમાં લઈ જવાય છે એનાં શિલ્પો—ખરેખર, એક જુદી અનન્યપરતંત્ર સૃષ્ટિ જ અહીં જડ પથ્થરમાં કોતરાયેલી છે.

સમુદ્રમંથનનાં વિશાળ શિલ્પ ખ્મેર કલાનાં ભવ્ય અલંકરણોમાં ખાસ નોંધપાત્ર છે. એ શિલ્પ 'એંગકોર વાટ' જેવાં વિષ્ણુમન્દિરમાં હોય એ સ્વાભાવિક છે, પણ 'બેયોન' જેવા બૌદ્ધ ધર્મસ્થાનમા તેમજ અન્ય નાનામોટા ભગ્ન મન્દિરોમાં પણ એ જોયા આ નાજુક ભિત્તિ-શિલ્પ નથી, પણ મન્દિરોમાંના રાજમાર્ગોની બન્ને બાજુએ ઊંચા કઠેડા હોય એ પદ્ધતિએ બનાવેલા છે. 'એંગકોર વાટ,' 'બેયોન' અને બીજાં કેટલાંક મન્દિરોનાં શિલ્પોમાં, દેવો અને અસુરોના મુખ ઉપરના વિભિન્ન ભાવો—દૈત્યોના આવેશયુક્ત ચહેરા અને ફાટેલી આંખો, દેવોના મુખ ઉપરની શાન્તિ, સ્મિત અને મીઠાશભર્યાં નયનો—તુરત એમની ઓળખાણ આપી દે છે સમુદ્રમંથનમાં નેતરું બનેલ વાસુકિ, જેને આધારે મંદરાચળ રહ્યો એ આદિકચ્છપ, અનેક પ્રકારનાં જળચર

આવી હોય કે નવી બુદ્ધમૂર્તિઓ બહારથી લાવવામાં આવી હોય. ચૌદમા સૈકામાં ખ્મેર સામ્રાજ્યની પડતી શરૂ થઈ ત્યાર પછી આ બન્યું હશે એવી કલ્પના થઈ શકે. પંદરમા સૈકામાં પહેલું ચિનાઈ આક્રમણ થતાં એંગકોરનો ત્યાગ થયો અને પાટનગર નોમ પેન્હ ખાતે લઈ જવાયું અને એંગકોરનાં મન્દિરો તથા એ સાથે કંબોડિયાનો ઇતિહાસ—બન્ને વિસ્મૃતિની ગર્તામાં ડૂબી ગયાં.

એક વારનું જગતનું અદ્વિતીય વિષ્ણુમન્દિર જેમાં મુખ્ય મૂર્તિ નથી તે અત્યારે શ્રદ્ધાળુ બૌદ્ધોનું તીર્થસ્થાન છે. જ્યાં ત્યાં બૌદ્ધ મૂર્તિઓ અને ધૂપદીપ હતાં અને શ્રદ્ધાળુઓ આવતા જતા દેખાતા હતા. બુદ્ધજયંતિના ઉત્સવ અંગે એક સ્થળે લાકડાનો મોટો મંડપ બંધાતો હતો. મંડપ બંધાતો હતો ત્યાં કંઈ નહિ તો બસોએક ખંડિત—અખંડિત, નાની મોટી બુદ્ધમૂર્તિઓ જોઈ. એમાંની કેટલીક લાકડાની હોઈ, સાવ સડી ગયેલી હતી. ખ્મેર સામ્રાજ્યનો યુગ એટલે આપણા ચૌલુક્યયુગ કરતાં પણ થોડોક અર્વાચીન ગણાય. પરન્તુ ચૌલુક્ય યુગનું યે કાષ્ઠ-શિલ્પ ખાસ બચ્યું નથી. આથી ઊલટું, જાપાનના પુરાતન કાષ્ઠશિલ્પ વિષે, આ પહેલાંના પત્રમાં મેં વાત કરી છે. ગરમ દેશોનું હવામાન કાષ્ઠશિલ્પોના નાશ માટે મુખ્યત્વે જવાબદાર હશે.

‘એંગકોર વાટ'ના શિખર ઉપર, ઠેઠ ઊંચે અમે થોડાક જણ ચઢ્યા. આસપાસનાં ગાઢ જંગલો અને તેમાં યે સૌથી ઊંચે તરી આવતી નાળિયેરીઓનું મનોહર દશ્ય નજર નાખીએ ત્યાં સુધી પથરા-યેલું હતું. આશરે પાંત્રીસ માઈલ દૂર આવેલો, ‘નોમ કુલેન'નો પહાડ ક્ષિતિજ ઉપર દેખાતો હતો. આ મન્દિરો બાંધવા માટેના પથ્થર ત્યાંથી લવાયા હતા.

અગાઉ મેં કહ્યું તેમ, સીમરીપ નાનું ગામ છે, પણ એક સાથે બસોએક પ્રવાસીઓ રહી શકે એટલી હોટેલની સગવડ તથા પર્યટનો માટે પૂરતી વ્યવસ્થા ત્યાં છે. પશ્ચિમે થાઇલન્ડનું પાટનગર બેંગકોક અને પૂર્વે કંબોડિયાનું પાટનગર નોમ પેન્હ—એ બેની વચ્ચે આવેલું સીમરીપ રેલ્વેમાર્ગથી બહુ દૂર છે અને બહારનાં સ્થળો સાથે બસ-વ્યવહાર તો અહીં છે જ નહિ. પરન્તુ આવડા નાના ગામમાં એર-પોર્ટ છે. આપણા દેશનાં અનેક કલાધામો અને ઐતિહાસિક સ્થાનોમાં જતાં સાધનસંપન્ન માણસોને પણ મુશ્કેલી પડે છે. એવાં સ્થળોએ વસવાટ અને ખાવાપીવાની વ્યવસ્થા વાજબી દામ લઈને સ્થાનિક સંસ્થાઓ પણ કરી શકે. સેંકડો પરદેશી મુસાફરોને ભારત આવવું છે, પણ ક્યાં જવું અને શું જોવું એની ખબર નથી, જ્યાં જવું છે ત્યાં રહેવાની વ્યવસ્થા નથી અને મુસાફરી પણ મુશ્કેલ છે દેશવાસીઓને આપણી સંસ્કારિતા અને ઇતિહાસનો સારો પરિચય થાય તથા પરદેશીઓ પર્યટન કરવા આકર્ષાય તથા દુર્લભ એવા વિદેશી હૂંડિયામણનો લાભ

દાખલે, અહીં ઉતારું છું—

" ડૉ. ભોગીલાલ સાંડેસરાએ તેમના પ્રવાસમાં, કંબોડિયાથી ખરીદેલું, ૩૧।। " પનાનું અને ૮।। ફીટ લાંબુ, એક ઈંચમાં ૭૮ તાણા અને ૫૯ થી ૬૦ વાણાવાળું વસ્ત્ર તપાસવા આપ્યું હતું. ઉપલક દૃષ્ટિએ એ વસ્ત્ર આપણે ત્યાં બનતા પટોળા જેવું દેખાતું હતું, પણ તે તપાસતાં તેનો તાણો ઘેરા લાલ રંગનો હતો અને તેમાં બીજા કોઈ રંગની ભાત જણાઈ નહિ તાણાના તાર પ્રમાણમાં પાતળા હોવાથી અને વાણામાં વપરાયેલા રંગોમાંથી ઘણા સાથે તે ભળી જતા હોવાથી તેમનો રંગ સામાન્ય નજરે બહાર પડી આવતો નથી.

ભાત ઉપજાવવા માટે લાલ, પીળા અને લીલા રંગનો ઉપયોગ વાણામાં કરવામાં આવ્યો છે વાણાના તાર ઉપર જુદા જુદા રંગ ચડાવેલા હોવાથી, તે બાંધીને રંગવામાં આવ્યા હોય એમ લાગે છે વસ્ત્રના પોતની મુખ્ય ભાત ફૂલજાળીની છે; તેની બન્ને બાજુની કિનાર પર બે બાજુ કાચબા જેવી ચતુષ્કોણ આકૃતિઓની વચ્ચે ટપકાંથી તૈયાર કરેલી હીરાભાત જેવી આકૃતિઓ છે. વસ્ત્રના બન્ને છેડાઓ પર પીળી-લાલ રેખાઓ તથા તેમાં પીળી લીલી વગેરે ટપકાંની ભાત છે

પટોળાંને મળતા આ ભાતીગળ વસ્ત્રની ફૂલવાડીની ભાત, ગુજરાતનાં પટોળા પર કેટલીક વાર દેખાય છે. એ વસ્ત્રની બનાવટમાં ગુજરાતી ભાતનું સ્પષ્ટ આલેખન નથી. પણ ઓરિસાના બાંધનું અસ્પષ્ટ રેખાંકન છે. આ ભાતીગળ વસ્ત્રના બનાવનારા ગુજરાતમાંથી કે ઓરિસામાંથી કંબોડિયા ગયા એ સંશોધનનો વિષય છે. એની ભાત પરની ગુજરાતી છાયા અને ઓરિસાની રેખાઓ ઉપરથી તે પર એ બન્ને પ્રાન્તની અસર જણાય છે.

ભારત અને કંબોડિયાના સાંસ્કૃતિક સંબંધો સદીઓ જૂના છે આ સંબંધોને પરિણામે ભારતનો વસ્ત્રઉદ્યોગ કંબોડિયામાં માનવંતુ સ્થાન પામ્યો હશે. બ્રાહ્મણો અને ક્ષત્રિયોની સાથે વૈશ્યો અને કારીગરો પણ ભારતમાંથી અગ્નિ-એશિયામાં ગયા હોય એવો પૂરો સંભવ છે. કંબોડિયામાં આ પ્રકારના વસ્ત્રને 'સંપટોલ' કહે છે એ જોતાં તેના નામ પર તો ગુજરાતના પટોળાની સ્પષ્ટ અસર છે "

*બજારમાંથી પાછા ફરતાં અંધારું થયું તથા ગાજવીજ અને વીજળી* સાથે વરસાદ પડ્યો, એટલે ગામની અંદર ફરવાનો વિચાર માંડી વાળી

સીધો હોટેલમાં આવ્યો. બીજે દિવસે તો બેંગકોક જવાનું નક્કી કરેલું હતું, એટલે માની લીધું કે ફરી વાર ગામમાં આવી શકાશે નહિ!

આ 'દેવકુલપાટક'નાં બે મુખ્ય સ્થાપત્યો—'એંગકોર થોમ' અને 'એંગકોર વાટ.' પણ દ્વ્યમ મહત્ત્વનાં બાકીનાં સ્થાપત્યોને ફ્રેન્ચ પુરાવિદોએ મુખ્યત્વે બે વિભાગમાં વહેંચ્યાં છે—'ગ્રાન્ડ સર્કિટ' અને 'સ્મોલ સર્કિટ.' આ બન્નેનાં પર્યટનો અને માર્ગ પણ તદ્દન અલગ છે. 'ગ્રાન્ડ સર્કિટ'માં પ્રમાણમાં કંઈક સચવાયેલાં, પુનર્ઘટિત થયેલાં મન્દિરો છે, જ્યારે 'સ્મોલ સર્કિટ'નાં મન્દિરો સાવ જિર્ણશીર્ણ હાલતમાં છે—એમ પણ કહી શકાય કે 'એંગકોર વાટ' શોધાયું ત્યારે એ સ્થાપત્યો જે હાલતમાં હશે તેમાં અને અત્યારની સ્થિતિમાં ખાસ ફરક નથી, સિવાય કે આસપાસનાં જંગલો સાફ થયાં છે.

તા. ૯મી મેએ સવારે અમે 'ગ્રાન્ડ સર્કિટ'ના પર્યટને નીકળ્યા. સૌ પહેલાં 'પ્રેરુપ' નામે મન્દિર જોવા ગયા. 'એંગકોર વાટ'નાં મોટા ભાગનાં મન્દિરો રેતિયા પથ્થર અને 'લેટરાઇટ'નાં છે, પરન્તુ આ 'પ્રેરુપ' તથા 'ગ્રાન્ડ સર્કિટ'માંનું બીજું એક 'મેબોન' એ ઈંટનાં છે. ઈ. સ. ૧૧૬૧માં રાજેન્દ્રવર્મન બીજાએ આ 'પ્રેરુપ' બંધાવેલું. એ શિવમન્દિર છે, અને એમાંનું વિશાળ શિવલિંગ હજી વિદ્યમાન છે. મન્દિરોમાં પેસતાં જ બન્ને બાજુએ, જાણે ધ્યાનસ્થ હોય એવી સિંહાકૃતિઓ છે. પણ એ આકૃતિઓ કશી છાપ પાડતી નથી. આશ્ચર્યની વાત છે કે કમ્બોડિયાનાં શિલ્પસ્થાપત્યોમાં સિંહાકૃતિઓ ઘણી નબળી છે. કમ્બોડિયામાં સિંહ થતા નહોતા અને કલાકારોએ ભારતીય શિલ્પોની કેવળ અનુકૃતિ કરી હોય. ઓરિસાના મધ્યકાલીન મન્દિરોમાં પણ હાથીનાં શિલ્પ જેટલાં બળવાન છે એટલાં જ સિંહનાં શિલ્પ નબળાં છે, અને એના કારણરૂપે એક જ અનુમાન થઈ શકે કે તે સમય પહેલાં ઓરિસાનાં જંગલોમાંથી સિંહનો નાશ થઈ ચૂક્યો હતો.

'પ્રેરુપ'ના મુખ્ય દ્વારની બે બાજુએ શિવની પત્નીઓ ઉમા

અને ગંગાનાં શિલ્પ છે. વરાહના મુખવાળી એક સ્ત્રીમૂર્તિ મન્દિરની દિવાલ ઉપર એક સ્થળે છે, તેને 'પીગ–હેડેડ વૂમન' (ડુક્કરના ચહેરાવાળી સ્ત્રી!) તરીકે ઓળખાવવામાં આવી. પણ હું માનું છું કે એ 'વારાહી' દેવી છે, જેને આપણી લૌકિક ભાષામાં 'વેરાઈ' માતા તરીકે ઓળખવામાં આવે છે.

આની પાસે જ આવેલું 'મેબોન' રાજેન્દ્રવર્મન્ પહેલાએ ઈ. સ. ૯૫૨માં બાંધેલું.

'તામોમ' એ 'ગ્રાન્ડ સર્કિટ'માં ત્રીજું છે. બારમી સદીમાં એ રાજ્યવર્મને બાંધેલું. આ મન્દિરનું પુનર્ઘટન કે મરામત ખાસ થયાં નથી, એટલે અંદર ફરવું જોખમકારક છે. દરવાજા ઉપર અને બીજે બધે જબ્બર પીંપળા ઊગી ગયા છે. (ભારત અને અગ્નિ–એશિયાના દેશોમાં, મકાનોનો નાશ કરનાર કારણોમાં, આ પવિત્ર પીંપળો અને તેનાં મૂળ પણ છે.) અહીં પણ દરવાજા ઉપર, 'બેયોન'ની જેમ, લોકેશ્વરનાં ચાર મુખ છે, અને પીંપળાની ઘટામાંથી એ મુખના લોકોત્તર ભાવોનું આછું દર્શન થાય છે. મુખ્ય દરવાજાની થોડીક મરામત થઈ છે, ત્યાંથી પણ પીંપળા તો દૂર નથી જ કર્યા, કેમકે એમ કરવામાં રહ્યુંસહ્યું બાંધકામ પણ તૂટી પડે! આસપાસના પ્રાકારની પથ્થરની દિવાલ ઉપર બુદ્ધનાં સેંકડો મુખ છે, પણ એમાંનાં ઘણાં ભાંગેલાં છે.

'નીક પીન'ને માંદાઓનું મન્દિર કહેવામાં આવે છે ત્યાં પગથિયાંવાળો કુંડ છે અને એની વચ્ચે એક બૌદ્ધ મન્દિર છે. કહેવામાં આવ્યું કે જૂના વખતમાં કુંડની અંદર જ પાણીનું ઝરણું હતું, પણ હવે તે વરસાદના પાણીથી ભરાય છે. કુંડ ચોકાર ભરાઈ જાય ત્યારે પગથિયાં ઉપર પાણી આવે, અને પથ્થરની ઢાંકેલી નીકમાંથી પસાર થઈ, બુદ્ધના મુખમાંથી, પાછળ બીજા એક નાના કુંડમાં પડે. નીચે કમળ છે અને કમળ ઉપર પગલાં છે તે ઉપર બેસી રોગીઓ સ્નાન કરે, એવો રિવાજ હતો.

નવીન છે આખા યે મન્દિરની ઉત્તમ મરામત થયેલી છે. પાછા ફરીને હોટેલે આવતાં પાચેક માઈલનો રસ્તો કાપ્યો હશે. ભારે વરસાદના ભેજમાંથી બચવા માટે જમીનથી ઊંચે થાંભલા ઉપર બાંધેલાં લાકડાનાં મકાનો, ગરીબ વસ્તીનાં ઘાસનાં ઝૂંપડાં, કેળ અને નાળિયેરનાં વૃક્ષો, જ્યાં નજર પહોચે ત્યાં હરિત વનરાજિ, ભારતના ગ્રામપ્રદેશોની યાદ આપે એવાં નાનાં ચા-ઘર, પુષ્કળ તાપ, પણ થોડી થોડી વારે આછા ઝાપટા પડવાથી આવતી માટીના અત્તરની સુવાસ—આથી મન ભારતીય ગ્રામપ્રદેશ જેવું મુક્તિનું વાતાવરણ અનુભવતું હતુ

'સ્મોલ સર્કિટ'નું નિયત પર્યટન તો અપરાહ્ણમાં હતું અને તે જ સમયે મારું બેંગકોક પાછા ફરવાનું નિયત થયેલુ હતું. પણ આટલે સુધી આવ્યા પછી 'સ્મોલ સર્કિટ' જોવાનુ બાકી રહી જાય એ મને સારું લાગ્યુ નહિ એટલે બપોરે લંચ પછી તુરત હોટેલવાળા પાસેથી સ્પેશિયલ જીપ મેળવીને નીકળ્યો. કોઈ ભોમિયો નહોતો અને ડ્રાઇવર, સ્થાનિક સિવાય બીજી કોઈ ભાષા જાણતો નહોતો. પણ આ 'સર્કિટ'ની હાલત એવી હતી કે એમાં ભોમિયાની ભાગ્યે જરૂર પડે એવું હતુ ! કોઈ કોઈ સ્થળે તીરકામઠાં વગેરે વેચનાર કોઈ સ્થાનિક વનની મળતો, તે આપમેળે કંઈક બદલાની આશાએ મારો ભોમિયો બની જતો. એક સ્થળે તો, તીરકામઠાં વેચનારું દશેક વર્ષનું એક બાળક ભાંગ્યુંતૂટ્યું ફ્રેન્ચ અને અંગ્રેજી બોલતું હતું ! જ્યારે ડ્રાઈવર અને બીજા કેટલાક સાથે માત્ર અભિનયથી વાત કરવી પડતી.

આવેલા આ સ્થાપત્યનો પણ વિસ્તાર માત્ર 'એંગકોર વાટ' અને 'બેયોન'થી જ ઊતરતો છે. બારમા સૈકાના ઉત્તરાર્ધમાં તે બંધાયું હતું. એમાં બધે જ પીંપળા અને બીજાં અનેક જંગલી વૃક્ષો ઊગી ગયાં છે અને સ્થળે સ્થળે 'એટેન્શન, ડેન્જર'નાં પાટિયાં લગાવેલાં છે અત્યારે તો ઘણા ઓછા પ્રવાસીઓ ત્યાં જાય છે, પણ ત્યાંના સંસ્કૃત શિલાલેખમાંની વિગતો ઉપરથી આ મન્દિરની એક વારની જાહોજલાલીની તથા એની આસપાસની પ્રવૃત્તિઓની કંઈક કલ્પના થાય છે. આ બૌદ્ધ મંદિર હતું અને ત્યાં તત્કાલીન ખ્મેર સમ્રાટે પ્રજ્ઞાપારમિતા તરીકે પોતાની માતાની મૂર્તિ સ્થાપિત કરી હતી. આખા યે મન્દિરની સેવામાં ૬૬,૬૨૫ માણસો રોકાયેલા હતા, અને એના ખર્ચ માટે રાજ્યે ૩૪૦૦ ગામ આપેલાં હતાં. મન્દિરની સાથે જોડાયેલા વિદ્યામઠોમાં ૪૩૯ અધ્યાપકો અને તેમના હાથ નીચે ૯૭૦ વિદ્યાર્થીઓ હતા, જેમને ખોરાક, પોશાક અને વેતન અપાતું હતું. આ આખા સંસ્થાનમાં પથ્થરનાં ઘરની ૫૬૬ વીથીઓ અને ઈંટેરી ઘરની ૨૮૮ વીથીઓ હતી. વળી શિલાલેખમાં જણાવેલુ છે કે એ સમયે ખ્મેર સામ્રાજ્યમાં ૭૯૮ વિશાળ મન્દિરો અને ૧૦૨ રુગ્ણાલયો હતાં અને તેમને દર વર્ષે રાજ્ય તરફથી ૧૧૭,૨૦૦ ખારિકા (૧ ખારિકા=૩ મણ ૮ શેર) ચોખા અપાતા હતા.

આ પછી 'તાકેઓ,' 'થોમનોન' અને 'ચાઉસાય'નાં મન્દિરો જોયાં. એમાંથી 'થોમનોન'માં થોડીક મરામત ચાલતી હતી, જ્યારે બીજે કેટલેક સ્થળે તો માત્ર પાયા જ હતા.

'સ્મોલ સર્કિટ'માંથી પાછો હોટેલ ઉપર આવી, બીલ ચૂકવીને તુરત ઍરપોર્ટ ઉપર ગયો. કંબોડિયામાં પણ હૂંડિયામણને લગતાં નિયંત્રણો પુષ્કળ છે. અમારી પાસેનાં પરદેશી ચલણની ત્યાં ફરી પાછી જાહેરાત કરી અને કંબોડિયાનું ચલણ બિલકુલ રહ્યું નથી એની ખાત્રી કરી આપી અને એ દેશ છોડીને ગયા છીએ એ બાબતના સહીસિક્કા

નવીન છે. આખા યે મન્દિરની ઉત્તમ મરામત થયેલી છે. પાછા ફરીને હોટલે આવતાં પાંચેક માઈલનો રસ્તો કાપ્યો હશે. ભારે વરસાદના ભેજમાંથી બચવા માટે જમીનથી ઊંચે થાંભલા ઉપર બાંધેલાં લાકડાનાં મકાનો, ગરીબ વસ્તીનાં ઘાસનાં ઝૂંપડાં, કેળ અને નાળિયેરનાં વૃક્ષો, જ્યાં નજર પહોંચે ત્યાં હરિત વનરાજિ, ભારતના ગ્રામપ્રદેશોની યાદ આપે એવાં નાનાં ચા-ઘર, પુષ્કળ તાપ, પણ થોડી થોડી વારે આછાં ઝાપટાં પડવાથી આવતી માટીના અત્તરની સુવાસ—આથી મન ભારતીય ગ્રામપ્રદેશ જેવું મુક્તિનું વાતાવરણ અનુભવતું હતું

'સ્મોલ સર્કિટ'નું નિયત પર્યટન તો અપરાહ્ણમાં હતું અને તે જ સમયે મારું બેંગકોક પાછા ફરવાનું નિયત થયેલું હતું. પણ આટલે સુધી આવ્યા પછી 'સ્મોલ સર્કિટ' જોવાનું બાકી રહી જાય એ મને સારું લાગ્યું નહિ. એટલે બપોરે લંચ પછી તુરત હોટેલવાળા પાસેથી સ્પેશિયલ જીપ મેળવીને નીકળ્યો. કોઈ ભોમિયો નહોતો અને ડ્રાઈવર, સ્થાનિક સિવાય બીજી કોઈ ભાષા જાણતો નહોતો. પણ આ 'સર્કિટ'ની હાલત એવી હતી કે એમાં ભોમિયાની ભાગ્યે જરૂર પડે એવું હતું! કોઈ કોઈ સ્થળે તીરકામઠાં વગેરે વેચનાર કોઈ સ્થાનિક વતની મળતો, તે આપમેળે કંઈક બદલાની આશાએ મારો ભોમિયો બની જતો. એક સ્થળે તો, તીરકામઠાં વેચનારું દશેક વર્ષનું એક બાળક ભાંગ્યુંતૂટ્યું ફ્રેન્ચ અને અંગ્રેજી બોલતું હતું! જ્યારે ડ્રાઈવર અને બીજા કેટલાક સાથે માત્ર અભિનયથી વાત કરવી પડતી.

અગાઉ કહ્યું તેમ, આ 'સર્કિટ'નાં બધાં મન્દિરો સાવ ભગ્ન, ધ્વસ્ત અને મરામત વિનાનાં અથવા મરામત થઈ ન શકે એવાં છે. પાકા બાંધેલા, એ જ નામના સરોવરના કિનારા ઉપરનું 'શ્રાક શ્રાંગ' અને એની સામે આવેલું 'બેન્ટેઈ કડાઈ' જોયા પછી 'તા પ્રોમ'માં ગયા. એનું ભાષાન્તર 'રાજવિહાર' એવું થઈ શકે. એક વિશાળ પરિગણમાં

આવેલા આ સ્થાપત્યનો પણ વિસ્તાર માત્ર 'એંગકોર વાટ' અને 'બેયોન'થી જ ઊતરતો છે. બારમા સૈકાના ઉત્તરાર્ધમાં તે બંધાયું હતું. એમાં બધે જ પીંપળા અને બીજાં અનેક જંગલી વૃક્ષો ઊગી ગયાં છે અને સ્થળે સ્થળે 'એટેન્શન, ડેન્જર'નાં પાટિયાં લગાવેલાં છે અત્યારે તો ઘણા ઓછા પ્રવાસીઓ ત્યાં જાય છે, પણ ત્યાંના સંસ્કૃત શિલાલેખમાંની વિગતો ઉપરથી આ મન્દિરની એક વારની જાહોજલાલીની તથા એની આસપાસની પ્રવૃત્તિઓની કંઈક કલ્પના થાય છે. આ બૌદ્ધ મંદિર હતુ અને ત્યાં તત્કાલીન ખ્મેર સમ્રાટે પ્રજ્ઞા-પારમિતા તરીકે પોતાની માતાની મૂર્તિ સ્થાપિત કરી હતી. આખા યે મન્દિરની સેવામાં ૬૬,૬૨૫ માણસો રોકાયેલા હતા, અને એના ખર્ચ માટે રાજ્યે ૩૪૦૦ ગામ આપેલાં હતાં મન્દિરની સાથે જોડાયેલા વિદ્યામઠોમાં ૪૩૯ અધ્યાપકો અને તેમના હાથ નીચે ૯૭૦ વિદ્યાર્થીઓ હતા, જેમને ખોરાક, પોશાક અને વેતન અપાતું હતું. આ આખા સંસ્થાનમાં પથ્થરના ઘરની ૫૬૬ વીથીઓ અને ઈંટરી ઘરની ૨૮૮ વીથીઓ હતી. વળી શિલાલેખમાં જણાવેલું છે કે એ સમયે ખ્મેર સામ્રાજ્યમાં ૭૯૮ વિશાળ મન્દિરો અને ૧૦૨ રુગ્ણાલયો હતાં અને તેમને દર વર્ષે રાજ્ય તરફથી ૧૧૭,૨૦૦ ખારિકા (૧ ખારિકા=૩ મણ ૮ શેર) ચોખા અપાતા હતા.

આ પછી 'તાકેઓ,' 'થોમનોન' અને 'ચાઉસાય'નાં મન્દિરો જોયાં. એમાંથી 'થોમનોન'માં થોડીક મરામત ચાલતી હતી, જ્યારે બીજે કેટલેક સ્થળે તો માત્ર પાયા જ હતા.

'સ્મોલ સર્કિટ'માંથી પાછો હોટેલ ઉપર આવી, બીલ ચૂકવીને તુરત એરપોર્ટ ઉપર ગયો. કંબોડિયામાં પણ હૂંડિયામણને લગતાં નિયંત્રણો પુષ્કળ છે. અમારી પાસેના પરદેશી ચલણની ત્યાં ફરી પાછી જાહેરાત કરી અને કબોડિયાનું ચલણ બિલકુલ રહ્યું નથી એની ખાત્રી કરી આપી અને એ દેશ છોડીને ગયા છીએ એ બાબતના સહીસિક્કા

થઈ ગયા. લગભગ સાંજે સાડાચાર વાગ્યે, સાઈગોનથી એર-ફ્રંઓજનું વિમાન આવી પહોંચ્યું ત્યારે અમને કહેવામાં આવ્યું કે માત્ર દસ માણસ તેમાં જઈ શકે છે! હવે અમે હતા ચૌદ ઉતારુઓ, દરેકની પાસે ટીકીટ હતી, દરેકે આ કંપનીના એજન્ટ 'વર્લ્ડ ટ્રાવેલ સર્વિસ'ને બેંગકોકમાં પૈસા ભરેલા હતા અને દરેકનું વળતી મુસાફરીનું 'રિઝર્વેશન' ત્યારે જ નિશ્ચિત કરવામાં આવ્યું હતું! પણ આ અંધેર કારભારમાં સાંભળે જ કોણ? બીજી તરફથી, ચૌદમાંથી કયા દસ જણ એમે? ભૂલ કંપનીની હતી એ તો તેના માણસોએ પણ સ્વીકાર્યું. વધારાનાં બે માણસને લેવા તેઓ તૈયાર થયા, તોપણ બાકીના ચારનું શું થાય? સત્યાગ્રહ ઉપર વાત આવી વિમાન ઊપડી શકે એમ હતું નહિ. છેવટે, વિમાનના ફ્રેન્ચ પાઇલટે કહ્યું કે પોતે બેંગકોક જઈને તુરત દસ વાગ્યે પાછો ફરશે અને રાત્રે બાર વાગ્યે પણ બધાને બેંગ-કોક લઈ જશે! બીજો કઈ ઈલાજ નહોતો, એટલે આથી બધાને કંઈક સંતોષ થયો. પણ ઊપડતા વિમાનની નીસરણી ઉઠાવી લેવાની તૈયારી હતી ત્યાં એક અંગ્રેજ જુવાન એકદમ દોડીને નીસરણી ઉપર ચડી ગયો અને પાછળ પોતાની પત્નીને પણ ચડાવી દીધી! અને વિમાન ઊપડયું!

હવે અમે કંબોડિયામાં રહ્યા નથી એ પ્રકારના સહીસિક્કાવાળા પાસપોર્ટ ખિસામાં લઈને, તે કરી આપનાર પોલિસ-અમલદારોની સાથે જ, ગ્રાન્ડ હોટેલની બસમાં અમે પાછાં હોટેલે આવ્યાં. અગિયાર અમેરિકન (જેમાંના કેટલાક હાવાઈના વતની ચીનાઓ હતા), એક જાપાની દંપતી, અને હું એક ભારતવાસી મળી કુલ ચૌદ જણ હતાં હોટેલવાળા વર્ગોંઝે કહ્યું કે, 'હવે તમારે એર-ફ્રંઓજના હિસાબે અને જોખમે રહેવાનું છે!' એટલે એ પ્રમાણે બધું ચાલવા માંડ્યું અને પેલા ચીનાઓએ તો ઊંચી જાતનો ફ્રેંચ દારૂ પીને બે દિવસમાં અર્ધો બાર ખાલી કરી નાખ્યો. અમને આશા હતી કે પાઇલટે આપેલા વચન પ્રમાણે, પેલું પ્લેન અમને લેવા માટે રાત્રે આવશે. પરન્તુ વર્ગોંઝે

કહ્યું કે, 'એને આવવું હશે તોપણ કંપની આવવા નહિ દે!' વળી એર-કંબોજ કંપની માત્ર એક વિમાનનો ગંજાવર કાફલો ધરાવતી હોવાથી બીજું વિમાન મોકલે એ પણ શક્ય નહોતું! ખરેખર, રાત્રે આવવાનું ધારતા હતા તે વિમાન ન જ આવ્યું. એર-કંબોજની ઑફિસ અમારી હોટેલમાં જ આવેલી હતી; પણ આ પ્રકારના અંધેરથી રીઢા થઈ ગયેલા તેના માણસો આમ તેમ કાગળિયાં ફેરવ્યે જતા હતા! આ કંપનીની દૈનિક સર્વિસ તો હતી નહિ; સાઈગોનથી બીજું વિમાન હવે બે દિવસ પછી, ૧૧ મી મેએ આવવાનું હતું, પણ એ તો ત્યાંથી ચીકાર ભરાઈને આવશે એમ તેઓએ જ કહ્યું! બીજી બાજુ, આમ રહી પડેલો અમારામાંનો દરેક માણસ એર-કંબોજને દરરોજનો વીસ ડૉલરનો ખર્ચ કરાવતો હતો. અમે આ રીતે અઢી દિવસ રહ્યા. લગભગ આટલા ખર્ચમાં બીજી કોઈ કંપનીનું પણ સ્પેશિયલ પ્લેન તેઓ લાવી શક્યા હોત અને કોઈ પણ રીતે પોતાની કંપનીની પ્રતિષ્ઠા જાળવી શક્યા હોત તથા તે દ્વારા ભવિષ્યમાં આવનાર પરદેશી પ્રવાસીઓની શુભેચ્છા જીતી શક્યા હોત પણ આમાં કશી પણ મદદ કરવાની તેઓની વૃત્તિ દેખાઈ નહિ

મેલુ જાપાની દંપતી તો બેંગકોકમાં રહેતું હતું, એટલે તેમનો પ્રશ્ન એટલો ચિન્તાજનક નહોતો બધા અમેરિકન પ્રવાસીઓએ અમેરિકન પદ્ધતિના કાર્યક્રમ ગોઠવ્યા હતા. કેટલાક તા ૯મીએ સાંજે બેંગકોક પહોંચીને રાત્રે મનિલા જવા ઊપડવાના હતા, બીજા કેટલાક તા. ૧૦મીએ સવારે હોંગકોંગ જવા નીકળવાના હતા. એ બધા કાર્યક્રમો આપોઆપ તૂટી પડ્યા! એશિયાના દેશોમા પ્રવાસમાં થોડીક અનિયમિતતા થશે એમ માનીને તથા બેંગકોકમા પણ થોડુ કામ કરવાનું ધારીને મે બે દિવસનો ગાળો રાખ્યો હતો, અને તા ૧૨મીએ બેંગકોકથી મુંબઈ જવા માટે હું નીકળવાનો હતો. વળી તા ૧૧મીએ થાઈલૅન્ડમાં ફરી વાર પ્રવેશ કરવા માટેનો મારો 'વીસા' ખલાસ થતો હતો; મારો બધો સરસામાન બેંગકોકની હોટેલમાં હતો અને તા. ૧૧મીએ

ત્યાં પહોંચી ન શકુ તો અનેક પ્રશ્નો ઊભા થાય એ ચોક્કસ હતું છતાં બે દિવસમા કઈક થશે એવી આશા હતી વળી અમારો સમુદાય મોટો હતો અને અમેરિકનોના મળતાવડા સ્વભાવને કારણે ખાનાપીવા, ફરવા અને વાતો કરવામા જાતજાતની ગમત કરતાં સમય નીતી જતો હતો

પરન્તુ તા ૧૦મીએ સવારે અમે બધા એકત્ર થઈને, તથા વર્ગોઝને પૂછીને સીમરીપથી બેગકોક કઈ રીતે પહોચવુ, એના ઉપાયો વિચારવા માડ્યા ત્યારે ખ્યાલ આ યો કે અમે કેવી ઓતાડી જગાએ છીએ. રેલ્વે-સ્ટેશન તો સીમરીપથી પચાસ માઈલ દૂર, કોઈ રીતે ત્યાં પહોચ્યા પછી કબોડિયન રેલ્વેમા સરહદ ઉપરના અરણ્યપ્રદેશ નામે સ્ટેશને જઈ, થાઈલેન્ડની રેલ્વેમા પ્રવાસ કરતા, ઓછામા ઓછા બે દિવસે બેગકોક પહોચાય! બસમા કે કારમા તો જવાય જ નહિ કેમકે ધાડપાડુના ત્રાસ ઉપરાન્ત માર્ગમા પણ 'સર્વિસ' નહિ, એટલે નાનો-મોટો અકસ્માત થાય તો પ્રવાસીઓનો કોઈ તરણોપાય નહિ! અહીથી તાર બેગકોક પહોચતાં દોઢ દિવસ તો થાય જ, કેમકે કમ્બોડિયાના પાટનગર નોમ પેન્હ થઈને પછી તે બેગકોક જાય! બેગકોક અને સીમરીપ વચ્ચે સીધો તારવહેવાર નથી! ટેલિફોન પણ નોમ પેન્હ થઈ શકે, બેગકોક નહિ! પરન્તુ અમારી જરૂરિયાત તો બેગકોક સાથે સપર્ક સાધવાની હતી આ બધી તપાસ કર્યા પછી અમને ખ્યાલ આવ્યો કે બેગકોક પહોચવા માટે વિમાન જ શ્રેષ્ઠ સાધન છે (જે તત્કાળ મળે એમ નથી) અને અમારી દશા વહાણ ભાગવાને પરિણામે કોઈ નિર્જન ટાપુ ઉપર ફસાઈ પડેલા મુસાફરો જેવી કઈક છે

રાયલ મિ. સ્ટાઈન પાસેથી લીધા, (બેંગકોકના શરાફ બજારમાંથી એક ડોલરના ૭૨ રાયલ લેખે મેં કંબોડિયન નાણું ખરીદ્યું હતું. એ બેનાં સીમરીપમાં જે ભાવે મળ્યુ એમાં ખાસ ફરક ન ગણાય. પરન્તુ કંબોડિયાની સરકારે નિયત કરેલો ભાવ તો એક ડોલરના ૩૫ રાયલ છે, તે ઉપરથી ત્યાંનાં નાણાંની કીમત કેટલી ઘટી ગઈ છે એનો ખ્યાલ આવશે. ઇન્ડોનેશિયાના રૂપિયાની પણ ઓછાવત્તા પ્રમાણમાં આવી સ્થિતિ છે.) અને શ્રી. અરવિન્દ ભૂખણવાળાને તા. ૧૦મી મેએ સવારે તાર કર્યો, જે તા ૧૧મીએ રાત્રે હું બેંગકોક પહોંચું ત્યાર પહેલાં એમને મળી ગયો ખરો.

એ પછી આકરા તડકામાંથી બચવા માટે વાંસની હેટ ઓઢીને આ લોકોની જળવ્યવસ્થા જોવા નદીકિનારે ફર્યો. નદીને કિનારે છૂટાંછવાયાં મકાનોની હાર આવેલી છે. નદીમાં ઠેરઠેર ઘટમાળ મૂકેલી છે. એનું વિશાળ ચક્ર ફર્યે જાય છે. એમાં ઘડાને બદલે વાંસની ભુંગળીઓ હોય છે. એવી રીતે એ ભુંગળીઓ ગોઠવેલી હોય છે કે પાણીને અડે ત્યારે બરાબર ભરાઈ જાય અને ઉપર આવે ત્યારે વાંસની પગનાળમાં ઠલવાઈ જાય. આ રીતે નીચી સપાટી ઉપરથી નદીનું પાણી ઊંચી સપાટી ઉપર ઠેઠ રસ્તા સુધી આવે. ત્યાંથી વાંસ કે પથ્થરની ભૂગર્ભ-નલિકાઓ દ્વારા રસ્તાની બીજી બાજુ મકાનોમાં અને બગીચામાં લઈ જવાય. ત્યાં નીચાણમાં ટાંકી કે કુંડી જેવું બનાવ્યું હોય એમાં ભરાય અને ઉપયોગમાં આવે આ પદ્ધતિ જૂની હશે, પણ પૂરી સ્વચ્છ અને શાસ્ત્રીય છે, અને અગ્નિ એશિયાના બધા દેશોમાં વ્યાપક છે.

અમારી રખડી પડેલી મંડળીના અમેરિકન નાગરિકો તા. ૯મી મેથી નોમ પેન્હ ખાતેના અમેરિકન એલચીનો ટેલિફોન ઉપર સંપર્ક સાધવા પ્રયત્ન કરતા હતા તે તા. ૧૦મીએ સાધી શક્યા. (નોમ પેન્હમાં ભારતનું એલચીખાતું જ નથી, એટલે હું કોઈની આગળ દાદફરિયાદ કરી શકું એમ હતું નહિ!) અમેરિકન એલચીએ કંઈક

આશ્વાસન આપ્યું. પ્રાયઃ એના પ્રયત્નને પરિણામે, નોમ પેન્હથી બપોરે, એર-કંબોજ અને થાઈ-એરવેઝના ફોન આવ્યા કે—'બપોર પછી થાઈ-એરવેઝનું એક વિમાન બેંગકોકથી સીમરીપ આવશે અને બધાને બેંગકોક લઈ જશે.' સાંજે ચાર વાગ્યે નોમ પેન્હ ફરી ફોન કર્યો ત્યારે જવાબ મળ્યો કે, 'વિમાન આવશે ખરું, પણ ચોક્કસ સમય અત્યારે આપી શકાય એમ નથી' પણ ઠેઠ સાંજ સુધી વિમાન આવ્યું નહિ, એટલે મિ. સ્ટાઈને પાછો નોમ પેન્હ ખાતે એર-કંબોજને ફોન કરતાં જવાબ મળ્યો કે 'અમે થાઈ-એરવેઝને બેંગકોક તાર કરેલો, તે મોડો મળ્યો, એટલે તેઓ વિમાન મોકલી શકે એમ નથી!' હોટેલવાળા વર્ગીઝે અમને કહ્યું કે 'થાઈ લૅન્ડ અને કંબોડિયાની સરકારો વચ્ચે સારા સંબંધો નથી, એટલે થાઈ-એરવેઝ, એર-કબોજને સહાય કરે એવો સંભવ નથી!' ખેર, બીજો આખો દિવસ તો રોકાઈ ગયા. રાત્રે પાછો એર-કબોજનો ફોન આવ્યો કે તા. ૧૧મી મે ને શનિવારે બપોરે એર-વિયેટનામનું વિમાન સપ્તાહાન્ત પર્યટન માટે સીમરીપ આવે છે અને પછી ત્યાં જ રોકાઈ રહે છે તે આ બધા ઉતારુઓને બેંગકોક લઈ જશે અમને અપાયેલાં એટલાં બધાં વચન ખોટાં પડચાં હતાં કે આ વિમાનમાં દાખલ થઈએ નહિ ત્યાં સુધી આ વાતનો

અત્યારે મૂર્તિ કે લિંગ નથી, પણ બાજુના એક નાના દેવકુલમાં ઉમા અને ગંગા સાથે શિવની મૂર્તિ છે — જો કે ત્રણેયનાં માત્ર ધડ રહ્યાં છે. ગર્ભગૃહની પાછળ દિવાલ ઉપર ઊંચે શેષશાયી વિષ્ણુનું એક સુંદર શિલ્પ છે. એની પાસે જ 'પ્રા કો' નામે, ઈ. સ ૮૭૯માં બંધાયેલા બીજા એક મંદિરનું ખંડેર છે અને એ બન્નેની વચ્ચે એક અર્વાચીન બૌદ્ધ મઠ છે

બપોરે પર્યટનમાંથી પાછા હોટેલે આવ્યા ત્યારે વર્ગોઝ ઉપર તાર આવેલો હતો કે એર-વિયેટનામનું વિમાન અમને બેંગકોક લઈ જશે. તોપણ અત્યાર સુધી થયેલા અનુભવને પ્રતાપે, અમારામાંના કેટલાકે નિર્ણય કર્યો હતો કે આપણો હક્ક એર-કમ્બોજ ઉપર છે અને તેનું વિમાન પહેલું આવવાનું છે, માટે તેમાં જ જવું! પણ વર્ગોઝે અમને ખાતરી આપી હતી કે 'જ્યાં સુધી એર-વિયેટનામ આવશે નહિ ત્યાં સુધી એર-કંબોજને હું ઊપડવા નહિ દઉં!' જ્યાં વહીવટ ઢીલો હોય ત્યાં ચૌદશિયા બળવાન હોય એ સાર્વત્રિક અનુભવ છે. એક પોલીસ અમલદારને લઈને વર્ગોઝ અમારી સાથે જ એર-પોર્ટ ઉપર આવ્યા.

બરાબર અઢી વાગે, એર-કંબોજનું વિમાન આવીને ઊભું રહ્યું અને એમાંના ઉતારુઓ થોડીક વિશ્રાન્તિ માટે નીચે ઊતર્યા કે તુરત મિ. સ્ટાર્ઇન અંદર દાખલ થયા, કેમકે એમનાં પત્નીની તબિયત નરમ હતી તેથી તે બેંગકોક પહોંચવા માટે અધીરા હતા. પહેલાં તો તેમણે પાઇલટને ઠપકો આપ્યો કે 'વચન આપવા છતાં તું કેમ આવ્યો નહિ?' પછી અંદર દાખલ થયા. પેલો કહે, 'તને બહાર ફેંકી દઉં.' ઘણી રકઝકને અંતે તે દાખલ થઈ શકયા અને તેમની પાછળ તેમની પત્ની દાખલ થયાં; એમની પાછળ બીજી કેટલીક સન્નારીઓ પણ પ્રવેશી. એમના પતિઓને ખાતરી હતી કે પત્નીઓની પાછળ પોતે પણ જઈ શકશે!

સવાત્રણ વાગે, એર-વિયેટનામનું અમારે માટેનું વિમાન આવ્યું, એટલે વર્ગોઝે એર-કંબોજમાં જઈને અંદર બેઠેલાને નીચે ઊતરવા વિનંતી કરી. પણ પેલા માને તો ને? છેવટે, કોઈ પણ દેશના એર-

પોર્ટ ઉપર ભાગ્યે નજરે પડે એવું વિલક્ષણ દૃશ્ય ભજવાયું. ઍર-વિયેટનામના ફ્રેન્ચ પાઇલટને ઉદ્દેશીને વગેરિ મોટેથી અંગ્રેજીમાં બૂમ મારીને પૂછ્યું, "આ બૅંગકોક જવા માટેનું સ્પેશ્યલ પ્લેન છે?" પેલાએ એટલા જ જોરથી ઉત્તર આપ્યો, "હા, અને હમણાં જ તે બૅંગકોક જશે." હવે પેલાં બધાંને સંતોષ થયો અને ઍર-કબોજમાંથી નીચે ઊતરીને તેઓ પણ આ પ્લેનમાં આવ્યાં; અને અઢી દિવસની ગમતભરેલી મુશ્કેલીઓ પછી અમે સાંજે સાડાપાંચ વાગ્યે બૅંગકોક આવી પહોંચ્યાં.

ઍર-પોર્ટ ઉપરથી ઓરિયેન્ટલ હોટેલમાં આવ્યો ત્યારે ઘણા પત્રો અને શ્રી ભૂખણવાળાના સંદેશાઓ પડ્યા હતા. રશિયન એલચી-ખાતામાં એક સમારંભમાં જવાનું હોવાથી, તા. ૧૦મી મેએ મારો સંપર્ક સાધવાનો ઘણો પ્રયત્ન તેમણે કર્યો હતો. વળી, તા. ૧૦મી મેએ મારે ચુલાલોંકાર્ન યુનિવર્સિટીમાં જવાનું અને ત્યાં પાલિ ભાષાના પ્રોફેસર અને વિખ્યાત બૌદ્ધ સાધુ બિસિત ફ્રા વરવેધ્યને મળવાનું તેમણે નક્કી કર્યું હતું અને બાકીના સમયમાં નેશનલ મ્યૂઝિયમ, નેશનલ લાયબ્રેરી, 'વાટ પો' (જ્યાં શયન કરતા બુદ્ધની મહાકાય મૂર્તિ છે) વગેરે જોવાનું ધાર્યું હતું, પણ તે બધું નિરુપાયે બંધ રહ્યું.

પરન્તુ તા. ૧૧મી મેએ સાંજે હું બૅંગકોક પહોંચ્યો તે રાત્રે શ્રી ભૂખણવાળા અને શ્રી. શરાફ આવી પહોંચ્યા. મારી રુચિનો વિચાર કરીને થાઈ નૃત્ય-નાટક જોવાનો કાર્યક્રમ તેમણે નક્કી કરી રાખ્યો હતો, તે સારું થયું. મિનિસ્ટ્રી ઑફ કલ્ચરલ અફેર્સ-સંચાલિત 'શિલ્પ-કોણ' (અર્થાત્ કલાકેન્દ્ર)ના પ્રેક્ષાગૃહમાં 'રાજકુમાર રથસેન'નું નૃત્યનાટક ભજવાનું હતું. નૃત્ય, અભિનય, વેશ અને સંગીત-એ બધાં ઉપર ભારતીય સંસ્કારિતાની, ખાસ કરીને સંગીત ઉપર દક્ષિણ ભારતની, ઊંડી અસર હતી. અમે ગીતોની ભાષા કે કથા સમજતા નહોતા, એટલે અમારી પાસે બેઠેલા એક સિયામી ભાઈ વચ્ચે વચ્ચે થોડું સમજાવતા હતા, કેમકે આ નૃત્યનાટક ભારતીય સંસ્કૃતિનું સંતાન હતું એ બાબતનું તેમને પણ ગૌરવ હતું. કહેવામાં આવ્યું કે

આ નૃત્યનાટકોમાં બધી જ ભૂમિકા સ્ત્રીઓ ભજવે છે. જ્યાં કેવળ નૃત્ય હોય ત્યાં સ્ત્રીઓ સાથે પુરુષો હોય છે ખરા. એ જોઈને રાત્રે બાર વાગ્યે હોટેલ ઉપર આવી આરામ લીધો.

તા. ૧૨મી મેએ સવારે નિત્યકર્મ પતાવીને અગિયાર વાગ્યે બેંગકોકના ઍરપોર્ટ ઉપર આવી લંચ લીધું; ત્યાં ગુજરાત કોલેજના મારા એક સહાધ્યાયી મિત્ર, જે કેટલાંક વર્ષથી આફ્રિકા રહે છે તેઓ દેશમાં આવીને થોડા સમય માટે ધંધાર્થે જાપાન જઈ સ્વદેશ પાછા ફરતા હતા એમનો લાંબા સમય પછી અચાનક મેળાપ થયો. બપોરે સાડાબાર વાગ્યે, ટોકિયોથી આવતા ઍર-ઇન્ડિયાના વિમાન 'રાણી ઓફ નીલગિરિ'માં અમે મુંબઈ આવવા નીકળ્યા. ત્રિરંગી ધ્વજ ફરકાવતું ઍર-ઇન્ડિયાનું વિમાન એટલે ભારતનો ઊડતો ટાપુ, એમાં દાખલ થતાં બેંગકોકમાં જ જાણે સ્વદેશ આવ્યાનો આનંદ થયો. પછી તો થોડા કલાકની મુસાફરી બાદ, કલકત્તાના ઍરપૉર્ટ ઉપર અલ્પાહાર કરીને રાત્રે નવ વાગ્યે સાન્ટાક્રુઝ આવી પહોંચ્યા. મિત્રો અને સ્વજનોનો ઠીક સમુદાય એકત્ર થયો હતો. દૂરથી મને જોઈને ચિ. રોહિણી અને ચિ નિરંજને 'મોટાભાઈ!' કહીને જોરથી પહેલું સંબોધન કર્યું તે કાને પડ્યું. લગભગ અગિયાર માસના સતત વિદેશભ્રમણ પછી સ્વદેશ આવી પહોંચતાં જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી એ સુભાષિતમાં રહેલા ઊંડા ભાવનું કંઈક સ્વારસ્થ્ય અનુભવાયું.

અને થોડાક દિવસમાં ચાલુ કામોનો ક્રમ પાછો શરૂ થયો.

મારી યાત્રાના આ અનુભવો લખાવવા માટે અને પૂરી નિયમિતતાથી ગુજરાત સમક્ષ રજૂ કરવા માટે 'બુદ્ધિપ્રકાશ'નો આભાર માનું તો એમાં ઔપચારિકતા નહિ જ ગણો એવી આશા છે.

લિ.

ભોગીલાલ સાંડેસરાના

સપ્રેમ નમસ્કાર

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬ | ૧૦ | લઈ ને | લઈને |
| ૬૨ | ૨૦ | કરતી | કરતાં |
| ૭૬ | ૧૧ | વટાવી | વટાવી. |
| ૮૨ | ૧૩ | ‘ ફ્રામકોલોજી ’ | ‘ ફ્રાર્મ કોલોજી ’ |
| ૯૭ | ૧૫ | જોયું | જોયાં |
| ૧૦૪ | ૧૫ | પશ્ચિમ | પૂર્વ |
| ૧૦૫ | ૧૬ | ‘ ચારપંચાશિકા ’ | ‘ ચૌરપંચાશિકા ’ |
| ૧૧૨ | ૫ | જ્યૉર્જ, મેસન | જ્યૉર્જ મેસન |
| ૧૨૧ | ૬ | અંગ્રેજી | ‘ અંગ્રેજી |
| ૧૩૨ | ૨૪ | માટે | મોટે |